# સાહિત્યસૌરભ

## ભાગ બીજો




સંપાદકો :

શંકરપ્રસાદ છગનલાલ રાવલ

ભાનુશંકર બાબરભાઈ વ્યાસ





પ્રથમ આવૃત્તિ



[વિ. સં. ૧૯૯૬ ]                [ઈ. સ. ૧૯૪૦

મૂલ્ય ચૌદ આના

મુદ્રકઃ—
કેશવ તાતોબા શેટયે,
તત્ત્વવિવેચક પ્રેસ, બેલાસીસ રોડ, મુંબાઈ.







પ્રકાશકઃ—
એન. ડી. મહેતાની કંપની
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ
૩૬૭, કાલકાદેવી રોડ, મુંબાઈ



# આરંભવચન

હાઈસ્કૂલનાં ધોરણોમાં ગુજરાતી ભાષા અને સાહિત્યનો અભ્યાસ કરવા માટે જે વિદ્યમાન સંગ્રહો છે તેમાં અમે આજે એકનો વધારો કરીએ છીએ. અમારો આશય સ્પષ્ટ કરવા માટે બેત્રણ બાબતોનો નિર્દેશ બસ થશે એવી આશા રાખીએ છીએ :

૧ જૂના–દયારામ સુધીના ગુજરાતી સાહિત્યમાં તળપદી ગુજરાતી ભાષાનું જે દર્શન આપણને થાય છે તે જોતાં તે જૂના સાહિત્યનું પ્રમાણ અભ્યાસક્રમમાં સાધારણ રીતે વધારે રાખવું એ ઈષ્ટ લાગે છે.

૨ વળી અર્વાચીન સાહિત્યમાં જે ચિન્તન અને વિચારની સમૃદ્ધિ આપણી નજરે પડે છે તેને પણ પૂરેપૂરો અવકાશ વિદ્યાર્થીઓના અભ્યાસના ક્ષેત્રમાં મળવાની જરુર છે.

૩ પ્રાચીન અને અર્વાચીન જેજે સાહિત્યસ્વરૂપો ગુજરાતમાં જનમ્યાં છે ને વિકાસ પામ્યાં છે તેનો પણ બને તેટલો પ્રત્યક્ષ અથવા પરોક્ષ વિદ્યાર્થીઓને પરિચય મળે એ દૃષ્ટિ પણ આવા સંગ્રહોના સંપાદકોની હોવી જોઇએ.

૪ કદાચ છે ને કમનસીબે ગુજરાતમાં શિક્ષણ આપતી સર્વ શાળાઓમાં ગુજરાતી ભાષા અને શિક્ષણનું સમાન ધોરણ ન પ્રવર્તતું હોય તો પણ બને ત્યાં સુધી સર્વ શાળાઓમાં ઉપયોગી થઈ શકે તેવા ધોરણ તરફ સંપાદકોનું લક્ષ હોવું જોઇએ.

આ બાબતોમાં અમે કેટલે અંશે સફળ થયા છીએ એ અનુભવી અને સાચા શિક્ષકો માટે રહેવા દઇશું. એમનું માર્ગદર્શન હમેશાં આદરપાત્ર ગણીશું.

**જોડણી સંબંધમાં ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશને અમે અનુસર્યા છીએ.**

બાઈ કબીબાઈ હિન્દુ હાઈસ્કૂલ,<br>
મુબાઈ,<br>
અક્ષયતૃતીયા, વિ. સં. ૧૯૯૬

સંપાદકો

# અ....નુ....ક્ર....મ

## પ....દ્ય....વિ....ભા....ગ

## ગ....દ્ય....વિ....ભા....ગ

# સાહિત્યસૌરભ

## ભાગ બીજો

### પદ્યવિભાગ

## નરસિંહ મહેતા

**[ આશરે વિ. સં. ૧૪૭૦–૧૫૩૬ : ઈ. સ. ૧૪૧૪–૧૪૮૦ ]**

[ **આપણી** જૂની ગુજરાતી ભાષાના આદ્યકવિ તરીકેનું માન જોકે **નરસિંહ મહેતાને** આપવામાં આવે છે છતાં તેમના પહેલાં **અસાઈત**, **શ્રીધર વ્યાસ**, **ભીમ**, **અબ્દુર રહેમાન** તેમ જ ઘણાએક **જૈન** કવિઓ થઇ ગયા છે. પણ **નરસિંહ મહેતાનાં** કાવ્યો ગુજરાતી લોકહૃદયમાં પ્રવેશી ઘણાં જ લોકપ્રિય થયેલાં છે. પ્રભાતિયાં તો **નરસિંહ મહેતાનાં** જ એમ કહી આજે પણ આપણે એ કવિની કાવ્યસમૃદ્ધિને પ્રેમપૂર્વક સત્કારીએ છીએ.

**મહેતાનું** જન્મસ્થળ **જૂનાગઢ**. એમના પિતાનું નામ **કૃષ્ણદાસ** અને માતાનું **દયાકુંવર**. **મહેતાના** ત્રીજા વર્ષમાં પિતા અને અગિયારમા વર્ષમાં માતા ગૂજર્યાં હતાં. કાકા **પર્વતદાસને** ત્યાં એ ઊછર્યા હતા અને એમનો સ્વર્ગવાસ થતાં પિત્રાઈ ભાઈ **બંશીધરને** આશ્રયે એ રહેતા. સત્તર વર્ષની ઉમ્મરે એમનાં લગ્ન **માણેકબાઈ** સાથે થયાં હતાં. એમને બે સંતાનો હતાં : **કુંવરબાઇ** અને **શામળદાસ**. **નરસિંહ મહેતો** વિદ્યાર્થી તરીકે ઠોઠ ગણાતો. સાધુસંતોનાં ટોળાંમાં બેસી ભજનો સાંભળવાનો, ગાયનો ગાવાનો ને નૃત્ય કરવાનો એને અજબ નાદ લાગ્યો હતો. સંસારવ્યવહાર તરફ એ બેદરકાર હતો; છતાં **પ્રભુમાં** એને અડગ શ્રદ્ધા હતી.

હાર, હુંડી, મોસાળું, વિવાહ અને શ્રાદ્ધ એ એમના જીવનના પ્રસંગો એમણે એમનાં કાવ્યોમાં ગાયા છે અને **ગુજરાતે** એ પ્રસંગો સ્નેહપૂર્વક સ્મરી રાખ્યા છે.

પત્નીનું મરણ, પુત્રનું મરણ અને પુત્રવધૂનું વૈધવ્ય, **કુંવરબાઈના** મોસાળાની કરુણ કથા: આ સર્વેએ **મહેતાના** ભક્તજીવનને કરુણતાથી રંગ્યું છે; **રામાંડલિકની** સતામણીએ એમાં ઉમેરો કર્યો છે.

સંસારવ્યવહારના ચાલુ કરુણ જીવનને વીતાવતાંવીતાવતાં છતાં પ્રભુમાં અડગ શ્રદ્ધા રાખનાર મહેતાજી આશરે એમના છાસઠમા વર્ષે સ્વર્ગે ગયા હતા.

નરસિંહ મહેતાની કવિતા જૂની ગુજરાતીમાં લખાયલી છતાં પાંચસો ઉપરાંત વર્ષોથી લોકમુખે ગવાઈગવાઈ હાલની ગુજરાતીમાં બનાવવામાં આવી હોય એવી જણાય છે.

## નરસિંહ મહેતાની કાવ્યકૃતિઓ

હુંડી ( પદ ૯ ), હારસમેનાં પદ, અંતર્ધ્યાનસમાનાં પદો, ગોવિંદગમન, ચાતુરીષોડષી, છત્રીશી પદો, પ્રભુભક્તિજ્ઞાનનાં પદો, બાળલીલા, રાસલીલા, દાણલીલા, સહસ્રપદીરાસ, બે જાતના દ્વાદશમાસ, શામળદાસનો વિવાહ, કૃષ્ણજન્મની વધાઈનાં પદો, સત્યભામાનું રૂસણું, સુદામાચરિત્ર, હીંડોળા વસંત શૃંગારમાળા, કેરબારેખતાનાં પદો, આઠવાર, સુરતસંગ્રામ અને છૂટક પદો. ]

# એક પ્રભુ

• પ્રભાતિયું •

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ! જૂજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અખિલ.
પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા! વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધરચના કરી અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એ જ આશે. અખિલ.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ દે, કનકકુંડલ વિષે ભેદ નો'ય;
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોય. અખિલ.
ગ્રંથગડબડ કરી, વાત ન કરી ખરી, જેહને જે ગમે તેને પૂજે;
મનવચનકર્મથી આપ માની લહે, સત્ય છે એ જ મન એમ સૂઝે. અખિલ.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંઓ એ મનતણી શોધના, પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. અખિલ.

૨

# સર્વવ્યાપક પ્રભુ

• પ્રભાતિયું •

નિરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો! "તે જ હું, તે જ હું" શબ્દ બોલે,
શ્યામના ચરણમાં ઈચ્છું છું મરણ રે, નથી અહીંઆં કોઈ કૃષ્ણ તોલે. નિરખ.

શ્યામશોભા ઘણી, બુદ્ધિ ના શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી,
જડ ને ચૈતન રસ કરી જાણવો, પ્રેમે પકડીને સજીવન મૂળી. નિરખ.
જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમની કોર જ્યાં નીસરે તોલે,
સચ્ચિદાનંદ આનંદક્રીડા કરે, સોનાનાં પારણાંમાંહીં ઝૂલે. નિરખ.
બત્તીવિણ, તેલવિણ, સૂત્રવિણુ જો વળી, અચળ ઝળકે સદા અનલદીવો,
નેત્રવિણુ નિરખવો, રૂપવિણુ પરખવો, વણજીહ્વાએ રસ સરસ પીવો. નિરખ.
અકળ અવિનાશી જે નવ જ જાયે કળ્યો, અરધઉરધની માંહે મહાલે,
નરસૈંઆનો સ્વામી સકળ વ્યાપી રહ્યો, પ્રેમના તંતમાં સંત ઝાલે. નિરખ.

નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ

### પ્રશ્નો

૧ આખા બ્રહ્માંડમાં પ્રભુ કયાંકયાં છે ?
૨ પ્રભુ કયાંકયાં જુદાં રૂપોમાં વસી અનંતતા દર્શાવે છે ?
૩ દેખીતી જુદીજુદી રચનાઓમાં પ્રભુ શાથી રહેલા દેખાય છે ?
૪ કનક અને કુંડલની એકતા પરથી પ્રભુની એકતા તમે શી રીતે સિદ્ધ કરો છો ?
૫ જુદાજુદા ગ્રંથોએ શી ગડબડ કરી મૂકી છે ?
૬ લોક ગમે તેમ પ્રભુને કેમ પૂજે છે ?
૭ મનની શુદ્ધિથી શી રીતે પ્રભુ આપણી આગળ પ્રગટ થાય ?
૮ ગગનમાં કોણ ઘૂમી રહ્યું છે ?
૯ જડચેતનમાં પ્રભુને શી રીતે પામી શકાય ?
૧૦ સત્ ચિત્ અને આનંદરૂપે પ્રભુને વર્ણવો.
૧૧ પ્રભુના જ્યોતિરૂપથી તમને શાશા વિચાર સ્ફુરે છે ?
૧૨ પ્રભુની સર્વવ્યાપકતા શી રીતે સિદ્ધ કરશો ?



# મીરાંબાઈ

**[ વિ. સં. ૧૫૬૩–૧૬૦૩ : ઈ. સ. ૧૫૦૭–૧૫૪૭ ]**

[ **મીરાં**બાઈની જન્મભૂમિ **ગુજરાત** બહાર હોવા છતાં **ગુજરાતી** કવિઓમાં એમનું **સ્થાન** માનવંતું છે. **જોધપુર**ના **રાઠોડો**ના અંગભૂત **મેડતીઆ રજપૂત રાવ દૂદાજી મીરાં**ના દાદા થાય. **રત્નસિંહ** એના પિતા થાય. **જયમલ્લ રાઠોડ** એના પિત્રાઈ ભાઇ ને બાલસખા થાય.

**ચિત્તોડ**ના **ગુહિલોત રાણા સંગ** ( **સંગ્રામસિંહ** )ના **યુવરાજ ભોજરાજ** જોડે **મીરાં**નાં લગ્ન સં. ૧૫૭૯ માં થયાં હતા. થોડાં વર્ષ બાદ સં. ૧૫૮૪ માં તે વિધવા થયાં.

**મીરાં**ના બાલસંસ્કારો **રાવ દૂદાજી**ની પરમ વૈષ્ણવભક્તિના વાતાવરણમાં રંગાયા હતા. ભકિતનો ભેળ કરી વૈધવ્યને એણે વધારે નિર્મલ બનાવ્યું હતું.

**ચિત્તોડ**ની પડતી થઈ. વડીલો રણસંગ્રામમાં ખપી ગયા. **રાણો વિક્રમાદિત્ય** ગાદીપતિ થયો ને સાધવી **મીરાં** પ્રત્યેનો દિયરધર્મ વિસરી ઊલટો એને સતાવવા લાગ્યો. વિષપાન મોકલતાં **મીરાં** અમૃતપાન સમજી પી ગયાં. આ જ **રાણા** સંબંધમાં **મીરાં**એ પોતાની **પજવણી** માટે પોતાનાં કાવ્યોમાં ઉલ્લેખ કર્યો છે. આખરે **મીરાં ચિત્તોડ** ત્યાગી **મથુરાવૃંદાવન** થઈ **દ્વારકા** આવ્યાં. અહીં જ **દ્વારકેશ** સમક્ષ અને એને પાછાં તેડવા આવેલા લાંઘતા ઉપવાસી **બ્રાહ્મણો**ની વિનંતિઓ સમક્ષ **મીરાં**એ ગાતાંગાતાં દેહ છોડી સારૂપ્ય મુકિત મેળવી. એ કૃષ્ણમાં મળી ગયાં.

**મીરાં**નાં કાવ્યોમાં હૈયાની ભકિતના ઊછાળા મારતી ઊર્મિઓ છે. એવાં પદની સંખ્યા ઝાઝી નથી. એની ભારે લોકપ્રિયતાએ બીજાનાં જોડેલાં એવાં અસંખ્ય પદોનો એમાં ઊમેરો કરી નાંખ્યો છે. ટૂંકાંટચ, નિર્મલ ભકિતભાવયુકત ને પ્રવાહી: **મીરાં**ના પદોનાં આ લક્ષણ છે. આ કસોટીએ **મીરાં**ના પદોની પરીક્ષા સંભવે છે.

**મીરાં**એ 'ગુજરાતી'માં કદાચ ન પણ લખ્યું હોય. છતાં **પશ્ચિમ રાજસ્થાન**ની આ યુવરાજ્ઞીની આપણી **જૂની ગુજરાતી**ના જ જેવી માતૃભાષામાંનાં પદોને આપણા જૂના ગુજરાતીઓએ પોતાનાં કરી લીધાં હોય અને એમ પરંપરાએ **મીરાં** અને એનાં પદો ' ગુજરાતી ' થયાં.

## મીરાંની કાવ્યકૃતિઓ

છૂટક **હિન્દી પદો**, **ભજનો**, **નરસિંહકા માહ્યરા** ( **હિન્દી** ), **સતભામાનું રૂસણું** વગેરે વગેરે. ]

# બીજું મારે શું કરવું ?

• પદ •

ધ્યાન ધણીકેરું ધરવું રે; બીજું મારે શું કરવું ?
શું કરવું રે સુન્દર શ્યામ ? બીજું મારે શું કરવું ?
નિત્ય ઊઠીને અમે નાહીએ ને ધોઇએ રે;
ધ્યાન ધણીકેરું ધરીએ રે. બીજું.
સંસારસાગર મહાજળભરિયો રે વહાલા !
તારે ભરોંસે અમે તરીએ રે. બીજું.
સાધુજનને ભોજન જમાડીએ વહાલા !
જુઠું વધે તે અમે જમીએ રે. બીજું.
વૃંદાવનમાં તે રાસ રચ્યો રે વહાલા !
રાસમંડળે અમે રમીએ રે. બીજું.
હીર ને ચીર મને કામ ન આવે વહાલા !
ભગવાં પહેરીને અમે ભમીએ રે. બીજું.
બાઈમીરાંકે પ્રભુ ગિરિધરનાગર—
ચરણકમળ ચિત્ત ધરીએ રે. બીજું.

મીરાંનાં પદો

### પ્રશ્નો

૧ કૃષ્ણની એકનિષ્ઠ ભક્તિમાં મીરાંને શું કરવાનું ગમે છે ?
૨ મીરાંની કૃષ્ણભક્તિનું વર્ણન કરો.



# અખો

## [ આશરે વિ. સં. ૧૬૭૧–૧૭૨૦ : ઇ. સ. ૧૬૧૫–૧૬૬૪ ]

[ ગુજરાતી સાહિત્યનો **નરસિંહયુગ** ને **નાકરયુગ** પૂરો થતાં **પ્રેમાનંદયુગ**નો આરંભ થાય છે. **નરસિંહ મહેતા**ની રસદૃષ્ટિ ને તત્ત્વદૃષ્ટિ વિભક્ત થઈ **પ્રેમાનંદ** ને **અખા**માં સંક્રાન્ત થાય છે. **પ્રેમાનંદે** નવજીવન પ્રેરનારી રસિક વાણીને રસિક આખ્યાનોમાં ગૂંથી ગુજરાતી ભાષા પ્રત્યેની અપૂર્વ ને અજોડ ભક્તિથી આપણા કવિતાના સાહિત્યને પ્રચંડ આંદોલનો વડે વિવિધ દિશામાં બહલાવ્યું. **અખાને** ગુજરાતી સંસારના જીવોના પ્રપંચ અને ક્ષુદ્રતાને લીધે સંસાર નીરસ લાગ્યો. આથી એ જ્ઞાની કવિ નિઃસંગ રહી વેદાંતના તત્ત્વજ્ઞાનના રસનો આસ્વાદ કરવા અને કરાવવા તૈયાર થયો. વેદાંત જ્ઞાનનો ગુજરાતમાં પ્રચાર કરવા માટે આ સોનીભક્તે એની ભઠ્ઠીમાંથી જ્ઞાનના ભડકા ફેલાવ્યા છે. એના એરણ ઉપર હથોડા ટોકીટોકી તેમાંથી એણે જ્ઞાનના તણખા વેર્યા છે.

જ્ઞાતિએ **શ્રી**માળી **મારુ સોની** અખાનો જન્મ તે વખતમાં **મુગલાઈ**ની સુબેદારી તળે જામતા **અમદાવાદ** પાસેના જેતલપુર નામના પરામાં થયો હતો. એનાં માતાપિતા વિષે કંઈ જાણવાનું સાધન નથી. એની એક પ્રિય બહેનના અકાલ સ્વર્ગવાસે એનામાં સંસાર તરફ તીવ્ર વૈરાગ્યબુદ્ધિ પ્રેરી અને એણે સાંસારિક સુખભોગ તજી દીધા. સંસારમાંથી ભલાઈ નથી ચાલી ગઈ એ વિચારે એક ધર્મની બહેનની કંઠી ઘડી આપવામાં એણે ગાંઠનું સોનું ઉમેર્યું હતું; છતાં અવિશ્વાસુ દુનિયાની એ બહેનનો વહેમ ગયો નહીં. એણે કંઠીનો કસ કઢાવ્યો! **અખાને** સંસારની આવીઆવી કુટિલતા તીવ્રતાથી સાલી. એ બે વાર પરણ્યો હતો પણ બંને વાર વિધુર થયો હતો. આ પણ એના જ્ઞાનરસ તરફ ઢળવાનું કારણ હશે.

**અમદાવાદ**ની પાદશાહી ટંકશાળની નોકરીમાં પણ આ **સો**નીભક્તને ધાતુમિશ્રણના આરોપસર આરોપી બની પકડાવું પડ્યું હતું ને કેદમાં જવું પડ્યું હતું. પરિણામે જ્ઞાન ને ગુરુની શોધમાં એ નીકળી પડ્યો. એ જયપુર ગયો ત્યાં વૈભવમાં આળોટતા વૈષ્ણવ મહારાજાઓની મુલાકાતે પણ એને નિરાશા જ આપી. એ **ગોકુલ** ગયો. તે પછી સ્થળેસ્થળે રખડી એ **પ્રયાગ**, **કાશી** ગયો. **કાશી**માં એક **બ્રહ્માનંદજી**નો એને સમાગમ થયો. શરુઆતમાં છૂપા રહી એણે જ્ઞાનશ્રવણ કર્યા કર્યું. કોઈ ગુરુના કે સંપ્રદાયના વાડામાં પૂરાઈ જવાની એને ઈચ્છા ન હોતી છતાં આ **બ્રહ્માનંદજી** એને યોગ્ય ગુરુ લાગ્યા. ત્રણ વર્ષ સુધી એ **કાશી**માં રહ્યો. સાંભળીસાંભળીને આ ત્રણ વર્ષના ગાળામાં એણે **પંચદશી**, **અધ્યાત્મરામાયણ**, **યોગવાસિષ્ઠ**

અને ઉપનિષદોનો અભ્યાસ કર્યો. ત્યાંથી પાછા ફરતાં વૈષ્ણવ મહારાજાઓના કડવા અનુભવને પણ એણે ફરી પાકો કરી લીધો. આરંભમાં અજ્ઞાન છતાં બહુશ્રુત બની અખાએ પુખ્ત ઊમ્મરે લખવાનો આરંભ કર્યો. શાંકર વેદાંતના અભ્યાસક બની એણે એની લેખનપ્રવૃત્તિ આરંભી. આ પછી એની જ્ઞાનપ્રધાન કવિતાના નાનામોટા ગ્રંથો એણે લખ્યા.

શુદ્ધ વેદાન્તના સ્વતંત્ર વિચારનો આશ્રય કરી એણે પોતાનો તત્ત્વચિંતકનો સંદેશ જગવવા માંડયો. આધ્યાત્મિક વિચારોનું શરણ સમઝાવી એમાં એની આસપાસના મનુજબંધુઓને શ્રેયસ સાધવાનો સદુપદેશ એ આપે છે. હિન્દના અવિનાશી આધ્યાત્મિક વિચારોને એક પરમતત્ત્વ પરમાત્મા પ્રતિ પ્રેરતોપ્રેરતો એ જીર્ણપ્રાય: ને નિ:સત્ત્વ બની રહેલી હિંદુ પ્રજાના મલિન માનસને શુદ્ધ કરવા અગ્નિ, એરણ અને હથોડો લઈ બેધડક ટીપતોટીપતો જીવનભર મંડયો રહે છે.

અખાનું અવસાન આશરે વિ. સં. ૧૭૨૦ માં થયું કહેવાય છે.

### અખાના ગ્રંથો

ગુરુશિષ્યસંવાદ, અખેગીતા, ચિત્તવિચારસંવાદ, પંચકરણ, અનુભવબિંદુ, કૈવલ્યગીતા, સાતસો છેતાલીસ છપ્પા. આ ઉપરાંત પદો, છપ્પા, ભજનો અને જ્ઞાનપ્રધાન સોરઠાઓ એણે લખ્યા છે. બ્રહ્મલીલા અને સંતપ્રિયા એ એના હિન્દી ગ્રંથો છે.]

## સાંતીડાનું ભજન

સાંતીડું જોડીને સમજાવીએ, રૂડાં રામનાં બીજ લઈ વાવીએ.
દયામાયાના ડોળિયા પ્રાણી, પ્રેમનાં જોતર વાળ, પ્રાણી, પ્રેમનાં જોતર વાળ;
રાસ લેજે ગુરુજ્ઞાનની, તારે સતપરોણો હાથ સાંતીડું.
પેહેલી ગણ પ્રેમનામની રે પ્રાણી, કાળનાં ગુંડાં કાઢ, પ્રાણી,
કાળનાં ગુંડાં કાઢ;
બીજી ગણ બહુનામીની તારાં પાપ સમૂળાં જાય. સાંતીડું.
ત્રીજી ગણ ત્રિભોવનની પ્રાણી, તૃષ્ણાબેડી ટાળ, પ્રાણી, તૃષ્ણાબેડી ટાળ;
ચોથી ગણ ચત્રભુજની, તારાં ખેતર આવ્યાં તાર. સાંતીડું.
ત્રાટકતી આવી વાવણી ભાઇ, સત્યની ઓરણી બાંધ, પ્રાણી,
સત્યની ઓરણી બાંધ;

પાંચ આંગળીએ પૂરજે, તારે લાખે લેખાં થાય. સાંતીડું.
ઊગીને જ્યારે ઓળે ચઢ્યું પ્રાણી, વાડની મ કર વેલ, પ્રાણી, વાડની મ કર વેલ;
ચોયે દિશાએ રાખ સુરતા, એથી પાકશે રૂપારેલ. સાંતીડું.
પોંક આવ્યો હવે પાકશે પ્રાણી, મનનો મેડો નાંખ, પ્રાણી મનનો મેડો નાંખ;
ગોફણતેજે જ્ઞાનની ભાઈ, પ્રેમના ગોળા ફેંક. સાંતીડું.
ઢાળીડો આવ્યો ઢાળવા પ્રાણી, ઢાળ ભલેરી થાય, પ્રાણી, ઢાળ ભલેરી થાય;
ખાઓપીઓ, ધન વાવરો, એના ભોગ ભગવાનને જાય. સાંતીડું.
ગાણું ગાજે હવે જ્ઞાનનું ભાઈ, હૈયાની હુંપદ હાર, પ્રાણી, હૈયાની હુંપદ હાર;
અખોભગત કહે: પ્રભુ ભજ્યા વિના નહિ ઊતરો ભવપાર;
સાંતીડું જોડીને સમજાવીએ, રૂડાં રામનાં બીજ લઈ વાવીએ.

અખાની વાણી

### પ્રશ્નો

૧ અખાના આ ભજનમાં અખો પ્રભુજ્ઞાનને કોની સાથે સરખાવે છે ?

૨ ખેડુતની ખેતી અને પ્રભુના જ્ઞાનની સરખામણી કરો.

૩ ખેતી માટે અખાએ જેજે પારિભાષિક શબ્દો વાપર્યાં છે તેની એક યાદી કરો; તેની સામે પ્રભુપ્રાપ્તિના જ્ઞાનના સમાનાર્થ શબ્દોની યાદી કરો.



# પ્રેમાનંદ

**[ વિ. સં. ૧૬૯૨–૧૭૯૦ : ઈ. સ. ૧૬૩૬–૧૭૩૪ ]**

[ મહાકવિ પ્રેમાનંદે કરેલી ગુજરાતી ભાષા ને સાહિત્યની સેવા વિરલ છે. એમણે જે સ્વરૂપ ગુજરાતી ભાષાને એમની સંખ્યાબંધ લોકપ્રિય સાહિત્યકૃતિઓ-દ્વારા આપ્યું છે તે સ્વરૂપ સદાનું સ્થિર થઈ ગયું છે. એ વડોદરાના વતની ને જ્ઞાતિએ ચોવીસા બ્રાહ્મણ હતા. પુરાણીઓનો રાગડા તાણતો ભાષાંતરિયો ઉપદેશ શુષ્ક થઈ રહ્યો હતો, ત્યાં આ અમર માણભટ્ટે આખ્યાનોની રસિક કલા ગૂંથી લોકોની રસવૃત્તિને તૃપ્ત કરી. પ્રેમાનંદે સંસ્કૃત, મરાઠી ને હિંદી સાહિત્યનો સફળ અભ્યાસ કર્યો હતો. હિંદી તે વખતે ગુજરાતમાં પ્રાધાન્ય ભોગવતી. 'હિંદની ભાષાઓમાં શું શાં' નામથી નિંદાતી ગુજરાતીની રૂપીએ ચાર પૈસા કીમત અંકાતી જોઈ પ્રેમાનંદની ભાષાભક્તિ લજવાઈ ને તે પુરુષાર્થ કરી અનેક રીતે ખીલી ને ફાલી. 'ગુજરાતીને ઉત્તમ પદ મળે એવી ન કરું ત્યાંસુધી પાઘડી ન પહેરું' એવો આ મહાકવિએ ટેક લીધો હતો એમ કહેવાય છે. પ્રેમાનંદના યત્નો મહાભારત છે. એના શિષ્યમંડળમાં પુરુષો તેમ જ સ્ત્રીઓ હતાં. સૌએ સહકાર કરી ગુજરાતી સાહિત્યના ઉચ્ચ આદર્શો અનુસાર સાહિત્યનાં વિવિધ અંગોની અપાર ભક્તિ કરી છે. મહાકવિનું આયુષ્ય લગભગ સો વર્ષનું મનાય છે.

પ્રેમાનંદનાં કાવ્યોનું વસ્તુ સંસ્કૃતમાંથી લીધેલું છે. કવિએ તે વસ્તુને કલાથી સ્વતંત્ર રીતે ગ્રંથ્યું. એમાં નવી પાત્રસૃષ્ટિ ઊભી કરવામાં આવી છે. કેટલુંક બીજાનું એણે અપનાવ્યું પણ છે. ગુજરાતી જીવનનાં લાક્ષણિક લક્ષણો એમાં ગૂંથવામાં આવ્યાં. પ્રેમાનંદની કાવ્યસમૃદ્ધિના વિવિધ ગુણોએ ગુજરાતીઓનાં હૃદયોને સર કર્યાં છે.

જીંદગીભરના આ ભાષાભક્તે ગુજરાતને ઘણાંએક રસિક આખ્યાનો પછી આખ્યાનો આપ્યાં છે.

## પ્રેમાનંદની કાવ્યકૃતિઓ

લક્ષ્મણાહરણ, ઓખાહરણ, ચંદ્રહાસાખ્યાન, અભિમન્યુઆખ્યાન, મદાલસાખ્યાન, ઋષ્યશૃંગાખ્યાન, હુંડી, વામનકથા, હારમાળા ( મૂળ નરસિંહ મહેતાની વધારેલી ), દ્રૌપદીસ્વયંવર, શ્રાદ્ધ, માંધાતાખ્યાન, સુદામાચરિત્ર, ભગવદ્‌ગીતા, મામેરૂં, સુધન્વાખ્યાન, શામળશાહનો મોટો વિવાહ, રણયજ્ઞ, નળાખ્યાન, દ્રૌપદીહરણ, ( કર્તુત્વ સંદિગ્ધ ), હરિશ્ચંદ્રાખ્યાન, દેવીચરિત્ર, સુભદ્રાહરણ, માર્કંડેયપુરાણ, અષ્ટાવક્રાખ્યાન, દશમસ્કંધ, ભ્રમરપચીશી,

દાણલીલા, બભ્રુવાહનાખ્યાન, વ્રજવેલ, વિવેકવણઝારો, પ્રહ્‌લાદાખ્યાન ( સપ્તમ સ્કંધ ), રુકમણીહરણ, વગેરે વગેરે. ]

## કૃષ્ણનું કપટ

• રાગ : ગોડી મલ્લાર •

પેટીમાંથી કહે કુંવર, " શું બોલો છો વ્યંગ ગુરુજી ?
તમને હસવું થાય છે, મને અગ્નિ લાગ્યો અંગ ગુરુજી !
બીજે ઠામે કૌતુક કીજે, જ્યાં હોય હસ્યાનો ઠાર ગુરુજી !
વિલંબ થાશે એક પલ જીવ જાશે નિર્ધાર ગુરુજી !
વૃદ્ધપણું શું હવડાં આવ્યું ? મુખે નથી બોલતા શુક્રચાર્ય ગુરુજી !
વહાલા થઇને વેર વાળો છો, રખે કરતાં કૃષ્ણનું કાર્ય ગુરુજી !
તમને સમ છે બ્રહ્માભૃગુના જો ન ઊઘાડો દ્વાર ગુરુજી !
તમારા સમ જો અંત આવશે, હવે હું મુઓ નિર્ધાર ગુરુજી !
બહીરપણું શું હવડાં આવ્યું જે નથી સાંભળતા વાણ ગુરુજી ?
જો ન કાઢો મુજને આ સંકટથી માતાપિતાની આણ ગુરુજી !
શીત વ્યાપ્યું શરીરે મારે, કંઠે પડિયો શોષ ગુરુજી !
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડયું જમલોક ગુરુજી !
અંબુજમાંહે બંધાઈ મધુકર પેસે જાણી વિશ્વાસ ગુરુજી !
તેમ પેટીમાં હું પેઠો છું આણી તમ પર આશ ગુરુજી !
ઘરમાં આણી ઘાત ન કીજે જ્યારે ખોળે મૂકયું શીશ ગુરુજી !
જે પોતાના તેને દુઃખ દેતાં દુભાશે જગદીશ ગુરુજી !
ભૃગુપિતામહ, હું પુત્ર તમારો, નિશ્ચય જાશે પ્રાણ ગુરુજી !
મારી માતા ટળવળી મરશે, ભેદશે દુઃખનાં બાણ ગુરુજી !"

[ વલણ ]

" ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે."
અકળાયો અહિલોચન, પછે અવિનાશી વાણી ઓચરે રે.

૨

# કૃષ્ણ અને અહિલોચન

• રાગ: સામેરી મારૂ •

દુરીજનની દીનત્વવાણી સુણી, વળતા બોલ્યા ત્રિભોવનધણી:
"મૂકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રીરણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તો ય શે ન લહી માયા મારી?
મેં તો રૂપ ઋષિનું લીધું, તુને મારવાનું કારણ કીધું.
પહેલાં જાણ્યો મેં તું બળીઓ, માટે મારગમાં આવી મળીઓ.
જો હોય પૂર્વજન્મનું પાપ તો મૂકીએ સાંણસે સહાયો સાપ.
હવે તો તમે મને શું કરશો? અકળાઈ આફણીએ મરશો.
હું તો વેરી છઉંરે તારો, મેં અર્થ સાર્યો રે મારો."

• ઢાળ •

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મૂકો જીવની;
એ વેરણ તારી તું જાણે પેટી લાવ્યો શિવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક;
એમ વરદાનવાળા વિદાર્યા મેં તુંસરખા અનેક."–
એવાં વાયક સાંભળી વિશ્વંભરનાં હૈડે લાગ્યો હુતાશન;
ક્રોધ કરી કુંવર બોલ્યો કૃષ્ણ પ્રત્યે વચન:
"ધિક્કાર જાદવકુળને જ્યાં તુંસરખા ઉત્પન્ન!
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અન્ન.
હાથ લાકડી, ખાંધ કામળી, વૃંદાવન ચારી ગાય;
ગતિ કયાંથી ગોવાળીઆને? હૃદે નહીં દયા ય!
પશુપાલ જ પાપીએ કપટ કરી વહાયો મને:
અભ્યંતર જો હણ્યો અલ્યા, નરકવાસ હજો તને!
ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલભાર;
કેશીકંસ પછાડયો તે તુજ બળને છે ધિક્કાર!

રુકમણીનું હરણ કીધું, દીધો દુષ્ટજનને માર;
જરાસંધને જીત્યો તે તુજ બળને છે ધિક્કાર!
નરકાસુરને મારીને પરણ્યો પ્રેમદા સોળ હજાર;
પારિજાતકપુષ્પને લાવ્યો તે તુજ પ્રાક્રમને ધિક્કાર!
પ્રહ્લાદની તેં પીડા ટાળી ધરી નૃસિંહઅવતાર;
નખે નિપાત્યો હીરણ્યકશિપુ તે તુજ પ્રાક્રમને ધિક્કાર!
વપુ કીધું મીનનું ને વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યા, તુજ પ્રાક્રમને ધિક્કાર!
વરાહરૂપ વિઠ્ઠલ, થયો ને ધર્યો ભૂતલભાર;
નક્ષત્રી ભૃગુરૂપે કરી તે બળને પડો ધિક્કાર!
પહાણ તાર્યા પાણી વિષે ને સેના ઊતારી પાર;
રાવણ રોળ્યો રણ વિષે તે તુજ પ્રાક્રમને ધિક્કાર!
બળ જો મારા હાથનું જો હોય દેવકીકુમાર;
સંગ્રામ કરે નહીં મુજ સાથે તો તુજને છે ધિક્કાર!
કાઢ જાદવ, જીવતો, યુદ્ધ કીજીએ એકવાર;
મલ્લવિદ્યા એમ છે નહીં તે તારા બળને ધિક્કાર!

[ વલણ ]

ધિક્કાર! જાદવના પતિ, કપટ કરી મુને માર્યો રે;
ગુરુ થઇ આવી મળ્યો ને પ્રાણ પોતાનો ઊગાર્યો રે.”

3

## સુભદ્રા અને ભાભીઓ

• રાગ: દેશાખ •

માતાને ઘેર ગયા મોરારી રે ત્યારે ટોળે મળી સર્વે નારી રે;
સોળ સહસ્રે વાત વિચારી રે શું લાવ્યા ગિરિવરધારી રે?
આવ્યાં સુભદ્રાની પાસ રે જ્યારે બહાર પધાર્યા અવિનાશ રે.
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આપ્યાં સોળ સહસ્રને આસંન રે.

પછે સુભદ્રાજી હરખે પૂછે રે, 'ભાભી, સર્વે આવ્યાં તે શું છે રે?'
સુણી સુભદ્રાની વાણી રે ત્યારે બોલ્યાં રુકમણીરાણી રેઃ
" આવ્યાનું સ્થાનક અમારું રે, તે તો બાઈ, ભોવન તમારું રે;
અમો ભાભી જે સોળ હજાર રે તેને તમારો છે આધાર રે.
જ્યારે તમો જાશો સાસરડે રે, નહિ અવાય વસુદેવઘરે રે;
સાસરવાસો સર્વે બોજાઈ રે કરવા ઈચ્છે છે તમને બાઈ રે!
અમસરખું કંઈ કામ દેજો રે, મન ગમે તે માગીને લેજો રે"
જ્યારે એમ બોલી વડી વામા રે, ત્યારે બોલ્યાં ત્યાં સત્યભામા રેઃ
"આપણને એથી અધિક કંઈ નહિ રે, દૂધ છે તો ય એને છે દહીં રે;
આપ્યાનો તે શો છે ઊધારો રે? બાઈજી, લોની આ હાર અમારો રે.
આપણ કયાં ખરચીશું ગર્થ રે? સાસુનણંદ એ મોટું તીર્થ રે"
આપ્યો હાર તે સત્યભામાસતીરે ત્યારે ઊડીઆં જાંબુવતી રેઃ
"આ પહેરો સુભદ્રાજી, ચીર રે, ચિત્રવિચિત્ર ભર્યું છે હીર રે."
રુકમણી મન કીધું બહોળું રે, આપ્યું પહેરવાને ત્યાં પટોળું રે.
એક કહે, " લો સુભદ્રાબહેનરે, આ માળા લો મોટી મોહનરે."
કેણે આપ્યા કંકણ ને ચૂડી રે, નણદી કહે, "ભાભીઓ રૂડી રે."
ધોળા સાળુ છાંટયાં કેસર રે, મોટાં મોતી નાકે વેસર રે;
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટિમેખલા કટિની રે.
કલ્લાંકાંબી ને ઝાંઝરીઆં રે, નણંદને અર્પણ કરીઆં રે.
એમ આભ્રણ આપ્યાં સર્વે રે ત્યારે બોલ્યાં સુભદ્રા ગર્વે રે.
"આજ ભાભી, પરોણા રહીએ રે, વળી કામ અમસરખું કહીએ રે;
જેવાં કરશો તેવાં થઇશું રે, વહાલી વાત તે તમને કહીશું રે."
સુણી સુભદ્રાની વાણી રે ત્યારે બોલ્યાં તે રુકમણીરાણી રેઃ
"કહું છું કહો સુભદ્રાબાઈ રે, આજ આવ્યા હુતા તમારા ભાઇ રે;
પેટી હતી તે ભીયા કને રે, આવીને તે આપી છે તમને રે.
તે પિંજરમાં તે શું છે રે?" ભાભીસાથ સૌકો પૂછે રે.
" આપણે બોલવુંચાલવું શાનું રે ? એને જોઈ જાવું છે છાનું રે.
માટે ઊઘાડો પિંજરતાળું રે, અમો વેગળી રહીને નિહાળું રે;"

નણંદે જીભ કરડી ત્યાં દંત રે, ભાભી, ક્રોધી તમારો કંથ રે.
જાણો છો ત્રિકમની ટેવ રે, અગ્નિકટકો છે કૃષ્ણદેવ રે.
એ તાળાકેરી કૂંચી રે મોહને મૂકી છે ઊંચી રે.
શું જાણીએ શો છે સાપ રે? તેનો દેજો તમે જબાપ રે."
ત્યારે સત્યભામા ત્યાં પૂછે રે,"બાઈ,આવડુંબીઓછો તે શું છે રે?
જો તમ ઉપર કોપે શ્યામ રે ત્યારે મારું તમો લેજો નામ રે;
જો હરિ દેખાડે મુને બળ રે, રૂડી પેરે ઊતારું ઝાકળ રે."
ત્યારે બોલ્યાં તે જાંબુવતીરે, "એક મેં વિચારી છે મતિ રે;
આપણ અધરી પ્રતિજ્ઞા કીજે રે,કોઈ બહાર જઈ વાત ન કીજેરે."

[ વલણ ]

"ન કીજે વાત વિઠ્ઠલની ચોરી," જાંબુવતી એમ ઉચ્ચરે;
સંજય કહે, "સાંભળ ધૃતરાષ્ટ્ર, પછે શ્યામા સમ કેવા કહે રે?"

૪

## ઠગણી ભાભીઓ

• રાગ: મારૂ •

જાંબુવતી કહે, "બહાર જઇને કરે પિંજરની વાત
તેને માથે ભાર એટલો નહીં પિતાની જાત."
પછે સુભદ્રાના હાથમાં તે આપ્યાં સત્ય વચન;
વસ્ત્રઆભૂષણ રહ્યાં જોઈ ને માન્યું માનુનીમન.
ચાલી સુભદ્રા પિંજર પાસે, કૂંચી કરમાં સાહી;
એકલીએ તાળું ઊઘાડ્યું, જુએ વેગળા સર્વે ભોજાઈ.
દ્વાર બંને જૂજવાં કીધાં, જુએ છે સર્વે સાર;
માંહે મૃત્યુક મોટું દીઠું, ત્યારે હસી રાજકુમાર.
અહિલોચનનો પ્રાણ રહ્યો'તો વળગી પેટીના પાસા માંહે;
હસતાં હાસ કરી હંસ પેઠો હરિભગિનીના નાકમાંહે.
અબલાને ગર્ભ છે અર્જુનકેરો, થયા છે પંચ માસ;
તે પિંડમાંહે પાપી પરાણે સદ્ય પૂર્યો વાસ.

તે જીવ વિચારે અહિલોચનનો, "હું આવ્યો હરિને ઘેર;
ન થાઉં પ્રસવ, મારું સુભદ્રાને, વાળું પિતાનું વેર."
ત્યારે કૃષ્ણની કામનીએ કૌતક કીધું, મરકલડે મુખ તાણ્યું.
"કમાઇ જુઓ આપણા કંથની,મુવુંમુડદું મસાણથી આણ્યું!"
તાળી દઈ હસ્યાં માંહોમાંહ, સર્વમાં સત્યભામા ડાહ્યાં યઃ
"ભાઈએ હેત કીધું ભગિનીને, અવિવેકે અભડાવ્યાં.
પીતાંબરનો પાલવ ઢાંકી પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદિરે ન આવ્યા, મેં ત્યારથકી કૌતક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકડા, કરવા લાગી ઠંઠોળી;
સુભદ્રાને વીંટી વળી ભાભી, સોલ સહસ્રની ટોળી.
રુકમણી કહે, "બાઈ, મારે મંદિર ટબકલી છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઈ, પટોળી આપોની પાછી.
જાંબુવતી કહે, "બત્રીશ લક્ષણો, બાઈ, તમારો વીર;
તે જાણે તો મુને દાર મારે, માટે આપો મારું ચીર.
સાંસતાં રહી સત્યભામા બોલ્યાં, "હાથ દઈ ને ગાલે.
આજ તો હાર લાવોની પાછો જોઈએ તો આવજો કાલે."
એક કહે, "નહીં રાખે આપણું, નહિ ભૈયા ભીખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે અંગુઠી પહેરી મારી?"
એક કહે, "એ ય ભૈયાને આપતાં આપણું હૈડું હીસે;
પાછું લઇએ છીએ એટલા માટે જે પિયરમાં વરણાગી દીસે."
માન દઈ અપમાન માંડયું જ્યારે વસ્તુ પેટીની જાણી;
મૂળગું વસ્ત્ર જે સુભદ્રાનું ભાભીએ લીધું તાણી.
ત્યારે બડબડતાં સુભદ્રા બોલ્યાં, "જે ધણી હું માનમોહોતી;
હવે સાલ્લાસોતી જવા ઘો, ભાભીઓ, ભાવના પહોતી."

[ વલણ ]

"પહોતી ભાવના ભાભીઓ," એમ નણંદે ટચકો ચોઢીઓ;
લટપટ કરીને વસ્ત્ર હર્યાં, પછે આપઆપને મંદિર દોડીઓ.

## ૫
## યુદ્ધની તૈયારી

**સંજય કહે** : " ભૂપતજી ! સુણો, મહિમા કહું રે સૌભદ્રતણો.
પાછલી રજની હવી ઘટિકા ચાર ત્યારે ઊઠયા સર્વ ક્ષત્રીકુમાર.
અભિમનના સખા છે સાર, તે સર્વે ઊઠયા તેણી વાર;
મનમાંહે સમરિયા મોરાર, રણમાં જાવા કીધો નિરધાર.
દંતધાવન ને કીધાં મળસ્નાન, જાચકજનને દીધાં દાન;
રાયયુધિષ્ઠિર જોતા વાટ, વહુ ન આવી તે થાય ઉચાટ.
સુભદ્રા માર્ગને જુએ, વહુ ન આવી તે દુઃખે રુએ.
જાગ્યો અભિમંન ઉતાવળ ઘણી, સાચવી વેળા ખટકર્મતણી :
" લાવો માતા ! કવચ ને ટોપ, મારે છે કૌરવ ઉપર કોપ:
એકએકને આજ રણમાંહે હણું, દુઃખ ટાળું માતાદ્રૌપદીતણું.
છે આળસ યુધિરષ્ઠિરને બહુ, ઉદ્યમ કીજે મળીને સહુ.
જઈ કાકાને આપું આધાર, ચક્રાવો જીત્યાનો લઉં શિર ભાર."
કહે જનુની, "પુત્ર ! લોની આયુધ", ગઈ ઘરમાં નહીં શરીરે શુદ્ધ.
" અરે દૈવ ! હવે શું થશે ? વહુ ન આવી કારણ કશે ?"
સંતાડે આયુધ ને ખોળવા જાય, જેમતેમ વાર લગાડે માતા ય;
અભિમંન કહે " સુણ માવડી, શે વાર લાગે છે આવડી ?
સંગ્રામ કરવાને થાય છે અસૂર, કૌતુક કરશે મારું શૂર.
કહેશે કાલ સૌભદ્ર સભામાં બકયો, બીહીનો તે આવી નવ શકયો."
એવું રે કહીને આઘો પળ્યો, લઇ ધનુષ્ય ને પાછો વળ્યો.
પહેર્યું કવચ, સજી જીવરખી, થાનાર વાત જે લલાટે લખી.
નીલા અશ્વ ને નીલી ધ્વજ, સારથીએ રથ કીધો સજ્જ.
ખડ્ગતોમર બાંધ્યાં કેડ કસી, ચઢયો રથે મૃગ ઉપર જ્યમ શશી.
જેવે પ્રગટયાં ભાસ્કરનાં કિર્ણ તે વેળા નમ્યો રાયધર્મને ચર્ણ:
" શું ધર્મધુરંધર, બેસી રહ્યા ? આ શત્રુ સામા તત્પર થયા."
રાય કહે, " રૂડા છો દીકરા, તમે કૌરવને જીતો ખરા.
વારુ, વહેલા થાઓ સર્વ જોધ," એવું કહી કીધો સેનાનો રોધ.

"જાઓ કુંવર, કુંતાને પગે લાગવા અને સંગ્રામની આજ્ઞા માગવા."
એવું કહી મોકલ્યા કુમાર, વધૂ અર્થે લગાડી વાર.
યુધિષ્ઠિરને મન એ વાત: લાગે વાર, રક્ષા કરે માત;
જો આશીખવચન કહે સતી, કુંવર ન મરે કોની વતી.
અભિમંન કુન્તા કને ગયો, પાય લાગીને ઊભો રહ્યો.
"ચક્રાવોગઢ જીતવાને કાજ, માતાજી! આજ્ઞા આપો આજ.
દ્રોણે પ્રતિજ્ઞા કીધી ઘણી માતા, મુજને મારવાતણી;
એ ભિક્ષુક મુજને કરશે શું ય? તેથકી નવ બીતો હું ય."
એવું જ્યારે બોલ્યો બાળ ત્યારે કુંતાના પેટમાં પડી ફાળ.
"જ્યારે આદર્યા છે દ્રોણ ત્યારે કુંવરને રાખશે કોણ?
નરનારાયણ બે અહીંઆં નથી, કૌરવે કપટ કીધું સર્વથી.
જો ગયા મૂકી જદુરાય તો હું એની કરું રક્ષા ય.
કૌરવત્રિલોક ટોળે મળે તો ય કૌરવનો માર્યો ન મરે;"
સતીએ તેડ્યો પોતાની કને, "આવ રક્ષા હું બાંધું તને."

[ વલણ ]

"તુંને રક્ષા હું કરું, પણ રાખનારો શ્રીહરિ રે."
જનપ્રેમાનંદ એમ કહે: કુંતીએ રક્ષા કઈ પેરે કરી રે?

## ૬

## રક્ષાબંધન

કુંતા કહે, "કુંવર, મારા તને રાખે રણદેવતા ય જી.
મસ્તકે મહાદેવની રક્ષા, ભૃકુટિએ બ્રહ્મા ય જી.
કપોળે કાલિકાની રક્ષા, નાસાએ નારાણ જી;
અંબિકા આંખડીએ ઊભાં, શ્રવણે સારંગપાણ જી.
દંતે દીનોનાથ રખવાળો, રસનાએ રણછોડ જી;
કંઠે તે કમળાસ્વામીરક્ષા, સ્કંધે તેત્રીશ ક્રોડ જી.
પેટે રક્ષા પાંચ કન્યાની, વાંસે વાસવધીશ જી;
કટિએ કૌશિકઋષિની રક્ષા, જંઘાએ જલધીશ જી.

ચરણે ચાર દિશા રખવાળી, અજવાળે અમરઈશ જી;
અંધારે શેષનાગની રક્ષા, ખાંડું ધરજો શીશ જી.
શર્વરીએ સોમની રક્ષા, દિવસે દિવાકર જી;
લોહ, કાષ્ઠ, અગ્નિ અડકે હોયે અષ્ટે અમર જી.
સર્વાંગે શ્રીહરિની રક્ષા, નહિ ભેદે તારે અંગ જી;
ધ્યાન ધરજો ધરણીધરનું, સદા રહેશે તારે સંગ જી.
મેદરુધિરને સાહેર રક્ષો, નાડીએ નવકુલ નાગ જી;
માર્ગમાં ગણપતિની તુંને રક્ષા, યુદ્ધે રાખો વાઘ જી."
સાત તાંતણા સૂતરના બાંધ્યા ને વેળાવ્યો કુમાર જી;
પછે બ્રાહ્મણને રૂપે કરીને સામા મળ્યા વિશ્વાધાર જી.
હાથ લાકડી ઝાલી જદુપતિ કાયા કીધી ધરડી જી;
કડકડ હાડકાં રે વાગે, ઊઠતા દંતને કરડી જી.
અભિમંનને મારગમાંહીં મોહન સામા મળિયા જી;
હાથ ઝાલીને હરજી કહે છે, "કયાં પધારશો બળિયા જી?
આ દોરડો કોણે બાંધ્યો છે? શું આવે છે તાવની ઝોબ જી?
તુંસરખો જો જોદ્ધો ને રોગીઓ દેખી મુને ચઢયો ક્રોધ જી."
અભિમંન પછી ઓચરે, "સ્વામી, એ શું બોલ્યા ઋષિરાય જી?
હું જાઉં છું ચક્રાવો જીતવા, કુંતાએ બાંધી રક્ષા ય જી."
વાયક સાંભળી કુંવરકેરાં મોહને મૂર્છા ખાધી જી.
"અરે જોદ્ધા, એ શું બોલ્યો? લાજ ખોઈ કુળ બાધી જી!
પિતા તારે ત્રણ લોકને ધનુષે ઢંઢોળ્યું જી;
તે અર્જુનનું વીર્ય આજથી અભિમન્યા! તેં બોળ્યું જી.
મચ્છને વીંધીને ખાંડવવનને દહ્યું, જીત્યા શ્રીત્રિપુરાર જી;
તે વેળા તો બાંધી ન હતી અર્જુનને રક્ષા ય જી.
કપુત પેટે પડયો પારથને જ્યારે જીતશે ડોસી સારું જી.
અમો તો પરમારથ કહું છું પણ તેજ ઘટે છે તારું જી.
જો કુંતારક્ષાથી શત્રુ મરે તો રક્ષા બંધાવે નકુળસહદેવ જી!
તારો વાંક નથી રે છોરા, તને છોકરવાદીની ટેવ જી.

મામો તારો એવું જાણશે, દુભાશે જગદીશ જી;
અર્જુન તો અદકું નહીં કરશે, છેદશે તારું શીશ જી !
કદાપિ કૈરવને જીતીશ શ્રમ કરી સંગ્રામ જી.
તો તુંને તાંહાં કોણ વખાણે ? થશે કુંતાનું નામ જી."
એવું સાંભળી અભિમંને તોડી નાંખ્યા તંત જી;
'ધન્ય, ધન્ય !' કહી હેડામાંહે અદશ્ય થયા ભગવંત જી.
આનંદ પામ્યા અવિનાશી, રક્ષા કીધી ફોક જી.
"બ્રહ્માનો માર્યો નહિ મરે તે શીઘ્ર જાશે જમલોક જી."
અભિમંન ચાલ્યો સંગ્રામે, નવ પ્રીછ્યો મનમાં કપટ જી;
મામાજીને ઓળખ્યા નહિ, સાચું માન્યું મહાસુભટ જી.

[ વલણ ]

સુભટે સાચું માન્યું, જુદ્ધ કરવા રણ પળ્યો રે;
વિપ્રપ્રેમાનંદ એમ ભણે જઇ ઉત્તરાને સામો મળ્યો રે.

૭

## અભિમન્યુ ને ઉત્તરા

• રાગ : કેદારાની ચાલ •

એમ બોલિયાં ઉત્તરાનારી, "સ્વામી, સાંભળોની વાત અમારી;
મારાં પ્રગટ્યાં કર્મનાં કૃત જે હું રાંકડી ને તમો આભુત.
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સર્જ્યો આ કાળે ;
પાતળીઆ પિયુજી, મારા, તમોજોગ નથી હું દારા.
આપણે કેટલેક દહાડે મળિયાં, દુઃખ અભ્યન્તરનાં ટળિયાં ;
હવે પ્રીતડી લાગી થાવા તો હું તમને કેમ દેઉં જાવા ?
નારીને તે નાથ જીવન, સુખે પાળે ને આપે અન્ન.
ભરથાર એ સુખ મોટું, ભરથાર વિના સર્વ ખોટું.
ભાઇબાપમામા ને જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુસસરો તે સૌ ધણી માટે, બાકી નહીં કો સાસરીઆંની વાટે.

થાનાર હોશે તે દઈશું થાવા, પણ નહીં દેઉં તમને જાવા.
શું જુદ્ધ કરીને થાકયા ? રાજ્ય કરશે પરબારા કાકા ?
તો તમને શું છે વઢવું ? બાંધી બાકરી કૌરવ પર ચઢવું ?"
જ્યારે એમ કહ્યું શિર નામી ત્યારે બોલ્યો અભિમન્યુસ્વામી:
"મિથ્યા કરવી મન અભિલાષા, નહીં ટળે હો કર્મની રેષા !
જો કદી પેસે કુંજરના દંત, તો યે જુદ્ધ ન મૂકે બળવંત.
શરીર થાય ચૂરેચૂર તો યે રણ નવ મૂકે શૂર.
અહિલા, એકવાર છે મરવું તો રણથી પાછું શું ઓસરવું ?
માટે પ્રમદા, પાલવ મૂકો, તમો ચતુર થઇ કાં ચૂકો ? "

[ વલણ ]

" ચૂકો મા તમે ચતુર થઇને, " એમ કહી ચાલ્યો નાથ રે ;
ત્યાં મચ્છસુતા એમ ઉચ્ચરે ઝાલી અભિમન્યુનો હાથ રે :

• રાગ: ધન્યાશ્રી •

"પિયુ ! શું થાશે રે ? મારા પીયુજી ! શું થાશે રે ?
આજની રજની કેઇ પેરે જાશે રે ? મારા પિયુજી ! શું થાશે રે !
કોણ સારુ વઢવાને વકરો ? ચક્રાવોગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
વ્યૂહને મોઢે ઊભા છે દ્રોણ, તમને જીતવાનું કીધું પોણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
શકુની, કૌરવ, પાપી કર્ણ, જેને દેખતાં પામીએ મર્ણ;
મારા સ્વામી, છો સુકુમાર, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
જયદ્રથસરખા જોદ્ધા છે નવ, મહાભયંકર ભૂરિશ્રવ;
કૃતવર્માં કૃતાંતકાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
કૌરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુઃશાસન;
વરુવા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહસરખો સામો શલ્ય :
નાંખશે તમ પર શરની જાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

બાણુકેરા વરસશે વરસાદ, અંતરિક્ષ અંધારું ને ઉલ્કાપાત ;
અગ્નિઅસ્ત્રની ઊડશે જ્વાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
આયુધધારા રહેશે વરસી, ભોગળગદા ને ભાલાફરસી;
તે વેળા શી કરશો ચાળ? માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
કાકાકેરી અલ્પ સગાઈ, અર્જુન હોય તો આવે ધાઈ;
નથી મામો શ્રીગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ, પિયુ.
આંખડી મારી જમણી હાલે, દુઃખ હ્રદેમાં ઊંડું સાલે :
કેવો દેખીશ સંધ્યાકાળ ? માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

[ વલણ ]

સંધ્યાકાળ હું કેવો દેખીશ ? ઘડી જુગસરખી થશે રે !
નિમેષ નહીં મળે આંખડી યે, હું જોઈ રહીશ એણી દિશે રે."

• રાગ : સામેરી •

ઉત્તરાનાં રે વાયક સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી.
" કાં પ્રિયા, આંખલડી રાતી કરો ? મારા સમ જો આંસુડાં ભરો.
તમો ચતુરાં છો ક્ષત્રાણી, પ્રમદા, ચઢાવો મુને પાણી ;
રણથકી રે જે ઓસરવું તે જીવ્યાપેં ભલું હોય મરવું.
તમે આજ્ઞા કરો એવું જાણી."—ત્યારે બોલ્યાં ઉત્તરારાણી :
" મન છે તો કંથજી, પધારો, સામા શત્રુને બળ કરી મારો.
માતાજીને રે ભાગ્યે પાછા ફરજો, સામા શત્રુ હોય તે રે મરજો !
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા છો તેવા ત્યાંહીં થાજો.
મારા કંથજી, કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો."
એવું કહીને પાગે લાગી, પિયુ ચાલ્યો તે આજ્ઞા માગી.
પતિવ્રતા પૂંઠળ જોતી, ખરે આંસુડાં જાણે મોતી !
" વહાલાજીનો વરાંસો ન ખમાય, ફરી જુએ તો વારુ રે થાય."
એમ ટળવળટળવળ કરતી, પછી શિબિર ભણી તે ફરતી.
નેત્રે નીર મૂકયું છે રે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી.

ભેટ્યાં સુભદ્રા ને પાંચાલી, વહુજી નમ્યાં છે કેડને વાળી;
હવે અભિમન્યુ રણે ચાલ્યો, રથપ્રહારે મહીધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામાં કટક બે લડે;
દુન્દુભીશબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડહડે.

[ વલણ ]

ધડહડે સેના મેઘની પેરે, રેણુ જઈ પહોતી ગગન રે;
એવે કૌરવને કંપાવતો આવતો દીઠો અભિમંન રે.

અભિમન્યુઆખ્યાન

## પ્રશ્નો

૧ અભિમન્યુના પૂર્વજન્મની કથા લખો.
૨ કૃષ્ણે અહિલોચનને શાથી અને કેવી રીતે માર્યો હતો ?
૩ સુભદ્રાની ભાભીઓએ કુતૂહલ જાણવા શીશી યુક્તિઓ રચી હતી ?
૪ અભિમન્યુની વીરતાનું વર્ણન કરો.
૫ કુંતાએ અભિમન્યુને શા માટે રક્ષા બાંધી ? રક્ષાથી કુંતાએ શાશા આશીર્વાદ આપ્યા હતા ?
૬ કૃષ્ણે શા માટે અને કેવી રીતે રક્ષા તોડાવી દીધી ?
૭ ઉત્તરા અને અભિમન્યુ ક્યારે મળ્યાં ? ઉત્તરાએ વીરપતિને છેલ્લી વિદાય કેવી રીતે આપી ?



# વીરજી ભટ્ટ

**[ જન્મ આશરે વિ. સં. ૧૬૯૬ : ઈ. સ. ૧૬૪૦ ]**

[ **પ્રેમાનંદ**કવિના શિષ્ય અને બુરાનપુરના રહીશ **વીરજી ભટ્ટ** જ્ઞાતિએ **મોઢ બ્રાહ્મણ** હતા. એનું જન્મવર્ષ આશરે સંવત ૧૬૯૬ ને ૧૭૦૦ ની વચ્ચે ગણાય છે. **પ્રેમાનંદ** બુરાનપુરમાં કથા કરવા જતા ત્યાં **વીરજી** એમના તરફ આકર્ષાયો ને એમની પાસેથી કાવ્યકળા શીખ્યો છે. એનું અવસાનવર્ષ જણાયું નથી.

**વીરજીના ગ્રંથો**

**કામાવતીની કથા** (સં. ૧૭૨૫), **બલિરાજાઆખ્યાન** (સં. ૧૭૩૧), **દશાવતાર** (સં. ૧૭૪૨), **કાકુરાજકથા**, **સુરેખાહરણ**, **વ્યાસકથા** વગેરે. ]

## કામાવતીની ચિત્રકલા

એવું કહી સોંપ્યો સહી પટ કંથકેરે હાથ;
ચૌટે જઈ ઊભા રહ્યા ધરતણા સેવકસાથ.
પટતણો પાલવ નિરખતાં જોવા મળ્યો સંસાર.
નગરવાસી હરખિયા ત્યાં થઇ રહ્યો ઝાતકાર.
અભિનવું કૌતુક નિરખે, નિખર્તાં જન્મપર્યંત;
ઉજ્જ્વળ પટમાં રંગશુ રેષા મહા શોભાવંત.
મૂલ સુણતાં ના રહે ઊભો, જોવા મનડું થાય.
એક કહે, ધન્ય ! કર્તા, ધન્ય ! વૈકુંઠરાય.
કો કહે ધન્ય હાથ તેના, કો કહે બુદ્ધિ ધન્ય !
કો કહે કેવી હશે તે નારરૂપ રતન ?
કો કહે ધન્ય જન્મ તેનો, કો કહે ધન્ય તેના અવતાર !
કો કહે ધન્ય માતઉદર, કો કહે ધન્ય સરજનહાર !
કો કહે મનુષ્ય નહિ, કો કહે દેવતાનો અંશ;
કો કહે સદા ભાવ એવા ચૂગે મોતી હંસ.
કંઈ લક્ષ સૂડાસારિકા, મૃગ, કળા માંડે મોર;
ભાવ એવા ઊપજે જેમ ભમે હંસચકોર.
કંઇ વૃક્ષ નાના ભાતકેરાં દીસે શોભાવંત;
ફૂલપત્રપુષ્પ રહ્યાં હસી જેમ હોય માસ વસંત.

ગજવેલ મુક્તાફળતણી ચોપાસ ફરતી પાળ;
ભાવ એવા ઊપજે જેમ જડયાં મોતી લાલ.
ગઢકોટકેરા કાંગરા ત્યાં નગરનું મંડાણ;
નવા મહેલ કેવા નિપન્યા ત્યાં ? કરું કેમ વખાણ ?
જરકસી ઝાલર ચંદ્રવા મણિનીલમઅંકિત સાર;
રત્નમહેરાખે જુગમ ઝુમખે ઠારોઠાર.
સમૈયાં શણુગારિયાં. હસ્ત કસણે હીર;
બહુભાત ચંબુ તાણિયા. જોતાં રહે નહિ ધીર.
રાજમહેલની રચના સૂર્યકોટિપ્રકાશ;
છજે, મંદિરમાળિયે, નવખંડ ભોમ અવાસ.
સભામંડપ, રાજમંડપ, રંગમંડપ જેહ
કશીદામાં રાજ્યધાની લખી સઘળી તેહ.
ચિત્રકેરી પૂતળી દીસતી પરમ નિધાન;
કો લક્ષ કાઢી પદ્મની તે ઉપર શોભામાન.
કો અશ્વ રથ ને પાલખીમાંહે, પ્રૌઢ છે માતંગ
મદગલિત માતા મદભર્યા ત્યાં ભર્યો કાળો રંગ.
તેવા મા'વત હાથ અંકુશ, પટકા ચુએ પરમ;
છે સાદું સર્વ સાદૃસ્ય, પણ ઊપજે મન ભ્રમ.
પણ વર્ણન કરતાં વાર લાગે, ઘણું છે મંડાણ;
કામાવતીથી અવર અબળા નહિ ચતુરસુજાણ.
સૂતપુરાણિક ઊચર્યા : સુણ કથા રાયાંરાય !
પટતણી રચના અભિનવી મેં વર્ણવી કેમ જાય ?
દિવસ આખો વહી ગયો, જવ રહ્યો ઘટિકા ચાર;
એવે મંત્રી રાયકેરો ચાલિયો દરબાર.
નગર મધ્યે પરવર્યો, પટ નિરખિયો જાજ્ઞવલ્ય;
સંસાર સર્વ જોવા મળ્યો, પણ ખરચે કોણ મૂલ્ય ?
અશ્વ રાખીને રહ્યો તે રાયનો પ્રધાન;
પટ જોયો સર્વ ઊકેલી તે પર શોભામાન.

ઠામઠામે કશીદાનું હસે નૌતમ હીર;
પોપટ, શુક ને સારિકા, બહુરંગ કોકિલાકીર.
ઉજ્જવળ પટમાં રંગ ઊંડા, શી વખાણું ભાત ?
ચાર વીસ ને ચાર ઉપર રંગકેરી જાત.
જોઈ મન વિસ્મય થયો, શું લખ્યું છે ચિત્રામ ?
પ્રધાન લાગ્યો નિરખવા, પણ ન રહે મનડું ઠામ.
શું આ પટ કે કોરો કાગળ ? કે વણાવટ હોય ?
કે ચિત્રામ કશીદો ? એમ ન લહે કોય.
જોઈ રચના પટતણી પ્રધાન ધૂણે શીશ;
આશ્ચર્ય પામ્યો મન વિષે, તું ધન્ય શ્રીજગદીશ !
પૂછવા લાગ્યો તેહને એ પિછોડીનું મૂલ;
નિરખતામાં રીઝે ઘણું, સૌ રંગ રેશમફૂલ.
તે સમે વાયક ઊચર્યો કામાવતીનો કંથ;
કર્ણરાયને શે ના જાણે પરમ શોભાવંત ?
સવાલક્ષ ને સવાલક્ષ ટકાતણી છે વાત;
અઢી લાખનું ખરચ કરતાં વસ્ત આવે હાથ.
મૂલ આપી તેને, પછે લેઇ ગયો પ્રધાન.
રાજદ્વારે ઓઢી ગયો અતિપરમ શોભામાન.
રાજાની દૃષ્ટે પડયો પટ સૂરજકોટિપ્રકાશ;
પૂછવા લાગ્યા તેહને અતિ ધરી મન ઉલ્લાસ.
એ પિછોડી કહે કયાંથી ? કાં અભિનવી કાઢી આજ ?
કે વિશ્વકર્માએ રચી ? શું ઓઢતો સુરરાજ ?
કે બ્રહ્મા હાથે નિપની ? કે વિષ્ણુ કર્તા હોય ?
કે રંગ શ્રીરુદ્રે ભર્યો ? એમ ન લહે કારણ કોય.
ગજ આઠ ચોરસ ઊકેલી પાથરી ધરણ મોઝાર;
બલિહારી તારા હાથને, તું ધન્ય શ્રીકર્તાર ?
જોઇને રચના નવી પટતણી પૃથ્વીનાથ;
તુજ હાથ આવી કયાં થકી ? તે કહો સાચી વાત.

કામાવતીની વાર્તા

### પ્રશ્નો

૧ કામાવતીની વાર્તા ટૂંકાણમાં લખો.

૨ કામાવતીની ચિત્રકળા વિષે કવિ શું કહે છે ?

૩ ચિત્રકળા વિષે એક ટૂંકો નિબંધ લખો.



# ધીરો

[ વિ. સં. ૧૮૧૦–૧૮૮૧ : ઈ. સ. ૧૭૫૪–૧૮૨૪ ]

[ વડોદરારાજ્યના સાવલીતાલુકાના ગોઠડા ગામનો રહેવાસી ધીરો જ્ઞાતિએ બારોટ–બ્રહ્મભટ્ટ–હતો. એનો કુલધર્મ વૈષ્ણવ હતો પણ પોતે રામાનંદીય સંપ્રદાયનો થયો હતો. એના પિતાનું નામ પ્રતાપ બારોટ ને માતાનું નામ દેવબા હતું. એની બાલ્યાવસ્થા ભટકવામાં ગઈ હતી. એનો સ્વભાવ સ્વચ્છંદી ને તોરી હતો. તેની પત્નીનું નામ જતનબા હતું અને તે પણ સ્વભાવે તામસી હતી. સત્તરની ઉમ્મરે મહીનદી ઉપરના ભાદરવાસંસ્થાનના વાંકાનેરગામે એને એક પંજાબી સિદ્ધ પુરુષનો મેળાપ થયો. ધીરાને તેમ જ એના હીરાવીરા નામના બે મિત્રોને એ સિદ્ધે પહેલી જ્ઞાનદીક્ષા આપેલી કહેવાય છે. એ મિત્રો પણ નામાંકિત ભગત થયા હતા.

ધીરાને વારસામાં થોડાં ખેતરો મળ્યાં હતાં. ભાદરવાના ઠાકોરની જાગીરની હદમાં થતાં લગ્નો ઉપર એને આઠ આનાનું 'તોરણઘોડા'નું દાપું પણ મળતું હતું. એની સ્થિતિ આમ એકંદરે સાધારણ સારી હતી.

જીભાઈ નામના કોઈ ઔદીચ્ય બ્રાહ્મણશાસ્ત્રીએ એને સંસ્કૃતમાંથી કંઈ જ્ઞાન સંભળાવ્યું હતું. અજ્ઞાન છતાં એ આથી જ્ઞાનનાં કેટલાંક સૂત્રો સમજી શકતો હતો. એના કાલના મતમતાંતરો, સાધુઓ, જતિસેવડા અને શાકતો વગેરેથી એ બહુ કંટાળી ગયો હતો. ઉપર જણાવેલા સદ્ગુરૂના મેળાપથી એ 'ધીંગડમલ' પરમ ભકત બની રહ્યો હતો. ગુરુ તરફની એની પૂજ્યબુદ્ધિએ આગળ જતાં એની પાસે ગુરુની મહત્તા, ગુરુકૃપા, ગુરુશિષ્યના ધર્મ, જ્ઞાનવૈરાગ્ય વગેરે ગવડાવ્યું. એ ભકત મટી ઉપદેશક બન્યો. એનું શિષ્યમંડળ વધવા લાગ્યું. એના પ્રસિદ્ધ શિષ્યોમાં એક શિષ્ય શામરાવ જીવનરામ અથવા બાપુસાહેબ ગાયકવાડ પણ હતા.

ધીરાએ કુલ ૨૫૦૦૦ જેટલાં પદો લખ્યાં કહેવાય છે. એ પોતે લખી શકતો નહીં, પણ જ્યારેજ્યારે એ ગાતો ત્યારેત્યારે એના શિષ્યો એ લખી લેતા. શિષ્યો બહુધા અભણ હોવાથી એનાં ગાયેલાં ઘણાંએક પદો નાશ પામી ગયાં છે. પોતાનાં પદોનો પ્રચાર કરવાની ધીરાની એક યુક્તિ જાણીતી છે. ધીરો મહીસ્નાને તેમ જ રેવાસ્નાને ઘણીવાર જતો ને વાંસની ભૂંગળીઓમાં કે તૂમડાંમાં એનાં પદોની નકલો મૂકી તેમને તરતાં મૂકતો. ધીરાની કવિતા આ રીતે પણ એના કાળમાં પ્રસિદ્ધ થઈ હતી. ગામે ગામથી ઘણાક શિષ્યો આકર્ષાઇને આવતા ને એની બોધપૂર્ણ કવિતાથી પાવન થતા. ધીરો ઘણીવાર ડાકોર જતી ભજનમંડળીઓમાં પણ અગ્રેસર બનીને જતો હતો. ધીરાનું મૃત્યુ એના પાકા વયે સં. ૧૮૮૧ માં થયું હતું.

## ધીરાના ગ્રંથો

ધીરાનાં પદો એની પ્રિય પદ્યરચના 'કાફી'માં લખાયલાં છે. 'સ્વરૂપની કાફીઓ' એ નામ આપી શકાય એવા ગ્રંથમાં એ ગુરુસ્વરૂપ, માયાસ્વરૂપ, તૃષ્ણા-સ્વરૂપ, લક્ષ્મીસ્વરૂપ તથા યૌવનસ્વરૂપ એમ અનુક્રમે વિવિધ સ્વરૂપો કાફીઓમાં ગૂંથે છે. આ પછી મતવાદી, આત્મબોધ, જ્ઞાનકક્કો, ગુરુધર્મ, શિષ્યધર્મ અને યોગમાર્ગ એ કાફીઓનાં ઝુમખાંમાં એની કવિતા પ્રસિદ્ધ થઈ છે. આ પછી પ્રશ્નોત્તરમાલિકા, અવળવાણી તથા પ્રકીર્ણ પદો આવે છે. એમાંનાં કેટલાંક પદો હિન્દીમાં પણ છે. ]

## નશ્વર દેહ

• કાફી •

મન 'તું હિ તું હિ' બોલે રે, આ સુપનાજેવું તન તારું
અચાનક ઊડી જાશે રે જેમ દેવતામાં દારૂ.
ઝાકળજળ પળમાં વહી જાશે જેમ કાગળ ને પાણી;
કાયાવાડી તારી એમ કરમાશે, થઈ જાશે ધૂળધાણી;
પાછળથી પસ્તાશે રે, મિથ્યા કહી મારુંમારું. મન.
કાચનો કુંપો કાયા તારી, વણસતાં નહીં વાર;
જીવકાયાને સગાઈ કેટલી ? મૂકી ચાલે વનમોઝાર;
ફોગટ ફૂલ્યા ફરવું રે, ઓચિંતુ થાશે અંધારું. મન.
જાયું તે તો સર્વ જાવાનું, ઊગરવાનો ઊધારો;
દેવગાંધર્વરાક્ષસ ને માણુસ સૌને મરણનો મારો;
આશાનો મહેલ ઊંચોરે, નીચું આ કાચું કારભારું. મન.
ચંચળ ચિત્ત, ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ;
પરમારથ જે હાથે તે સાથે, કરો રહેવાનો વિશ્રામ;
ધીરા ! ધરાધરથી રે નથી કોઇ રહેનારું. મન.

ધીરાની કાફીઓ

### પ્રશ્નો

૧ કાવ્યને સાદી ભાષામાં સમજાવો.
૨ આત્માની અમરતા વિષે કવિ શું કહે છે ?

# શામળ

**[ વિ. સં. ૧૭૨૬–૧૭૮૬ : ઈ. સ. ૧૬૭૦–૧૭૩૦ ]**

[ ગુજરાતમાં લોકવાર્તાના કવિ તરીકે **શામળ ભટ્ટ**નું નામ ઘરગતુ થઈ પડયું છે. **અમદાવાદના વેંગણપુર**નો એ રહીશ, જ્ઞાતિએ **શ્રીગોડ માલવીય બ્રાહ્મણ** હતો. એના પિતાનું નામ **વીરેશ્વર**. પ્રેમાનંદસુત ફાંકડા **વલ્લભ**નો એ સમકાલીન થાય. સંસ્કૃત, અપભ્રંશ, જૂની ગુજરાતી ને હિંદી વગેરેમાંથી પોતાને સરજવાના વિશાળ લોકવાર્તાસાહિત્ય માટે **શામળે** મૂળ શોધ્યાં છે. આશરે ચોત્રીસ વર્ષ સુધી અભ્યાસ કરી એણે પહેલાં '**પદ્માવતીની વાર્તા**' (સં. ૧૭૭૪) લખી જણાય છે. આ પછી '**સિંહાસનબત્રીશી**'નું વાર્તાચક્ર એણે હાથ ધર્યું. કવિની ખ્યાતિ વધવા માંડી અને આમાંની પંદર વાર્તાઓ પૂરી થઈ એટલામાં **સિંહુજ**ના જમીનદાર **રખીદાસ પટેલે** એને પોતાને ગામ કથાઓ કહેવા નોતરું દીધું. કવિની પ્રવૃત્તિઓના આ કદરદાને એને જમીનનું પસાયતું આપ્યું અને એ એમની સાહિત્યભક્તિ વધારવા ઉત્તેજાયા.

**શામળના ગ્રંથો**

**સિંહાસનબત્રીશી**, **સુડાબોતેરી**, **વૈતાલપચીશી**, **નંદબત્રીશી**, **વિદ્યાવિલાસિની**, **ઉધમકર્મસંવાદ**, **અંગદવિષ્ટિ**, **રાવણમંદોદરીસંવાદ**, **પદ્માવતીની વાર્તા**, **મદનમોહના**, **શિવપુરાણમાહાત્મ્ય**, **રણછોડજીના શલોકા**, **રેવાખંડ**, **રુસ્તમબહાદુરનો પવાડો**, **અભરામ કુલીના શલોકા**, વગેરે વગેરે. ]

## પંચનો ન્યાય

રાવણ પૂછે અઢારે વરણને, "કહોને સાચી વાત;
સીતા આપવી કે નહિ ? ખરી બતાવો ખાત.
કોની ન રખતી રાખશો, બોલો રૂડી વાણ;
સતપ્રકારે સાચું કહો, ન થાયે હાસું કે હાણ.
વે'વારવાત સૌને ગમે, એહ અક્ષર, એહ આંક;
રૂડી કહો એ વારતા, કોઇ ન કાઢે વાંક.
મનગમતું કહેજો તમે, એ વાતે નહિ રીસ;
ખરી વાતે નહિ ખરખરો, તે જાણે જગદીશ."

• ઝૂલણા •

રાવણ : વાત પૂછી એક વિપ્રને વિધવિધે, "કેમ મહારાજ, આ મનમાની
આપવી એ ઘટે કે નહીં આપીએ ? છેક મુજને કહો વાત છાની."

બ્રાહ્મણ : "મહીપતે માન મૂકીએ કયમ કરી ? લાજ પણ ખોઇએ હોડહાનિ;
પાછી તો આપવામાંહીં પ્રાક્રમ કશું ? બીખ તેને પછી ભૂખ શાની ?"

• સવૈયા •

વૈસ્ય : વૈશ્ય કહે, "વહેવાર તો એ છે, પાછી દીધે લાજ પરિયાંમાં;
અથડાવા દો દસવીસ દહાડા, હાલ બકાલ છે કરિયામાં.
મોટાની વાતો છે મોટી, અથડાવા દો વરિયામાં;
કાયર કયમ થઈએ આગળથી ? વહાણ મૂક્યું છે દરિયામાં."

કણબી : કહે કણબી, "કયમ કામની દીજે ? જાત જોરાવર એની જાણી ?
પાછા જશે અથડાઈ પોતે, લહરી સમુદ્રની લેશે તાણી.
લાવ્યા શું પાછી આપવાને ? એક હસવું ને બીજી હાણી !
પૃથવીપતિ, એ આથ્ય મૂકો કયમ ? છેલ્લે કયારે ગયું શું પાણી ?"

• ઝૂલણા •

સુતાર : કહે ગજધર, "દહાડા પાધરા દૈત્યના, શિવવરદાનની છાપ છે રે.
સાત સાગરતણી આડ છે તો ઊભી, અધિનાથ રાવણો આપ છે રે.
દેવ હિંડે છે દશ દિશમાં નાસતા તેવો ત્રિલોકમાંહીં તાપ છે રે.
ભલે લાવિયા ભૂપતિ, ભામની, જયમ ગજે તસુ તે તો માપ છે રે."

• સવૈયા •

લુહાર : કહે લુહાર, "મોકલો કુંભક ખાય મુખે તો વાનર ખૂટે;
નહિતર જોર કરો જંજાળનું, છણછણતા ગોળા બહુ છૂટે.
રાક્ષસ મોકલી રીંછવિદારણ વડી વહાર કરાવો પૂંઠે;
બળિયા રાણા ! જુઓ બારણે લુહાર લોઢું કોઢ કૂટે."

સોની : સોની કહે, "લાવ્યા છો સીતા, પ્રીતવચનમાં પળવું છે;
ચોટ નાંખી છે તો ચિંતા શી ? રાજપદવીમાં રળવું છે.

આમે કર્મ લલાટ લખાણું તે શું ટાળ્યું ટળવું છે ?
સોનું પહેરતાં કાન જ ત્રૂટે, જતરડામાં નીકળવું છે !"

હજામ : નાઈ કહે, "નાત સઘળી અમને રૈયતમાં સૌ કહો છો જી રંકા;
ગત જાણે કુણ ગોવિંદકેરી ? અકલિત અક્ષર એહના અંકા.
સૂઝ વિચારતાં તો નથી સૂઝતું, લંગુર કેમ લઈ શકશે જી લંકા ?
કોથળીમાંથી સાપ જ નીસરે વાળંદના દંન હોય જો વંકા."

ઘાંચી : ઘાંચી કહે, "ઘણું જોર છે એહમાં, માંકડાંકેરો એ માર જો રે;
બાળક બેઉમાં બુદ્ધિ છે કેટલી ? ભૂપતિ, ભારેનો ભાર જો રે.
નહિ ઘોડલાં જોડલાં, હાથિયા સાથિયા, કટકકેરો તો કાર જો રે.
હડબડવું નહિ, હિંમત રાખવી, તેલ જો, તેલની ધાર જો રે."

મોચી : મોચી કહે, "અમે માંકડાં દીઠડાં, જેમ નાસે રણે રોઝડાં રે !
કોઠબિલાંતણે કાજ વઢે ઘણું તુચ્છ તૃણાવત તોછડાં રે.
હુકતાંકૂદતાં ને ઢૂકઢૂકતાં ફોજ નહીં, એ તો ફોજડાં રે;
હિંમત રાખીએ, દૈવત દાખીએ, પાણી પહેલાં કશાં મોજડાં રે ?"

રબારી : કહે રબારી, "શ્રીરામ આવ્યા છે તો કેટલા દિન ઈહાં બેસી રહેશે ?
ખાવાપીવા ન મળશે પૂરણ, સુખ કે દુ:ખ કો આગળ કહેશે ?
દશમુખસરખો દુશ્મન છે શિર, લંકે આવતાં લેખાં લેશે;
ઢોર ને ચોર થશે એકઠાં, જુઓ ઊંટડો કોણ કિનારે બેસે ?"

દરજી : કહે દરજી, "હું સૌ જાણું છું, ભૂપતિ આપણો ભોળો છે;
પહાણ તારી આવ્યો પરપંચે, જનાવર સાથે જોરો છે,
બાળી ગયો બળવંતો કોઈક, ટેક ઘણેરો તારો છે;
આરા કેડે વારો આવશે, સોયની કેડે દોરો છે."

ધોબી : પરિયટ કહે, "હું પ્રીછ્યો પારખું, હાથ તારે શિર હરનો છે;
નવસેં બાંધ્યા છે નરપતિ તો ભાર શો એના ડરનો છે ?
હારીને જો હિંમત મૂકશો તો ફિટકારો નરનો છે;
ધોબીકેરો કૂતરો તે નહિ ઘાટતણો કે ઘરનો છે."

ભોઈ : ભોઈ કહે, "ભૂપતિ ! કહું તુજને, સીતા હરી તેં સાંખી છે.
જોરાવર દીસે જન ઝાઝા, ભાગ્યનિધિ શી ભાખી છે ?

પચવાની નથી એની પ્રમદા, જેવી જીવતી માખી છે.
અંગદ વષ્ટિએ આવ્યો'તો તે કણક મછને નાંખી છે."
સલાટ : સલાટ કહે, " શાણા છો સૌકો, વેદવચનની વાણી છે;
સીતાજીને સ્ત્રી જાણો પણ રામતણી એ રાણી છે.
એના શાપથી ઉજ્જડ થાશે, હુંશથકી બહુ હાણી છે.
. રંકનું કહ્યું ન રાવણ માને, પથ્થર ઉપર પાણી છે."
સાબળિયો : સાબળિયો કહે, " સૌ જાણો છો જુવતી લાવ્યો છે એ જાણી;
એને ગમતું આપણુ બોલો, વિધવિધ ઊચરો વાત વખાણી.
શીખામણ દઇને થાકી છે રાવણને મંદોદરીરાણી.
ધર્મની વાત ધીરજથી થાશે, દૂધનું દૂધ, પાણીનું પાણી."
ભરવાડ : કહે ભરવાડ, "ભૂપતિ પૂછે છે, સાચી વાત કહો મુખ મોંની;
દેશતણો ભંગ થશે દેખતાં, પરથમ તો પરજાને પોણી.
લંગૂરે લંકા તો બાળી જ્યાં ન સૌને પેહેલી ઓણી;
રાડ ન થાય તો સૌને રૂડું, દૂધ રહે ને રહે વળી દોણી."
જતિ : જતિ કહે, " સાંભળજો સૌકો ભૂંડા લોકો ભૂર ભમાડે;
રામચંદ્ર મોટો રિધ રાજા, પ્રૌઢ કોટ પણ વાનર પાડે.
આપણો રાજા અતળી બળિયો, જીત્યા મલ્લ અધિક અખાડે;
એ સાથે વઢતાં નહિ વાધે, વેચવો કાંશકો વરતિયાવાડે."
ગોલો : ગોલો કહે, "ગુણવંતા આગળ મારી તે શી ચાલે મતિ?
નવગ્રહ જીતી બાંધ્યા નરપત્ય, રાવણરાયની મોટી રતિ.
જો જીતે તો જશે થાશે, નહિતર પાછી આપે સતી;
હારજીત છે હોડે રમવું, ક્યાં ગોલાને ગાયો હતી?"
ખાતરી : ખાતરી કહે, " હું કહું ખરેખરું, હલહલ કરવા દોને હેલાં;
મોટા સાથ લડે તે મરશે, શું ખાવાં છે સાકરકેળાં?
હિંમતજોર જણાશે એનું, ભૂપતિને કહીએ કર ભેળા,
એક ઘડીમાં રંગ જણાશે, તાણોવાણો મળશે તે વેળા."
ચીતારો : ચીતારો કહે, " ચિંતા મુજને અધિક વાનરાં આવી અડશે;
ઘણાંક જોજન ગઢ છે ઊંચો, ચહાય તે વેળા ઉપર અડશે.

દેહવટ કરશે દેશ લંકાનો, નિશ્ચે એ નરપતિને નડશે;
રામચંદ્ર સમજે છે સરવે, મોર ઈંડાં ચિતરવાં પડશે ?"

બારોટ : બારોટ કહે, "બળવંત રાવણે ગુણહીણે કીધી ધાટાઇ;
રામસંધાતે રાડ માંડવી ખોટી જાણો એ ખાટાઇ.
ઘડીમાંહીં તો ઉજ્જડ થાશે, પોઢું રાજ્ય જશે પલટાઈ.
કરું વખાણ તે વાટ જ ઊડે, ભલી કહેવી શી બ્રહ્મભાટાઈ !"

કુંભાર : કહે પ્રજાપતિ, "સુણરે ભૂપતિ ! અતિશે વાંક તમારો આડો;
ચતુરાકેરા ચોર કહેવાણા, વળી તે સાથ કરો છો ત્રાડો.
હનુમાનને હરાવી હડાવે એવો કોઇ દાસ દેખાડો;
જગજીવન સાથે જઇ જીતવું, કોડી ઘોઈ શું કાદવ કહાડો ?"

તંબોળી : તંબોળી કહે, "તમે વિચાર્યું ખરું લખાણું અક્ષરખાતું;
ચૌદ ચોકડી રાજ્ય પામિયા, શિવપરતાપ હતું સુખ સાતું.
આજે ઈંદ્રિતણી છે અલખત, જુલમ કર્યાંથી જોશો જાતું,
સૌ જાણે છે સુખ ભોગવીએ, પાન ખાઈ કરીએ મુખ રાતું."

સોનીવાણીઓ : સોનીવાણિયો કહે છે, "સાચું અધિપતિ, છે તારે મન આંટો;
જોરાવર શું જુલમ કરો છો ? તળપદ નહિ એ વિપરીત વાંટો,
ઈશ અદલ ઇનસાફ તોળશે, એની સાથ લડી નહિ ખાટો;
રંચ કદી કોઇની નહિ રાખે શરમ કસી સોનીનો કાંટો."

વૈદ : વૈદ કહે, "વેરીશું વઢીએ તો તો એક કહું તે કીજે.
સામદામ ને ભેદ કરો બહુ વાત ખરીમાં કોઈ ન ખીજે.
આમે જેહ લખ્યું તે થાશે, ઘડી લહાવો લાખેણો લીજે;
બળ દેખાડી જુઓ, ન બીએ, રેચ પછે નેપાળો દીજે."

વેદિયો : કહે વેદિયો, "વેદ લખાણું શાપ મહાસતીના સુણવા છે;
લંગૂરને લંકા જે લેવી તે કાંઈ શું ડુંગર ખણવા છે ?
જેવું વાવીએ તેવું ઊગે, તેવા કણ પછીથી લણવા છે;
રોળી નાંખે રામ રાવણને તેમાં વેદ કશા ભણવા છે ?"

ભાડભુંજો : ભાડભુંજો કહે, "ભલું મનાવો, વખાણ કરીને બોલો વાણી;
ભાગો રાડ મળી રઘુવરને, દુઃખ પામે છે સીતારાણી.

પરજાળી પલવંગે લંકા જુગ બાધામાંહે જાણી;
ખંડાશે પુંઆની પેરે, એનુ રાજ્ય થશે ધૂળધાણી."

જોષી : જોષી કહે, "જોશો સૌ લોકો, કરુણાનિધિએ કરુણા કીધી;
રોળાશે રાવણ રણમાંહે જો નવ પાછી સીતા દીધી.
ભાઈ વિભીષણ ભૂપતિ થાશે, એક ઘડીમાં લંકા લીધી;
રામરાજ કરશે એ રૂડાં જન્મપત્રી આગળથી કીધી."

પંડિત : પંડિત કહે, "પ્રીછો આગળથી, ગુણહીણો મારે છે ગોથાં;
જે વેળા લક્ષ્મણજી ચઢશે લંકાગઢ જાશે સૌ જોતાં.
રણસંગ્રામે જીતે રાવણ એ તો સરવે જાણો થોથાં,
રામહાથ મૃત્યુ રાવણનું, પુરાણનાં એ લખાણાં પોથાં."

ભવાઇયો : કહે ભવાઈઓ, "ભૂંડું ન માનો, તાલ વાત એક કહીશું તાનો;
સીતા સોંપી શીશ નમાવે હોય દશાનન જો કાંઈ દાનો.
લૂંટાશે લંકાની લક્ષ્મી, પાવૈને શું ચડશે પાનો ?
સત્ય કહેતાં, રીઝો કે ખીજો, નાચવું ત્યાં ઘૂમટો તે શાનો ?"

આંધળો : અંધ કહે, "આગળથી સૂઝે કૂડાકેરી શી કારશી ?
દૈવની આગળ કોનું ડહાપણ ? પંડિત આગળ શી પારશી ?
રીત રૂડી રાવણને કહેવી: અંધા આગળ શી આરશી ?"

બહેરો : બધિર કહે, "મુજ બુદ્ધિ થોડી તો ય કહું છું રૂડા કાજે;
રંકનું કહ્યું ન માને રાજા, જેને છત્ર કનકનું છાજે.
અહંકારી રાવણ અતલીબલ લક્ષ વસા તો આપતાં લાજે;
એ આગળ કહેશો તે મિથ્યા, બેહેરા આગળ શંખ જ વાજે !"

ખોડો : ખોડો કહે, "ખડતલ છે વાતો, એને આંગણ બોલ્યા કાગા;
શ્વાન રુએ શેરીનાં શતધા, ધાવ હૃદે તે વેળા વાગ્યા.
હિંમત હરી એની હનુમંતે, લંકા સહિત મહેલ જે લાગ્યા;
દૈવત એમાં શું દેખો છો ? ભૂપતિકેરા છે પગ ભાગ્યા !"

બાડો : એક ચક્ષુના નર એમ કહે છે : "અધિપતિ છે હજુ આડામાં;
ઐરાવત એણે નથી દીઠો, કર્યું પરાક્રમ પાડામાં.

હઠીલો હજી હિંમત નહિ મૂકે, ટેક ધરે છે તાડામાં,
કપટ કોટિધા એ કરી જાણે, બત્રીશ લક્ષણ બાડામાં."
પાવૈ : કહે પાવૈ, "એ પેર હું પ્રીછું, એ રીંછવાનર કયમ કરી વઢશે ?
ઊંડ જોજન છે કોટ કનકનો તે કોનો કયમ પાડયો પડશે ?
રામરાય ને રાવણ રાક્ષસ, નિર્બળ કયમ નરપતિને નડશે ?
રીસાઈ રહેશે રાવણ શાનો ? શું પાવૈને પાનો ચડશે ?"
જુગટિયો : જુગટિયો કહે, "હું જાણું છું સૌકો વાત ગણો એ સાચી;
જૂઠું કામ કર્યું છે ભૂપત્ય રામની લાવ્યો રામા રાચી.
મહારાજરાજેશ્વર રૂડા હજી જુએ પગ સામું નાચી;
આખર જીવતો તો નહિ મૂકે, સોળ સોગઠી એની કાચી."
કાછિયો: કાછિયો કહે, "કર્યું મેં કોડે દિલ અતિશે હું એનું દેખું;
વાનરરીંછ બળવંતા છે બહુ, પેર ઘણીથી હું મન પેખું.
સર્વ વખાણો છો રાવણને, હું એકલડો કેમ ઊવેખું ?
રામની આગળ રાવણ તે તો મૂળાપણી, શું ઝાડમાં લેખું ?"
વણઝારો : વણઝારો કહે, "વારો એને, ગુણ વાતો કહો છો ઘેલી;
અગ્નિઆંચમાં આવ્યો અધિપતિ, પ્રીછો નહિ એ પ્રીત પહેલી.
વઢતાં વાત થશે એ વિપરીત, સીતા આપવી તે છે સહેલી;
આપણ શીદ આગળથી કહીએ ? શું ગુણ કૂદશે બળદ પહેલી ?"
રોગી : રોગી એક ચોરેથી બોલ્યો, "કરી વખાણ કહો સૌ વઢો;
સેવા સજ્જ કરાવે રાવણ, પુર બાધે વજડાવો પડો.
કુણ જાણે કુણ જીતે હારે ? દેશ બધાનો વળશે દડો.
હિંમત કોણ મૂકાવે એની ? કોણ તાવને કહેશે ચડો ?"
નેસ્તી : નેસ્તી એક બોલ્યો નરપતિનો, "સુરતા એક મને તો થઈ છે;
સીતાને લાવ્યો એ રાવણ રૌરવ રોગ ખરો એ ખઈ છે.
ઈશ શિષ્યથી રહ્યા વેગળા, એના કર્મથી લંકા ગઈ છે;
વિચાર કરતાં વહાણું વાશે, નેસ્તીની મા ખાટલે મુઈ છે."
પટેલ : પટેલ કહે, "પાપી એ રાવણ, મોત એનું થોડે દિન મળશે;
સુખસાગરમાં સદા ઝીલતો તે તો વૈભવવેળા ટળશે.

સતીતણા જે શાપ થયા છે તેવો વૃક્ષ હવે તો ફળશે;
સાચું નવ કહીએ શા માટે ? શું પસાયતાં આપી કરશે ?"
માળી : માળી કહે છે, "મુજને ગમ નહીં વાત કરો છો જેજે મોટી;
રાવણરાજા છે દિલડાભો લક્ષ વસા પડશે તે લોટી.
હું કહું છું તે માનો સાચું, તમે કહો છો તે સૌ ખોટી;
ઝાઝું કરે તો સીતા લેશે, માળી રુઠયો શું લેશે ચોટી ?"
કણબી : કણબી એક બેઠો'તો માળે તે કહે છે, "મુજને એ ભાસે :
રાવણ રાડ કરી શકશે નહિ, નિર્બળ નીચ થઇને નાસે.
એકે વાત ઊકલતી છે નહિ, પડીઓ પાપતણે એ પાશે.
સીતા સાથે સર્વ સમૃદ્ધિ ગોફણગોળાગતે જાશે."
એક પટલ પાધરથો બોલ્યો, "રાવણની નવ પહોતી રળી;
સીતા વેલી ઝેરતણી છે, એને એ લાગે છે ગળી !
ઈંદ્રતણી અક્ષખત ભોગવતો, ટેક બંધી એની તો ટળી;
સતી સીતા જોખમ કરી જાશે, ન ખાધો પૂંખ, હથેળી બળી."
જોગી : જોગી કહે, "જરુરી જાણો, દશાનન આવ્યો છે દાવે;
કુંભકરણ કુમતિ દેનારો કૂડકપટ જેને મન કહાવે.
ઈંદ્રિજિત અન્યાયે બોલે ભૂપતિના મનમાં જે ભાવે;
શૂર્પણખા શિક્ષા દેનારી, જોગી પ્રધાન તૂંબડાં વાવે."
પટેલ : એક પટેલ ચોરેથી બોલ્યો, "બાળ પરી રાવણની બુદ્ધિ;
બહેને કહ્યું ત્યાંથી બહેકયો છે, છેલી ગુણહીણી તે ગદ્ધી.
સુખરાજ્ય વિમાન તજ્યાં છે, રાજપદવીની રીતો રુંધી;
લંકામાં લાડકવાયો પણ પટલનિ ઘોડી પાદર સુધી."
છીપો : છીપો કહે, "છાજે નહિ જેને છતરો એને છાક ચઢે છે;
જગજનેતાને એ લાવ્યો સામો વેરી થઇને વઢે છે.
ઝાઝાં વાવ્યાં ઝાડ ઝેરનાં તેને ફળ તેવાં જ જડે છે;
રાવણ આખર રાક્ષસીનો સુત, જાત વિના શું ભાત પડે છે ?"
કંદોઈ : કંદોઈ કહે, "કૂડો એ કપટી, બુદ્ધિહીણ થયો વાડવો;
એ જાણે છે ખાઇ સાગરની, રામને મન તો છે ખાડવો.

જાણે છે લંકા કયમ લેશે ? વાનરને મન ઘીધાડવો;
લંપટ લોભી સીતા લાવ્યો ! જાણે બાપાનો લાડવો !"

**સ્ત્રીઓ** : વાત કરે વનિતા લંકામાં સખીઓસખીઓમાં સૌ મળી :
"કહો બાઈ! કુણ હારેજીતે ? કોને વાર્તા ન પડે કળી.
એક કહે, એમાં શું કહેવું ? અદકી બોલું હું આંચળી.
એકાએક હઠે શું અધિપતિ ? પહેરી બેઠા છે કાંચળી ?"

**વિધવાઓ** : વિધવા કહે, "વખાણે છે શું ? ઘેલો બોલ ગમે નહિ ગાંડો;
વાર્યું કરે નહિ, હાર્યું કરશે, કહીએ સુખે મામલો માંડો.
લંકા ઘડી બેચાર લૂંટાશે, જેને ગમે તે ગામ જ છાંડો;
સુખે રાજ્ય રાવણ કયમ કરશે ? શું જિતવી છે રાંડીરાંડો ?"

**પંચલોક** : પંચ મળી પરમાણ કર્યું છેઃ રાવણ કાજળ, રામજી કેસર;
રાવણ ખાળ, રામ ગંગોદક, રામ ઐરાવત, રાવણ ભેંસર.
રામ ધરમ, રાવણ અણધરમી. શ્રીશામળભટ્ટ કહે કવેશ્વર :
રામ જિતે ને રાવણ હારે, પંચ તહાં પૂરણ પરમેશ્વર.

અંગદવિષ્ટિ

## પ્રશ્નો

૧ સીતા રામને પાછી સોંપવા રાવણે કઈકઈ ન્યાતોનાં માણસોના અભિપ્રાય પૂછ્યા ?
૨ ન્યાત સિવાય બીજા કોઈના અભિપ્રાયો છે ? કોના કોના ?
૩ ન્યાતોના અભિપ્રાયોમાં ગમે તે પાંચના અભિપ્રાય આપો અને તે ઉપર વિવેચન કરો.
૪ જુદીજુદી ન્યાતના અભિપ્રાયો જુદાજુદા કેમ પડે છે ?
૫ અભિપ્રાયો ઉપરથી તેતે ન્યાતના સ્વભાવ કેવા તરી આવે છે તે વર્ણવો.
૬ તમે તમારો અભિપ્રાય વિદ્યાર્થી તરીકે આપો.
૭ કવિ શામળનો અભિપ્રાય શો છે ?
૮ કાવ્યમાં આવેલી બધી કહેવતોની યાદી કરો.



# દયારામ

## [ વિ. સં. ૧૮૩૩–૧૯૦૯ : ઈ. સ. ૧૭૭૭–૧૮૩૨ ]

- [ પ્રાચીન કવિઓના છેલ્લા સમર્થ પ્રતિનિધિ દયારામભાઈ જ્ઞાતિએ સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. એમના પિતાનું નામ પ્રભુરામ આણંદરામ ભટ્ટ અને માતાનું નામ મહાલક્ષ્મી અથવા રાજકુંવરબાઈ હતું. એમનું વતન ચાંદોદ હતું અને જન્મ એમના મોસાળ ડભોઈમાં સં. ૧૮૩૩ માં થયો હતો. એમને ગંગાબાઈ નામે એક નાની બહેન હતી તે બાળવયમાં ગૂજરી ગઈ હતી. બાળક દયારામ એનાં ભક્તિપ્રિય માતાપિતાનો એકનો એક લાડકો પુત્ર હતો. વિવિધ સૃષ્ટિસૌંદર્યોથી ભરપૂર ગુજરાતની મહાનદી નર્મદાને કાંઠે આવેલા ચાંદોદતીર્થે કવિના બાલહૃદય ઉપર ભારે અસર કરી હતી. છેક નાનપણથી જ એને ભક્તિના ઊંડા સંસ્કાર એની માતા તરફથી મળ્યા હતા. આઠ વર્ષની ઉમ્મરે એને યજ્ઞોપવીત ધારણ કરાવવામાં આવ્યું હતું. આ જ પ્રસંગે એક ગંગા નામની કન્યા સાથે એનું વાગ્દાન થયું હતું. પણ તે બાળા થોડા વખતમાં મરણ પામી હતી. પ્રભુરામ ભટ્ટને પોતાના પુત્રને કાશી ભણવા મોકલવાની ઈચ્છા હતી પણ માતા કે પિતા એને વડોદરા સુધી પણ નજર બહાર કાઢવા તૈયાર હતાં નહીં. સં. ૧૮૪૩ માં પ્રભુરામ ગૂજરી ગયા. બે વર્ષ બાદ સં. ૧૮૪૫ માં એની માતાનો પણ સ્વર્ગવાસ થયો. માતાપિતા વગરના દયારામની નિરાધાર દશામાં સગાંવ્હાલાં સંભાળ રાખતાં. ચાંદોદમાં એના કાકાની દીકરી ધનગૌરીએ એની સંભાળ રાખી હતી. તે ગૂજરી ગયા પછી એના મોસાળ ડભોઈમાં જ એ કાયમના રહ્યા હતા.

વડિલોની છત્રછાયા ગયા પછી દયારામ મનસ્વી બની યથેચ્છ રીતે ફરતો ને દેવદર્શને જઈ ભજનસંગીતમાં ભળતો. ડાકોરના પ્રસિદ્ધ ઈચ્છારામ ભટ્ટજીની એના ઉપર આ વખતે કૃપા થઈ. દયારામના ખરાબે ચઢેલા જીવનનાવને વાળીને યોગ્ય વહેનમાં મૂકનાર આ ભટ્ટજી છે.

સં. ૧૮૪૭ માં કવિએ એના કુલક્રમાગત વૈષ્ણવ સંપ્રદાય અનુસાર બ્રહ્મસંબંધ બાંધી કૃષ્ણને સર્વાત્મનિવેદન કર્યું. ૧૮૫૩ માં યાત્રાર્થે વડોદરાથી એક સંઘ નીકળતો હતો તેમાં મામાની ના હોવા છતાં એ જોડાયા. એમણે સં. ૧૮૫૮ માં મનમરજાદ ને સં. ૧૮૬૧ માં પાકી મરજાદ લીધી. ૧૮૬૫ માં એ યાત્રાથી પાછા આવ્યા ને ૧૮૬૬ થી સ્થાયી મુકામ કરી ડભોઈમાં રહેવા લાગ્યા. ૧૮૭૭–૭૮ માં શ્રીનાથજીની એ છેલ્લી ઝાંખી કરી આવ્યા. ૧૮૯૮ માં એમને ભારે મંદવાડ આવ્યો હતો. આ વખતે એમણે એમનું મૃત્યુપત્ર કર્યું હતું. સં. ૧૯૦૯ માં કૃષ્ણના આ એકનિષ્ઠ લોકપ્રિય ભક્તકવિએ દેહ છોડયો.

**દયારામના ગ્રંથો**

ગરબીઓ, કમળલીલા, દાણલીલા, રાસલીલા, પત્રલીલા, રૂકમણીવિવાહ, સત્યભામાવિવાહ, કૃષ્ણોપવીત, સીમન્ત, અજામિલાખ્યાન, ઓડાણાખ્યાન, મીરાંચરિત્ર, રસિકવલ્લભ, ભક્તિપોષણ, સિદ્ધાન્તસાર, સંપ્રદાયસાર, ષડ્ઋતુ-વર્ણન, સતસૈયા, સારાવલિ, વસ્તુવૃંદદીપિકા, હરિહરતારતમ્ય, પિંગળસાર, તાલમાળા, રાગમાળા વગેરે વગેરે. ]

## પ્રેમપરીક્ષા

• ગરબો •

ઉદ્ધવજી ! છે અળગી રે વાત એક પ્રેમતણી;
કોઈ અનુભવી જાણે રે, કહેતાં તે ન આવે બણી.
પ્રસૂતાની પીડા રે વંધ્યા તે શું જાણે ?
જાણ્યું કેમ આવે રે માણ્યાને પરમાણે ?
મૂંગે સાકર ખાધી રે, ગૂંગાને સ્વપ્ન થયું;
સર્વે મન જાણે રે, બીજાને નવ જાય કહ્યું.
ઘાયલના દુઃખને રે કાયર તે તો શું પ્રીછે ?
એમાં જ્ઞાની લહે નહીં રે રતિની ગતિ શી છે.
નેમ સઘળા નાસે રે પ્રેમ જ્યારે વ્યાપે;
જેને નિદ્રા આવી રે ઉત્તર કયમ આપે ?
આશક માશુકમાં રે રૂપગુણ સૌ દેખે;
જેવું ભાસે છે તેહને રે અવર તેવું નવ પેખે.
જેનું ચિત્ત જયહાં ચોંટયું રે તેને ત્યાંથી સુખ થાયે;
સ્વાદ શો છે અગ્નિમાં રે ? ચકોર ભાવે ખાયે.
રીત પ્રીતની એવી રે તેનું સુખ તે જાણે;
અનુભવથી અજાણ્યો રે તેના અવગુણ આણે.
સ્નેહ સુખથી ન વાધે રે, દેખી દુઃખ નવ ઘટે;
જેમ વૃક્ષને વળગી રે વેલી તો ફરી ના લટે.
શીખેસાંભળે ન આવે રે, ઉદ્ધવ ! ગતિ પ્રેમતણી;
કરવી નથી પડતી રે એની મેળે આવે બણી.

પ્રીત બાઝે તો સહેજે રે, છૂટે ના પછી છોડી;
મચ્છને દુઃખ દે છે રે ગળ્યા પછી અંકોડી.
સાચી પ્રીત તો પ્રાણ લે રે, સાધારણ થાય પરી;
દાદુર જળવણ જીવે રે, માછલડાં તો જાય મરી.
મોટી મનની મોહિની રે પ્રીતથી બીજી ન મળે;
જડ પણ જુઓ લોઢું રે ચમકને દેખી ચળે.
છીપ રહે છે સાગરમાં રે, ઇચ્છા સ્વાતિબુંદતણી;
જુઓ દૃષ્ટિ ચકોરની રે અચળ રહે છે ઇંદુ ભણી,
લજ્જા સુધબુધસામર્થ્ય રે, પ્રેમીજનમાં ન ટકે;
મધુકર વાંસ કોરે રે, કમળ નવ ભેદી શકે.
મૃગ સહેજે મરે છે રે, પલાયનઅભ્યાસી,
રાગઅનુરાગપાશે રે બાંધ્યું ન શકે નાસી.
દૃષ્ટિપ્રીતનો માર્યો રે પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનો રે તો રે સ્નેહી મળે.
રહે ચાતક તરસ્યો રે સદા બાર માસ લગી;
પીએ સ્વાતિનું વારિ રે, અવર સ્પર્શે ન ડગી.
વિખના વ્યસનીને રે સાકર પણ સુખ ના કરે;
પય પાણીથી ઉત્તમ રે, મીન તેમાં નાંખે મરે.
જેનું મન જેશું માન્યુ રે તેને સુખ તેથી મળે;
તે વિના તેથી સારું રે ના'વે તેની આંખ તળે.
એ વૈરાટનાં લોચન રે ઈંદુભાનુ, ભેદ કશો;
કંજ કરમાય ચંદ્રે રે, ફૂલે રવિનેહ વસ્યો.
કંઠે વળગી ના છૂટે રે એ પ્રેમતણી ફાંસી;
કાચો હોય તો તૂટે રે સુણી જગની હાંસી.
છે અગમ પથ સ્નેહનો રે, ઉદ્ધવજી ! તેં નથી દીઠો,
ત્યાં લગી જ્ઞાન ગોઠે રે, જોગ પણ લાગે મીઠો.
જોગ તો તેને જોઈએ રે જેનું મન જગમાં ભમે;
તે તો ચંચળ અમારું રે ચિત્ત રસિયામાં રમે.

જેનું મન માને રે જોગ તે સુખે ગ્રહો;
અમો તો એહ માગું રે પ્રીતમજીશું પ્રીત રહો.
તમારા હરિ સઘળે રે, અમારા તો એક સ્થળે;
તમો રીઝો ચાંદરણે રે. અમો રીઝું ચંદ્ર મળે.
ઈંદુને અવલોકી રે ચકોરનું ચિત્ત ઠરે;
તે પ્રકાશને પેખી રે કહો શું સંતોષ ધરે?
એવાં વચન સુણીને રે ઉદ્ધવજીની ભ્રાંતિ ટળી;
જોગજંજાલ છૂટી રે, ગયું મન સ્નેહે મળી;
અભિમાન મૂકીને રે ઉદ્ધવ ગોપી પાય પડ્યા;
કહું દયાપ્રીતમજી રે, નિશ્ચય એક તમને જડ્યા.

૨

## વૈષ્ણવ નથી થયો તું રે!

વષ્ણુવ નથી તું રે, શીદ ગુમાનમાં ઘૂમે?
હરિજન નથી થયો તું રે, શીદ.
હરિજન જોઇ હૈડું નવ હરખે, દ્રવે ન હરિગુણ ગાતાં;
કામધામચટકી નથી ફટકી, ક્રોધે લોચન રાતાં. વૈષ્ણવ.
તુજ સંગે કોઈ વૈષ્ણવ ન થાયે તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે તાંહાં લગી તું ન કાચો. વૈષ્ણવ.
પરદુઃખ દેખી હ્રદે ન દાઝે, પરનિંદાથી ન ડરતો;
વહાલ નથી વિઠ્ઠલશું સાચું હઠે ન 'હુંહું' કરતો. વૈષ્ણવ.
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટયો છે નહીં;
કહેણી તેની રહેણી ન મળે, કહાં લખ્યું એમ કહેની. વૈષ્ણવ.
ભજવાની રુચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ;
જગતણી આશ છે જાંહા લગી જગત ગુરુ, તું દાસ, વૈષ્ણવ.
મનતણો ગુરુ મન કરેશ તો સાચી વસ્તુ જડશે;
દયા! દુઃખ કે સુખ માન, પણ સાચું કહેવું પડશે. વૈષ્ણવ.

## પ્રશ્નો

૧ 'પ્રેમપરીક્ષા'કાવ્યમાં કોનો સંવાદ છે ? સંવાદનો વિષય શો છે ?

૨ ઉદ્ધવજી યોગને માનતા હતા કે પ્રેમભક્તિને ?

૩ સાચા પ્રેમની પરીક્ષા કરવા ગોપી ઉદ્ધવને શુંશું કહે છે ?

૪ ગોપીએ વર્ણવેલા પ્રેમ વિષે તમારા વિચારો ટૂંકાણમાં જણાવો.

૫ ઉદ્ધવ ગોપીને શાથી પાયે પડયા ? જ્ઞાન મોટું કે ભક્તિ મોટી ?

૬ વૈષ્ણવનાં લક્ષણ સમજાવો.



# દેવાનંદ

**[ આશરે વિ. સં. ૧૮૯૬ : ઈ. સ. ૧૮૪૦ માં હયાત ]**

**[ દેવાનંદ સ્વામીનારાયણના સાધુ હતા. તેમના જીવન વિષે કંઈ હકીકત મળી શકતી નથી. તેમણે છૂટક પદો બનાવેલાં છે તે ઘણાં જ લોકપ્રિય છે. લોકપ્રિય કવિ દલપતરામને કાવ્ય શીખવવાનું માન આ સાધુ કવિને છે. તેમની ભાષા સાદી અને લોકરંજની છે. ]**

## ભગવાનને ભૂલેલાને

• પદ •

તારા મનમાં જાણે છે મરવું નથી રે એવો નિશ્ચય કર્યો નિરધાર;
તેમાં ભૂલી ગયો ભગવાનને રે.
ધનદોલતનારી ને ઘણા દીકરા રે, ખેતીવાડીઘોડી ને ઘરબાર. તેમાં.
મેડીમંદિરઝરૂખા ને માળીઆં રે, સુખદાયક સોનેરી સેજ. તેમાં.
ગાદીતકીઆ ને ગાલમસુરીઆં રે, અતિ આડ કરે છે એ જ. તેમાં.
નીચી ખાંધ કરીને નમતો નથી રે એવું સાધુસંગાથે અભિમાન. તેમાં.
મર્માળી મોહનજીની મૂર્તિ રે, તેની સાથે ન લાગેલ તાન. તેમાં.
પાપ અનેક જન્મનાં આવી મળ્યાં રે, તારી મતિ મલિન થઈ મંદ. તેમાં.
દેવાનંદના વહાલાને વિસરી ગયો રે, તારે પડયો ગળે જેમ ફંદ. તેમાં.

**પ્રશ્નો**

૧ મનુષ્ય પોતાનો જીવનહેતુ ભૂલી જઈ કયે માર્ગે જાય છે ?
૨ ભગવાનને ભૂલેલાંને કવિ શો બોધ આપે છે ?



# ભોજોભક્ત

**[ વિ. સં. ૧૮૪૧–૧૯૦૬ : ઈ. સ. ૧૭૮૪–૧૮૪૦ ]**

[ **ભોજોભક્ત—ભોજલ સાવલિયો**—ગુજરાતમાં તેના ચમચમતા ચાબખા માટે પ્રખ્યાત છે. એ જ્ઞાતિએ કણબી હતો. એનું વતન કાઠિયાવાડના જેતપુર પાસેનું દેવકીગાલોલ. એના પિતાનું નામ કૃષ્ણદાસ ને માતાનું નામ ગંગાબાઈ હતું. બાર વર્ષના વય સુધી તે દૂધભેર રહેલો અને રામેતવન નામના કોઈ યોગીના સમાગમ પછી અન્ન લેવા માંડેલું. એનામાં વિદ્યાસંસ્કાર ઝાઝા ન હોતા. એની ભક્તિભરી ઉપદેશક વાણી કટાક્ષથી ભરેલી છે. એને ભક્તો ઘણા જ હતા. પાંસઠ વર્ષની ઉમ્મરે એણે દેહ છોડયો. ફતેહપુરગામના રહીશો આ કવિની પાવડી ને માળા હજી પૂજે છે. **વીરપુરગામમાં ભોજલભક્તનું** મંદિર છે ને ત્યાં તેની પાવડીઓ પૂજાય છે. ગુજરાતમાં **ભોજલનાં** ભજનો ગાનારા એકતારાવાળા હજી ઘણા છે.

**ભોજલના ગ્રંથો**

સલૈયાખ્યાન, ભક્તમાળ, ઉપરાંત છૂટક પદો, ચાબખા, પ્રભાતિયાં, સરવડાં, તિથિઓ, સાતવાર, મહીના, સંદેશા, હોરી, ધોળ, ભજનિયાં, કડવાં વગેરે. ]

## અશ્રદ્ધાળુ નારી

• રાગ : માઢ •

કાચબો કહે છે કાચબીને, " તું રાખની ધારણધીર;
આપણને ઊગારશે વહાલો જુગતેશું જદુવીર;
  ચિંતા મેલી શરણે આવો રે, મરવા તુંને નહિ દિયે માવો રે."
" વારતી'તી તે સમે શા સારું મારું કંથ ! ન માન્યું કહેણુ ?
કાળ આવ્યો કોણ રાખશે ? તમે નીચાં ઢાળો નેણ;
  પ્રભુ તારો ના'વિયો પ્રાણી રે ! માથે આવી મોતનિશાની રે !"
" અબળાને ઈતબાર ન આવે, કોટિ કરોને ઉપાય;
કહ્યું ન માને કોઈનું રે, એ તો ગાયું પોતાનું ગાય;
  એવી વિશ્વાસવહોણી રે, પ્રથમ તો મૃત્યુની પોણી રે."

કાચબી કહે છે, " ક્યાં છે તારો રાખણહારો રામ ?
હરિ નથી કેના હાથમાં રે, તમે શું બોલો છો સ્વામ ?
મરવાટાણે મતિ મૂંઝાણી રે, તૂટયા પછી ઝાલવું તાણી રે."
" ત્રિકમજી ત્રણલોકમાં મારે તમારો છે ઈતબાર;
અટક પડી હરિ ! આવજો રે મારા આતમના આધાર;
છોગાળા ! વાત છે છેલ્લીરે, થાજો બૂડતાના બેલી રે."
કાચબી કહે છે, " કોણ ઊગારે ? જાતો રહ્યો જગદીશ !
ચારે દિશાથી સળગી ગયું રે તેમાં ઓરીઆં વીચોવીચ;
જેનો વિશ્વાસ છે તારે રે તેનો ઇતબાર ન મારે રે."
" બળતી હો તો બેસને મારી પીઠ પર રાખું પ્રાણ !
નિંદા કરે મારા નાથની રે એ તો મારે છે મુને બાણ;
વહાલો મારો આવશે વારુ રે, ઓર્યાંથી ઊગારવા સારુ રે."
કાચબી કહે, " કિરતાર ન આવ્યો, આવ્યો આપણો અંત;
પ્રાણ ગયા પછી પહોંચશે રે, તમે તેશું બાંધો તંત ?
આમાંથી જો આજ ઊગરિયે રે, તો તો બહાર પગ ન ભરિયે રે."
" વિઠ્ઠલજી ! મારી વિનતિ સુણી, શામળા ! લેજો સાર;
લાજ લોપાશે લોકમાં રે, બીજી વાંસે કેની વહાર ?
હરિ ! મારી હાંસી થાશે રે, પ્રભુ ! તારી પરતીજ જાશે રે."
કેશવજીએ કરુણા કીધી, મોકલ્યા મેઘમલાર !
આધરણમાંથી ઊગારીઆં આવી કાચબા નર ને નાર.
ભોજો ભણેઃ ભરોંસો જેને રે, ત્રિકમજી તારશે તેને રે.

**ભોજાભગતના ચાબખા**

**પ્રશ્નો**

૧ કાચબોકાચબી શી આફતમાં આવી પડયાં છે ?
૨ બેમાંથી પ્રભુમાં પૂરો વિશ્વાસ કોને છે ?
૩ અધીરી કાચબી શીશી દલીલો કરે છે ?
૪ કાચબો કાચબીને શી રીતે સાંત્વન આપી શ્રદ્ધા રાખવા વીનવે છે !
૫ કાચબાની શ્રદ્ધા શી રીતે ફળી ?
૬ કાચબાકાચબીનો એક ટૂંકો સંવાદ ગદ્યમાં લખો.

# દલપતરામ કવીશ્વર

[ વિ. સં. ૧૮૭૬—૧૯૫૪ : ઈ. સ. ૧૮૨૦—૧૮૯૮ ]

[ અંગ્રેજી રાજ્ય સ્થપાયું ને ગુજરાતમાં નવયુગ પ્રસર્યો. ગુજરાતમાં નવશિક્ષણની, સુધારાની, ઉદ્યોગહુન્નરની ને નવીન સાહિત્યની એ તૈયારીઓ હતી. આ અરસામાં વઢવાણમાં દલપતરામ ડાહ્યાભાઈનો જન્મ ૧૮૨૦ માં થયો. ગુજરાતી ને સંસ્કૃતની થોડી કેળવણી લઈ દલપતરામે સ્વામીનારાયણના એક દેવાનંદ સાધુ પાસેથી કવિતા કરવાનું શીખી લીધું. 'રાસમાલા'ના રચનાર અલેક્ઝાંડર કિન્લૉક ફાર્બસસાહેબને ગુજરાતનાં છૂટાંછવાયાં ઐતિહાસિક સાધનો શોધે ને લોકકવિ થઈ ગુજરાતના લોકોને બોધ કરે એવો એક કવિ જોઇતો હતો. ભોળાનાથ સારાભાઇએ દલપતરામની ભલામણ કરી.

ફાર્બસને અતુલ સાહાય્ય કરવા ઉપરાંત કવીશ્વરે બીજી બાજૂએ કાવ્યો બનાવી જાહેરમાં ગાઈ સંભળાવી પ્રસિદ્ધ કરવા માંડયાં. અમદાવાદ, સુરત, મુંબાઈ, ઇડર, દાંતા, રાજકોટ, ઉપરાંત ગુજરાતને ગામેગામ દલપતરામ લોકકવિ તરીકે સન્માન પામ્યા. કવીશ્વરની સુબોધક કવિતાથી દેશમાં વિદ્યાવૃદ્ધિ ને દેશોદયનાં પગરણ મંડાયાં. એમનો સુધારો નર્મદના જેવો 'યાહોમ' નહીં પણ 'ધીમો' હતો.

દલપતરામે ફાર્બસસાહેબની સ્થાપેલી 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ના સહાયક મંત્રી ને 'બુદ્ધિપ્રકાશ' માસિકના તંત્રી તરીકે ૧૮૫૫ થી કામ શરૂ કર્યું. જૂની 'હોપપુસ્તકમાળા'ની સમિતિના કવીશ્વર એક સભાસદ હતા. એમની લોકસેવાની બૂજ કરી સરકારે એમને 'સી. આઈ. ઈ.' નો ખીતાબ આપ્યો. કેટલાંક રાજ્યોના એ રાજ્યકવિ થયા હતા અને આખી જીંદગી ચાલુ સાહિત્યલેખન કરી બે પૈસા ને કીર્તિ કમાયા હતા.

### કવીશ્વરના ગ્રંથો

દલપતકાવ્ય, અંગળધારનો ઝઘડો, જાદવાસ્થળી, બાળવિવાહનિબંધ, પુનર્વિવાહનિબંધ, ભૂતનિબંધ, મિથ્થાભિમાનનાટક, વેનચરિત, કથનાવલી, ગરબાવળીઓ, દૈવજ્ઞદર્પણ, કવિતાવિલાસ, સંપલક્ષ્મીસંવાદ, વગેરે વગેરે. ]

## બ્રાહ્મણોનો બહિષ્કાર

વસતિના લોકે, વિપ્ર સાથે પાડયો વાંધો;
કોઇ કહે દ્વિજનું કામ ન કરવું, બંધી એવી બાંધો રે. વસતિના.

ઘરઘરથી ભેળા થઇને સૌ મુખથી બોલ્યા માળીઃ
'પુષ્પપત્ર દ્વિજને નહિ દઇએ, અમે ગાંઠ એ વાળી રે.' વસતિના.

કહે સુતારઃ ' અમે કોપ્યા તો ભોગ ભટોના મળશે,
ઘંટીનો ખીલડો ભાગે તો દાણા શેણે દળશે રે ?' વસતિના.

ઘાંચી કહેઃ ' અમે નહિ દઇએ દીવેલ દીવા સારુ;
દીવા વિના ઘર દેખાશે જેમ અપાશરે અંધારું રે.' વસતિના.

દરજી કહેઃ ' કોઈ દ્વિજને માટે થીંગડી એક ન મારો;
કાંચળી વિના ઉકાંચળી ફરશે ઋષિ સઘળાની નાર્યો રે.' વસતિના.

વણકર કહે છેઃ ' વસ્ત્ર ન દેવાં એટલે અડચણ મોટી;
ચકલેચકલે ચીંથરાં વીણી છો વાળે લંગોટી રે.' વસતિના.

કડિયા કહે છેઃ ' ઘર પડશે તો કોણ હવે ચણી દેશે ?
હાથે રોડાં ગોઠવશે, એની નાર તગારાં વહેશે રે.' વસતિના.

મોચી કહેઃ ' અમે કોપ્યા તો ઊડશે એના આટા;
ખરે બપોરે જવું પડે તો પગે બાંધશે પાટા રે.' વસતિના.

કહે હજામઃ ' હવે બ્રાહ્મણના કદીએ વાળ ન લેવાઃ
દાઢાં વધવાથી દેખાશે બધાએ બકરાજેવા રે !' વસતિના.

કહે લુહારઃ ' કરો એવું કે તરત જ તેઓ થાકે;
લોઢી કે કડછી નહિ દેવી, છો પછી આટો ફાકે રે.' વસતિના.

કહે ભરવાડઃ ' હવે બ્રાહ્મણનાં નહિ ચારિયે ઢોર;
ભણવુંગણવું ભૂલી જઇને ગાયો ચરાવશે ગોર રે.' વસતિના.

કહે કુંભારઃ ' ન દેવાં વાસણ, તેથી તરત અકળાશે;
હાથે હાંલ્લાં ઘડશે તો બ્રાહ્મણ ' ઓઝા ' કહેવાશે રે.' વસતિના.

ઘર ચણવા માટીના ગુણા દીધાની વાત હવે શી ?
માટીખાણે માટી લેવા જશે ગધેડે બેસી રે.' વસતિના.

ધોબી કહે છેઃ ' વસ્ત્ર ન ધોવાં, પછી કકળશે કેવા !
ગોર બધા મેલા ગંધાશે, જતિઢુંઢિયાજેવા રે.' વસતિના.

કોળી કહેઃ 'અમે બ્રાહ્મણને ખૂણે ખાતર દેશું;
ગોમુખી ને આસનિયાં સુદ્ધાં જઈ ચોરી લેશું રે.' વસતિના.
ભાંડભવાયાચારણગાંધ્રવ એ વળી બોલ્યા એવું:
'અમે ફજેત કરીને કરશું સૌ યે જોવા જેવું રે.' વસતિના.

વેનચરિત્ર

## પ્રશ્નો

૧ બ્રાહ્મણોનો બહિષ્કાર શા માટે કરવામાં આવ્યો હતો ?
૨ જુદીજુદી જ્ઞાતિએ જે રીતે બહિષ્કાર કર્યો તેનું ટૂંકાણમાં વર્ણન આપો.
૩ દલપતરામે આ કાવ્યમાં જમાવેલા હાસ્યરસનું વર્ણન કરો.



# ભોળાનાથ દીવેટિયા

[ વિ. સં. ૧૮૭૯–૧૯૪૨ઃ ઈ. સ. ૧૮૨૩–૧૮૮૬ ]

[ સુધારક અને અમદાવાદના પ્રાર્થનાસમાજના સ્થાપક ભોળાનાથ સારાભાઈ દીવેટિયા અમદાવાદના વતની હતા. એમના પિતા રાજનીતિનિપુણ હતા અને વડોદરાની અંગ્રેજી રેસિડન્સીના વિશ્વાસપાત્ર દફતરદાર હતા. ભોળાનાથ ગુજરાતી, મરાઠી, સંસ્કૃત અને અંગ્રેજીના સારા અભ્યાસી હતા. મુનસફની પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં એ ઉમરેઠમાં મુનસફ અને સુરતમાં મુખ્ય સદર અમીન નીમાયેલા. ૧૮૭૪ માં એ સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા. કચ્છની દીવાનગીરી બેત્રણ વાર આવી તેનો અસ્વીકાર કરી એ અમદાવાદ મ્યુનિસિપાલિટી, જીલ્લા સ્થાનિકસ્વરાજ્ય અને બૂક કમિટીના મરણપર્યંત સભાસદ રહ્યા હતા. સરકારના પ્રેમપાત્ર હોવાથી એણે એમને દક્ષિણના બીજા વર્ગની સરદારી અને ૧૮૭૭ માં દિલ્હીદરબારવખતે સર્ટિફિકેટ બક્ષ્યાં હતાં. પ્રાર્થનાસમાજના પ્રાણ ને પ્રેરકરૂપે એ હતા અને એમના ગ્રંથો એમણે એ સમાજને ચરણે ધર્યાં હતા.

**ભોળાનાથના ગ્રંથો**

ઈશ્વરપ્રાર્થનામાળા, અભંગમાળા, સત્યવિવેક અને નાગરમિત્ર વગેરે પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ રહેલા વિદ્યાપ્રકાશ, વિધા તથા અક્ષરશાસ્ત્ર, વ્રતાદિનાં ભાષાંતર વગેરે. ]

## અભંગ

ભોગવવાં સર્વ સારાંખોટાં કૃત્ય,
નિયમ એ સત્ય છે પ્રભુનો.
લાભ એ જ મોટો સર્વથી ઉત્તમ,
મનુષ્યનો જન્મ પ્રાપ્ત.
નાથ ! તમે મારી કરશો ઉન્નતિ,
પાળું શુભ ગતિ પરલોકે.
થશે જો આ જન્મે ભગવદ્‌ભજન,
સદા રે' પ્રસન્ન પ્રભુ તેને.
સાધન છે સાચું પ્રભુનામસ્મરણું,
થાય નિવારણુ પાપ સર્વ.

રાખો કરુણાથી પુણ્ય વૃત્તિ મોરી,
　　　પ્રભુ ! ન વિલાસ દેશો મને.
ભાગ્ય ધન્ય મારું ગણું ભગવાન !
　　　મંગલ દર્શન થાય જ્યારે.
ઈશ્વર ! તમારા પ્રેમનો પ્રસાદ
　　　આપી આશીર્વાદ દેશો મને.

અભંગમાળા

## પ્રશ્નો

૧ અભંગો સાદા ગદ્યમાં સમજાવો.

૨ કાવ્યનું હાર્દ આપો.

૩ ભોળાનાથના ભક્તિમાર્ગનો ટૂંકામાં ખ્યાલ આપો.



# નર્મદાશંકર દવે

**[ વિ. સં. ૧૮૮૯-૧૯૪૨ : ઈ. સ. ૧૮૩૩-૧૮૮૬ ]**

[ મધ્યકાલીન યુગમાં પદ્યસાહિત્યના સર્જનદ્વારા ગુજરાતી ભાષાને સ્થિર સ્વરૂપ આપી જે અક્ષય કીર્તિ પ્રેમાનંદે પ્રાપ્ત કરી છે તેવી જ અક્ષય કીર્તિ આપણા નવીન ગદ્યની શૈલીને રૂઢ સ્વરૂપ આપી કવિ નર્મદાશંકર લાલશંકર દવેએ પ્રાપ્ત કરી છે. પ્રાચીન ગુજરાતી સાહિત્યનો યુગ દયારામને હાથે પૂરો થતાં નવીન યુગને આંકનાર ને ઘડનાર નર્મદાશંકરનો જન્મ ઈ. સ. ૧૮૩૩ માં સુરતમાં થયો હતો. એ જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમના પિતાનું નામ લાલશંકર પુરુષોત્તમ દવે. એમની માતાનું નામ નવદુર્ગા. લાલશંકર લહીઆનો ધંધો કરતા હતા. મુંબાઈની સદર અદાલતમાં એમણે કારકુની પણ કરી હતી.

પાંચ વર્ષના નાના નર્મદે સુરતમાં ગામઠી નિશાળમાં પ્રાથમિક અભ્યાસ શરુ કર્યો. ૧૮૪૪ માં એમની માતાનું મરણ થયું. આ જ વર્ષમાં ગુલાબ નામની કન્યા જોડે એમનું પ્રથમ લગ્ન થયું. ૧૮૪૫ માં એ મુંબાઈ જઈ માધ્યમિક કેળવણી માટે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યૂટમાં દાખલ થયા. નર્મદનું વિદ્યાર્થીજીવન તેજસ્વી હતું. સ્વર્ગ. વિદ્વાન અને ભાષાશાસ્ત્રી ડૉ. રામકૃષ્ણ ભાંડારકર એના સહાધ્યાયી હતા. ૧૮૫૦ માં એણે કૉલેજની પ્રવેશપરીક્ષા પસાર કરી. ભાષા ઉપર એણે પ્રભુતા મેળવી.

૧૮૫૧ માં જુવાન નર્મદે સુરત પાછા આવી ઘર માંડયું. આ જ વર્ષથી અમદાવાદના કવીશ્વર દલપતરામની એને ઓળખ થવા માંડી. ૧૮૫૨ માં એ રાંદેરમાં માસ્તર થયા. બીજે વર્ષે એમની પત્ની ગુલાબનો સ્વર્ગવાસ થયો. આ વખતે સુરત, નાનપુરામાં પંદર રૂપીઆની માસ્તરની નોકરી એ કરતા હતા.

નર્મદની મહત્વાકાંક્ષાને આરો ન હોતો. ફરીથી એ મુંબાઈ ગયો. અઢાર વર્ષના એ યુવકે ત્યાં 'બુદ્ધિવર્ધક સભા' સ્થાપી. સ્વદેશ, પ્રેમ, ધર્મ, સાહસ, ઉદ્યોગહુન્નર અને વિદ્યાકળા ઉપરનાં એનાં પ્રોત્સાહક ભાષણોએ સભાને ગજવી મૂકી. ફરી એક વાર કૉલેજનો અભ્યાસ જારી રાખવા એણે કમ્મર બાંધી. પણ વર્ષ પૂરું થાય તે પહેલાં તો તેને છેલ્લી સલામ એને કરવી પડી. જ્ઞાન મેળવવાની એની હોંસને કદી થાક લાગતો નહીં. આપણા ગદ્યસાહિત્યના આ પિતાએ આપણા ઊગતા ગદ્યને વિવિધ પેરે લખવા અને વિકસાવવા માંડયું.

નર્મદ જન્મથી કવિ હતો. ધીરા ભક્તનાં બે પદોએ એના કાવ્યસંસ્કારોના સતારને ઝણઝણાવી મૂકયો.

એણે મહાન થવાની તૈયારીઓ કરવા માંડી. એણે સંખ્યાબંધ અંગ્રેજી, સંસ્કૃત, વ્રજ વગેરે ભાષાનાં પુસ્તકો વાંચવાવિચારવા માંડયાં. ૧૮૫૫ થી ૧૮૫૮ સુધીનાં ચાર વર્ષો નર્મદની મહાન તૈયારીઓનાં વર્ષો હતાં. એનું બીજું લગ્ન ૧૮૫૧ માં થયું. ૧૮૫૭ માં એણે 'પિંગલપ્રવેશ' પ્રસિદ્ધ કરી પિતાને અર્પણ કર્યો. ૧૮૫૮ માં 'રસપ્રવેશ' અને 'અલંકારપ્રવેશ' એણે રચી દીધા. આ જ અરસામાં વળી એ 'લઘુકૌમુદી'ના વ્યાકરણગ્રંથમાં ને કાલિદાસના 'વિક્રમોર્વશીય નાટક'ના અભ્યાસમાં ગૂંથાયો હતો. ૧૮૫૬ થી ૧૮૬૬ સુધીનો દસકો એ એના વિચારોના મહામંથનમાં ગાળે છે. ૧૮૫૮ સુધીમાં ગ્રંથકાર થવાનું પૂરું ભાથું એ તૈયાર કરી રહ્યો.

નર્મદમાં નક્કી કરેલા જીવનધ્યેય માટે સ્વાર્પણ કરવાની અજબ અને પારાવાર શક્તિ હતી. નોકરી કરવી કે સ્વતંત્ર જ રહેવું એ નિર્ણય એને કરવાનો હતો. પોતાની આત્મકથા–મારી હકીકત–માં પચ્ચીસમે વર્ષે કરેલી પ્રતિજ્ઞા એ નોંધે છે:

'મેં ઘેર આવી કલમના સામું જોઈ આંખમાં ઝળઝળીઆં સાથે તેને અરજ કરી કે હવે હું તારે ખોળે છઉં.'

'નર્મકવિતા'ના લોકપ્રિય છૂટા ભાગો હવે બહાર પડવા લાગ્યા. કવિ લોકપ્રિય થયા. કાવ્યરસિકોએ નર્મદદલપતની કાવ્યશૈલીઓને સરખાવવા માંડી. બંને કવિઓ વચ્ચેની સ્પર્ધાનાં બીજ અહીં રોપાયાં. નર્મદની વાગ્ધારા આ કાળે જોશથી ફૂટી રહી. 'ડાંડીઆ'માસિકદ્વારા એણે અંગ્રેજી ગદ્યસ્વામી જોસફ ઍડિસને 'સ્પેકટેટર' માં કર્યા હતા તેવા વાક્પ્રહારો આપણા સમાજ પર કરવા માંડયા. ૧૮૫૭ માં એમના ગદ્યલેખોનો અમર સંગ્રહ 'નર્મગદ્ય' નામથી બહાર પડયો. એમાંનો 'રાજ્યરંગ' લખવા માટે એણે બસો પુસ્તકોનું વાચન ને તારણ કાઢયું કહેવાય છે. આમ કવિની કીર્તિનો સૂર્ય ૧૮૫૬ થી ૧૮૫૮ સુધીમાં પૂર્ણ તપી રહ્યો. ૧૮૬૪ માં પોતાના કુલદીપક પુત્રની સાક્ષરકીર્તિ ઘરડી આંખે જોઈ લાલશંકર દેવશરણ થયા.

પણ સાહિત્યદેવીને ઉત્સાહી જીવનનું સમર્પણ કરનાર નર્મદની ગરીબાઈએ પણ એને તાવવામાં જરા યે બાકી રાખી નથી. પેટે પાટા બાંધી, મમરા, પૌંઆ ફાકી, આ ઉદાર, લહેરી અને સાચો કાવ્યાત્મા ગરીબાઈ સામે મરણ સુધી ઝૂઝયો. ૧૮૬૮ માં એણે એનો અમર ગ્રંથ 'નર્મકોશ' શરુ કર્યો. આ ભારે ગ્રંથને ૧૮૭૩ માં સમાપ્ત કરી, સાથે 'જય ! જય ! ગરવી ગુજરાત !' એ આપણું અમર ગીત જોડી એને છપાવવાના સાહસમાં પણ ઝંપલાવ્યું. પરિણામે દેવાનો ડુંગર વધી ગયો.

ખર્ચને પહોંચી વળવા માટે, દેવાને હઠાવવા માટે, એણે ૧૮૭૬ માં નાટયાલેખન શરૂ કર્યું. પણ એમાંથી થયેલી જૂજ આવકમાંથી એના ખાડા ન પૂરાઈ શકયા.

૧૮૮૨ માં પ્રેમભક્તિના આ વિરલ વીરગાયકે જીંદગીભરનો ટેક મૂકયો. રડતી આંખે ને ભાંગેલે પગે 'શેઠ ગોકુળદાસ તેજપાળ દાનખાતા'માં એણે નોકરી લીધી. સાડા ત્રણ વર્ષે તે ખાતામાં કેટલાક સુધારા કરી તેમાંથી તે ફારગત થયો. ૧૮૮૫ માં એના માનસમાં પરિવર્તન સૂચવતો 'ધર્મવિચાર' ગ્રંથ પ્રગટ થયો. ૧૮૮૬ માં ગુજરાતનો આ પરમ શહીદ, દેશભક્ત, કવિ અને ગદ્યસ્વામી પરલોકવાસી થયો.

## નર્મદની સાહિત્યકૃતિઓ

નર્મગદ્ય, પિંગળપ્રવેશ, નર્મકવિતા (ક્રમશઃ), અલંકારપ્રવેશ, રસપ્રવેશ, દયારામકૃતકાવ્યસંગ્રહ, મનહરપદ, તુલજીવૈધવ્યચિત્ર, નર્મકવિતા (સામટી), ડાંડિયો, નર્મકોશ ભાગ પહેલો, કવિચરિત્ર, નર્મવ્યાકરણ, નર્મકોશ ભાગ બીજો, નાયિકાવિષયપ્રવેશ, નર્મકથાકોશ, નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીત, પ્રેમાનંદકૃત દશમસ્કંધ, નર્મકોશ (મોટો), મહાદર્શન પહેલું (જગતના પ્રાચીન ઇતિહાસનું સમગ્રદર્શન), રાજ્યરંગ પુસ્તક પહેલું (જગતનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ), પ્રેમાનંદકૃત નળાખ્યાન, રામજાનકીદર્શનનાટક, દ્રૌપદીદર્શનનાટક, સીતાહરણનાટક (અપ્રસિદ્ધ), સારશાકુંતલ, ધર્મવિચાર, બાલકૃષ્ણવિજયનાટક, કાઠિયાવાડ સર્વસંગ્રહ. ઉપરાંત આર્યદર્શન, કૃષ્ણાકુમારીનાટક, શ્રીમદ્ભગવદ્ગીતા, ગુજરાત સર્વસંગ્રહ, દેશવ્યવહાર વ્યવસ્થા, મારી હકીકત, વગેરે.]

## લાભ ચોઘડિયાં

પ્રભાતપહોરે લાભ ચોઘડીએ મંગળ વાજું વાગે;
ઉદાર યોદ્ધા રણમાં ઊતરે સ્વદેશકેરી દાઝે;
હાર્યા જનનો હો, રણરંગ રાખવા હો!
નિરાશ થયલા સૈન્યજનો સૌ સાંતરા સાજે;
સમય શકુન શુભ ઝડપી ચાલો શત્રુને હણવા કાજે;
ઉજમ આણી હો, જયને ઝાંખવા હો!
સાંઝ શત્રુને, વહાણું આપણે, પ્રભુનિમિંત છે ભાઈ!
કેમ ન ઝૂઝવૂં? કેમ ન ઘૂમવું રણે ઐક્યથી ધાઈ?
આશા ફળશે હો, દુઃખ પછી સુખ છે હો!
એકમાંહીં સકળ સોય ને એક સકળથી સોયે;
એકમાંહે છે અનેક રંગો એક નિજ રંગ જોયે;
શી બંધુ હો, દઢ કરે ઐક્યને હો!

સંપચોકમાં રહી એકઠાં, એકઠું ભોજન કરતાં,
એક હૃદયથી, એક લક્ષતાં, જોશું જયે સુખ કરતાં;
સ્ત્રી ને પુરુષ હો! ખંતે કામ કરો હો!
એકલક્ષી થઇ વધારી દઇએ હૌય આપણું સાથે;
નર્મદવાણી ભાવભરી કહે, જય જય ગાશું વાધે;
તપશે દીપશે હો રંગ આ દેશતણો હો!

નર્મકવિતા

## પ્રશ્નો

૧ નર્મદ ઉદાર ને બહાદુર યોદ્ધાઓને કેવી રીતે શૂર ચઢાવે છે?

૨ કાવ્યમાં કયો રસ છે? કાવ્યનો ગદ્યમાં સાર લખો.

૩ કાવ્યમાં કવિ કયા પ્રસંગનું નિરૂપણ કરે છે?



# બાલાશંકર કંથારિયા

**[ વિ. સં. ૧૯૧૪–૧૯૫૪ : ઇ. સ. ૧૮૫૮–૧૮૯૮ ]**

[ મસ્તકવિ **બાલાશંકર** ઉલ્લાસરામ કંથારિયા **નડિયાદનિવાસી સાઠોદરા નાગર બ્રાહ્મણ** હતા. તે **શ્રી**મણિલાલ **ન**ભુભાઈ **દ્વિ**વેદીના બાલસખા **હતા.** ગુજરાતના આ બંને લેખકોએ સાહિત્યકારનું જીવન બાલરમતમાં ને શાળાજીવનથી શરુ કર્યું હતું. **બાલાશંકરે** કૉલેજના અભ્યાસક્રમ સુધીનું અધ્યયન તથા **અંગ્રેજી સંસ્કૃત, ફારસી, વ્રજ** વગેરેનો સારો અભ્યાસ કર્યો હતો. કેટલોક વખત સરકારી નોકરી કરીને ત્યજી દીધી હતી. ગુજરાત **વર્નાક્યુલર સોસાઇટી** તથા **વડોદરાના કલાભવનમાં** એ રહ્યા હતા. એમણે લીલીસૂકી જોઈ કવિહૃદયને ખૂબ જ તપાવી તેમાંથી અનુભવપૂર્ણ કવિતા આપી છે. ઇતિહાસનો એમને ભારે શોખ હતો.

**ગ્રંથો**

ક્લાન્તકવિ, **હરિપ્રેમપંચદશી, મૃચ્છકટિક** (અનુવાદ), **હાફીઝ**નાં ભાષાંતરો, **ભારતીભૂષણ** ( ત્રૈમાસિક ) તથા ઈતિહાસમાલા, વગેરે વગેરે. ]

## દેજો દોષ ન કવિવરને

• ૫૬ •

દેજો દોષ ન કવિવરને જે લતાકુંજ આરામ કરે ;
સુખશાંતિ જ્યાં વસી રહી છે, હસી કીર્તિનો ત્યાગ કરે.
મહાન કૃત્યો કરવા માટે જન્મ જગતમાં તે તો ધરે,
વીરશિરોમણિ ધનુર્ધરોના યશ ગાવા મન આશ ધરે.
કાળગતિ નહિ હોત વિલક્ષણ, વિધિ હોત અનુકૂળ ખરે;
હૃદયે તેને બળતી હોતે દેશભક્તિની જ્વાળ ખરે;
જન્મભૂમિના પ્રેમપુરમાં વચનો તેનાં નિત્ય તરે. દેજો.
અફસોસ ! દશા શી ! આ ભૂમિની, વૈભવ નષ્ટ થયો જ ખરે !
માનવંતના માનભંગને માટે સેવાભાર ધરે.
પ્રજા તેનીને કો નવ પૂછે જો પ્રપંચ પગલું ન ભરે;
કામ અહીં શું દેશભક્તિનું ? રાજદ્રોહમાં નામ કરે;
કુળખોળું ને દેશદ્રોહીઓ બેસે હાથીહોદ્દા પરે. દેજો.

વૈભવ સાથે શ્રદ્ધા પણ ગઈ, અભિમાન ન પડે નજરે,
કાયર, કપટી, અનાર્ય દીસે, આર્યજનો આ ભૂમિ પરે;
છેવટ શીખ્યા કપટો કરતાં, તેથી દુર્ગતિ કેવી હરે !
મહાપદવીએ ચઢવા માટે, ફાંફાં મારી આંહીં ફરે,
અંધકારમાં માર્ગ ન જડતાં મશાલ દ્વેષની હાથ ધરે.                દેજો.

**હરિપ્રેમપંચદશી**

### પ્રશ્નો

૧ સ્વતંત્ર દીલનો કવિ કેવો હોય ?
૨ બાલાશંકર કવિજીવનનો શો આદર્શ આપે છે ?
૩ કવિ હિન્દની અને હિન્દીઓની દશાનું અહીં કેવું ચિત્ર આપે છે ?
૪ હિન્દી લોકજીવન શાથી અધોગતિમાં આવી પડયું ?



# નરસિંહરાવ દીવેટિયા

[ વિ. સં. ૧૯૧૫–૧૯૯૩ : ઈ. સ. ૧૮૫૯–૧૯૩૭ ]

[ સ્વર્ગસ્થ નરસિંહરાવનો જન્મ અમદાવાદના વડનગરા નાગર ગૃહસ્થની જ્ઞાતિમાં ઈ. સ. ૧૮૫૯ માં થયો હતો. એમના પિતા રા. બ. ભોળાનાથ સારાભાઈ દીવેટિયા સુધારક, પ્રાર્થનાસમાજના સ્થાપક તથા "ઈશ્વપ્રાર્થનામાળા" ના લેખક હતા.

સન ૧૮૮૩ માં એમણે બી. એ. ની પરીક્ષામાં સંસ્કૃતના વિષયનું "ભાઉ દાજી પ્રાઈઝ" મેળવ્યું હતું. ઈ. સ. ૧૮૮૩ માં એ 'સ્ટૅચ્યુટરી સિવિલ સર્વિસ' માં જોડાયા. તેઓ ઍસિસ્ટંટ કલેકટરની પદવી સુધી પહોચ્યા હતા. નોકરીને અંગે સિંધ, નાશક, રત્નાગિરિ, કારવાર વગેરે સ્થળે એમને ફરવું પડયું હતું. આથી એઓ મરાઠી તથા કાનડી ભાષાનું જ્ઞાન મેળવી શકયા અને એ જ્ઞાન એમને ભાષાશાસ્ત્રી તરીકે ઘણું ઉપયોગી નીવડયું હતું. ઉત્તરાવસ્થામાં એલ્ફિન્સ્ટન કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એમણે કામ કર્યું હતું.

૧૮૮૭ માં 'કુસુમમાળા' નામનો એમનો પ્રથમ કાવ્યસંગ્રહ પ્રકટ થયો. વર્ડ્ઝવર્થ, કીટ્સ, શેલીજેવા અંગ્રેજી કવિઓની શૈલીનાં કાવ્યો ગુજરાતીમાં પ્રથમ દાખલ કરવાનું માન એમને છે. 'કુસુમમાળા' પછી 'હૃદયવીણા,' નૂપુરઝંકાર,' 'સ્મરણસંહિતા' અને 'બુદ્ધચરિત' નામના એમના કાવ્યગ્રંથો પ્રસિદ્ધ થયા છે.

કવિતા સિવાય સાહિત્યના અન્ય ક્ષેત્રોમાં પણ એમણે સારો ફાળો આપ્યો છે. અવલોકન, કલા ને બીજા અનેક વિષયો પર એમણે લખ્યું છે. એમના એવા કેટલાક ગદ્યલેખોનો સંગ્રહ 'મનોમુકુર' (ચાર ભાગ) તથા 'સ્મરણમુકુર' નામનાં પુસ્તકોમાં પ્રકટ થયો છે.

એ ભાષાશાસ્ત્રનું ઘણું સંગીન જ્ઞાન ધરાવતા. મુંબાઈની યુનિવર્સિટીએ ગુજરાતી ભાષા તથા સાહિત્ય વિષે એમની પાસે ભાષણો અપાવ્યાં હતાં. "Gujarati Language and Literature" નામે એ વ્યાખ્યાનોના સંગ્રહો પ્રગટ થયા છે.

આ સિવાય 'પ્રેમાનંદનાં નાટકો', 'ભારતખંડ માટે એક ભાષા', તથા 'જોડણી' વગેરે વિષયોની સવિસ્તર ચર્ચા કરતા નિબંધો પણ એમણે લખ્યા હતા. ગુજરાતી વ્યાકરણનો તેમનો અભ્યાસ સંગીન હતો.

એમનું અવસાન ઈ. સ. ૧૯૩૭ માં થયું.

## નરસિંહરાવની સાહિત્યકૃતિઓ

કુસુમમાળા, હૃદયવીણા, સર્જતરાયની સુષુપ્તિ ( વિનોદકાવ્ય ), નૂપુરઝંકાર અને સ્મરણસંહિતા. આ પછી અશ્રુમતી નાટકનાં બધાં ગીતો પણ પુસ્તકારૂઢ થયેલાં છે. બુદ્ધિચરિતનાં મોટા ભાગે અનુવાદિત અને કેટલાંક સ્વતંત્ર કાવ્યો.

એમનું ગદ્યસાહિત્ય વિપુલ છે. જોડણી, મનોમુકુર, સ્મરણમુકુર, વિવર્તલીલા એ તથા અંગ્રેજીમાં Gujarati Language and Literature Vol. I, Gujarati Language & Literature Vol. II અને ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાવાળું Gujarati Language & Literature. ]

# કિસા ગોતમી

[ વલણ ]

એમ કરતા સાથ સહુ આવ્યો નદીકિનાર,
જો, એવે સમયે આવતી યુવતી કો તે ઠાર રે.

• લલિત છંદ •

યુવતિ તે મળી શાક્યનાથને, ચરણપંકજે જોડી હાથને;
નમન નમ્રતાભાવથી કર્યું, વદન આંસુડે ભીંજિયું ઘણું.
નયન છે શીળાં જો કપોતીનાં, નયન તેહવાં એહ રોતીનાં;
યુવતિ ત્યાં પછી દીન વાણીએ વચન ઉચ્ચરી ભાવ આણીને.

• ઢાળ •

ભાવ આણી બોલી વાણી વિનત વનિતા ત્યાં પછીઃ—
“ઓ નાથ! આંહિ તમે જ આવ્યા! દીન પર કરુણા કરી.
પેલી તટતરુરાજિમાં મુજ પર્ણકુટીમાં હું વસું;
ને બાળ મુજ ઊછેરતી રહી, દુઃખ જાણ્યું નહિ કશું.
નાથ, એ વટરાજિમાં કરી તેં જ કાલ દયા ઘણી;
દીધું વચન બાળ ઊગારવા”, બહુ દીન તે યુવતી ભણી.
“બાળુડો મુજ ખેલતો ચાલી ગયો તરુકુંજમાં;
કંઈ કુંપળપર્ણ વિષે જ દીઠો કુટિલ એક ભુજંગ ત્યાં.

વીંટી વળિયો નાગ એ મુજ બાળુડાના કર પરે;
ને બાળ એને ચીઢવતો કંઈ હાસ ખડખડ શો કરે !
તીવ્ર જિહ્વાયુગલ ધરતો શીતળ એનો ગોઠિયો;
મુખ વિકસીને ફૂંફવાટ કરતો, ચીઢવતાં જ્યાં ઊઠિયો.
પણુ હાય ! એ મુજ બાળુડો ક્ષણુવારમાં પીળો થયો;
નિસ્તબ્ધ પડિયો, મેં ન જાણ્યું કેમ એ રમતો રહ્યો.
અધરપુટના બન્ધથી મુજ સ્તન તજ્યું વળી તે ક્ષણે;
કોઇ કહે 'વિષ ચડયું એને', 'નહિ જીવે' વળી કો ભણે.
પણુ મેં ગૂમાવાએ નહિ મુજ બાળ મોંઘા મૂલનો;
ને ફરી વિકાસ થવા ચહીને કરમિયા એ ફૂલનો,
માગ્યું ઔષધ સહુ કને, જે બાળુડાને લોચને
ફરી ઊડી ગયેલું તેજ પૂરે, પૂરે મન મુજ મોદને.
ચુમ્બનબિન્દુ એ સર્પતણું કંઈ હતું ઝીણું અતિ નાનું;
વેર ન મુજ બાળશું એ રાખે હું નિશ્ચય મન જાણું.
માયાળુ મુજ બાળ હતો અતિ, પ્રાણી વિષે ધરે પ્રેમ;
રમતરમતમાં સ્પર્શ કરતાં સર્પ દૂભે એને કેમ ?

[ વલણુ ]

કેમ દૂભે મુજ બાળને ? પ્રેમભર્યો એ બાળ;
હા ! માનું નહિ હું એ કદી સર્પ ડસે કો કાળ રે.

• ચોપાઇ •

પછી કો મુજને વદિયો વેણુ, કહું ઉપાય તુજને ઓ બહેન !
પુણ્યાત્મા કો ગિરિ પર વસે,—જો ! ભગવાં ધરી ચાલ્યો પણે.
જા તું એ ઋષિજનને યાચ ઔષધ કંઈ તુજ બાળક કાજ;
એહ સુણી કાલે તુજ પાસ આવી હું ધરી મોટી આશ.

• દેશી •

આશ ધરી મોટી નાથ ! હું આવી તારી સમીપ,
ક્રૂર અનિલે હોલવ્યો પ્રગટાવવા મોંઘો દીપ. આશ.

દેવસરીખું દીપતું તુજ ભાળ વિશાળ
નિરખી હું આવીને ઊભી કંપમાના તુજ બાળ. આશ.
આંસુ ઢાળીને ખશેડિયું શિશુમુખપટફૂળ,
લળીલળી તુજને પૂછિયું, 'ઔષધ કિયું અનુકૂળ?' આશ.
ને નાથ મોટા ઓ! તેં મુને કાઢી તરછોડી નહિ,
મીઠી મૃદુ નજરે રહ્યો નિરખી પ્રેમે તું કાંઈ. આશ.
ધીરા કોમળ કરવડે સ્પર્શ કરીને તે વાર,
મુખપટ પાછું ઢાંકિયું, પછી કીધો ઉચ્ચારઃ— આશ.
'બ્હેન, ઉપાય બતાવું હું, દુઃખ તુજ રૂઝાય;
ને દુઃખ રૂઝે આ બાળનું;–પણ ઔષધ લાવ. આશ.
વૈદ્યે કહ્યું ઔષધ લાવતાં વૈદ્ય શોધે જે બાઈ!
શોધીને લાવ તું કાળી કંઈ તોલો એક જ રાઈ. આશ.
પણ જોજે બાઈ! જે ઘર વિષે મૃત્યુ પામ્યું કો હોય,
માત, પિતા, સુત કે સુતા, દાસ દાસી વા કોય, આશ.
તે ઘરથી નવ લાવતી રાઈકિણ તું એક;
એવી મળે કદી રાઈ તો,–ધન્ય તુજ કર્મરેખ.' આશ.

• ઓવી •

એવુ નાથ! વદ્યા'તા તમો ખરે!–એમ યુવતી થઈ દીન ઉચ્ચરે;
અતિ મૃદુભાવે સ્મિત કરી નાથ ત્યાં દીધો ઉત્તર દયા અગાધમાં;
'સત્ય એ હું વદ્યો કિસા ગોતમી! પણ રાઈ કયાં જે મને ગમી?'

• ગરબી •

"નાથ! ભટકી હું ઘેરઘેર ઉટજઉટજમાં રે;
આ વનમાં અને ઠેરઠેર નગરમારગમાં રે.
દાબી હઈડાસરીસો બાળ, બન્યો શીત અંગે રે;
માગતી દીન હું દ્વારદ્વાર, વ્હીલી સુખભંગે રે.
'કોઈ આપશો તોલો રાઈ, કાળી,–હું વીનવું રે;
આણી હૃદય દયા ઓ ભાઈ!–કરમ્યું ફૂલ ખીલવું રે.
અને હુતી જે'નેજે'ને ઘેર, સર્વે એ આપી રે;

રંક જન પર રંકની મહેર નિરંતર વ્યાપી રે.
પણ પૂછ્યું મેં જેણી વાર-કદી આ ઘરમાં રે
ભાઈ! કોઈ મૂઉં ? નર, નાર, કે બાળચાકરમાં રે ?'
મળ્યો ઉત્તર તરત આ-બ્હેન ! શી વાત આ પૂછે રે ?
ઘણાં વહ્યાં મરણુને વે'ણુ, રહ્યાં અલ્પ પૂંઠે રે.
ભરી શોકે દઈ આભાર દઈ રાઈ પાછી રે;
ચાલી આગળ બીજે દ્વાર, વિનંતિ યાચી રે.
પણ ત્યાં પણ ઉત્તર મળિયો;-'રહી આ રાઈ રે,
પણ દાસ અમારો પડિયો મરણુમાં બાઈ રે !'
કોઈ કહે દળી-' લો આ રાઈ, પણ આ સદનમાં રે,
ગૃહનાથ ગયો છે બાઈ, અકાલ મરણમાં રે !'
કોઈ કહે-'રાઇ આ જેણે વાવી તે વર્ષા વિરામે રે,
હજી લણુવાવેળ નથી આવી, ને પહોચ્યો સ્વધામે રે.'

[ વલણુ ]

નવ મળ્યું ઘર મુજને કહીં મૃત્યુ વિનાનું એક;—
ને થાકી પાછી હું વળી, પૂછવા સત્યવિવેક રે.

• ઢાળ •

સત્ય અર્થ હું શોધવા પાછી આવી તારી પાસ;
નદીતટ દ્રાક્ષાકુંજ મૂકી શિશુ, ધાવે ન, ન કરે જે હાસ.
દર્શન કરી તુજ ચરણુ ચુમ્બીને પ્રાર્થન કરવા કાજે,—
ક્યાં મળશે મુજને રાઈકણુ જ્યાં મૃત્યુ કદી નવ ગાજે.
પણ, હાય મુજ બાળુડો હાવાં તો પડિયો હશે મૃત્યુહાથ;
લોકે કહ્યું, ભય મુજ મન જે રહ્યું, સાચું પડયું તે નાથ !"

• ચોપાઈ: ત્રણુ ચાલની •

પછી નાથ બોલ્યા છે વેણુ-"સત્ય તત્ત્વ તું પામી ઓ બહેન !
જડયું જે નહિ કોઇ જનને, દેવા શાન્તિ મળ્યું તુજ મનને.
કટુ અમૃત દિવ્ય જ એ તો, તુંને આપવા ધાર્યું મેં તો;
તુજ બાળ વ્હાલો તુંને હુતો, એ તો મરણુશરણુ થઈ સૂતો.

તુજ હૃદયશય્યા પર કાલે;–ફરી જીવન એ નવ ઝાલે;
આજે જાણ્યું તેં જગ આ વિશાળ તુજ દુઃખે ઢાળે આંસુધાર.
અન્ય હૃદયોએ ભાગ લીધેલો શોક થાય છે હળવો વ્હેલો;
મુજ રક્ત રેડયેથી રોકાય તુજ આંસુડાં, તો હું આંહ્ય
સઘ અર્પણુ કરી દઉં બ્હેન ! મુજ રુધિરનું રાતું વ્હેણુ;
અને શોધી કાઢું તત્ત્વ ઊંડું, જેથી ઊકલે મહાદુઃખ ભૂંડું;
જેહ દુ:ખે કરી પ્રેમ મધુરો શોકરૂપ બની થાય અધુરો;
અને જેહ મનુજટોળાંને હાંકી લઈ જાય છે બલિસ્થાને;
મૂક આ પશુયૂથને જેમ પશુના નાથ, મનુજને તેમ;
રમ્ય કુસુમ અને તૃણુભૂમિ ઓળંગાવી હાંકી જાય ધૂમી.
પહોચાડે મહાબલિસ્થાનમાં તે તીવ્ર દુઃખ, જડયું જન્મસાથે;
હું એ ગૂઢ તત્ત્વ ગોતું બાળ !–હવે શિશુને શ્મશાન પહોચાડ.

### પ્રશ્નો

૧ બુદ્ધ ભગવાન પાસે કિસા ગોતમી શા માટે આવી ?
૨ કિસા. ગોતમીનું દુ:ખ શું હતું ? તેણે બુદ્ધને શી વિનંતિ કરી ?
૩ બુદ્ધે એને કઈ રીતે જ્ઞાન ઉપદેશ્યું ?
૪ છેવટે બુદ્ધે શી રીતે કિસા ગોતમીને સાંત્વન આપ્યું ?



# બળવન્તરાય ઠાકોર

**[ જન્મ વિ. સં. ૧૯૨૫ : ઈ. સ. ૧૮૬૯ ]**

[ ભરૂચના રહીશ અધ્યાપક બળવન્તરાય કલ્યાણરાય ઠાકોરનો જન્મ ઈ. સ. ૧૮૬૯ માં થયો હતો. એ જ્ઞાતિએ બ્રહ્મક્ષત્રિય છે. ૧૮૮૯ માં બી. એ. થઈ એ ઉચ્ચ કેળવણીખાતામાં જોડાયા. કરાંચી, વડોદરા, પૂના વગેરે સ્થળોની કૉલેજોમાં ઈતિહાસના અધ્યાપક તરીકે એ હતા. ૧૯૨૪ માં સરકારી નોકરીમાંથી નિવૃત્તિ લઈ એ હાલ મુંબાઈમાં સ્થિતિ કરી રહ્યા છે અને સાહિત્યનાં વિવિધ અંગોનું હજી યે યુવાનની માફક સેવન ને આલેખન કર્યા કરે છે.

**શ્રી ઠાકોર** વિચારપ્રધાન કવિ, માર્મિક વિવેચક, જીવનચરિતકાર, નાટ્યકાર અને નવલિકાકાર પણ છે. એમની કાવ્યશૈલીમાં જુદાજુદા પ્રયત્નો જણાય છે.

**ગ્રંથો**

પ્લુટાર્કનાં જીવનચરિત્રો, અભિજ્ઞાન શાકુન્તલ ( અનુવાદ ), ભણકાર ( બે ધારા ), દર્શનિયું, ઊગતી જુવાની, લગ્નમાં બ્રહ્મચર્ય, અંબાલાલભાઈ, લિરિક, કવિતાશિક્ષણ, ઇતિહાસ દિગ્દર્શન, વગેરે વગેરે. ]

## કવિનું એકાન્ત

'રહે પડી શું એકલો ? ચલ ની વાડીની મોજમાં
જમી રમત ગાન ધૂમ પત્તાંતણી મચવશું :
ઊઠ એ ! નવ શું આવ તું ? અરર ! કોણુ તું જેહવો ?
બળેલ ! દીલલિઝ્ઝતો તુજસરીખ માટે નહીં !'

ગયા. વિષયકીટ એ અસલ લિઝ્ઝતો શું લહે !
ભરે પવન મસ્તકે, નહિ વિચારમિત્રો મળે.
ભલે રમત એમની, મુજ કને મહાખેલ શા !
–અને ટિણુટિણીતણું મળતું શુષ્ક કો કંઠમાં
શ્રુણી વહન, ગાન તે લહી, દીલે ઘણું રાચતા,
–ક્ષમા સદય દેવી, ધૃષ્ટ નવ તે નર્યા અજ્ઞ જે !
પધાર નિજ ભક્તનું હૃદય તારું સિંહાસન :
મિલાવ ગુણુ પૂર સૂર, બહલાવ તુજ બાનીને :
શ્રુણે ગ્રહી રહે પ્રસાદ તુજ દાસ આ મોરલો,
અને વિધુસુધાથકી, ત્યમ ધરે કલાઓ બધી.

**મારાં સૉનેટ**

## પ્રશ્નો

૧ કવિના એકાન્તનો ટૂંકો ખ્યાલ આપો.

૨ કવિ શા માટે એકાન્ત ઈચ્છે છે ?

૩ કવિ પોતાના મિત્રને કયાં જવા સંબોધે છે ? શા માટે ?

૪ બળિયલો માટે કયાંકયાં સુખ નથી ?

૫ કવિ બળિયલને કયાં જવા આમંત્રે છે ?

૬ દેવીકવિતાને કવિ શું કહે છે ? બળિયલો માટે કવિ કાવ્યદેવી આગળ શીશી દલીલો કરે છે ?

૭ કાવ્યદેવીને કવિ કયાં પધારવા વીનવે છે ?

૮ કાવ્યદેવી આગળ કવિ શી યાચના કરે છે ?

૯ કાવ્યદેવી ને તેની આગળ નૃત્ય કરતા મોરનું શબ્દચિત્ર આલેખો.

૧૦ કાવ્યનું હાર્દ ટૂંકાણથી સમજાવો.



# દામોદરદાસ બોટાદકર

**[ વિ. સં. ૧૯૨૬–૧૯૯૦ : ઇ. સ. ૧૮૭૦–૧૯૨૪ ]**

[ અંગ્રેજી અભ્યાસ અને સાહિત્યના સંસ્કારોથી બેનસીબ છતાં પ્રૌઢ સંસ્કૃત કાવ્યશૈલીની સફલતા સાધી ગુજરાતના 'ગૃહજીવનના કવિ' તરીકે ખ્યાતિ મેળવનાર દામોદરદાસ ખુશાલદાસ કાઠિયાવાડના બોટાદના વતની હતા. એ જ્ઞાતિએ–વણિક હતા. પંદરવીસ રૂપિયાના માસિક પગારથી જીંદગીભર શિક્ષણ-કાર્ય કરતાંકરતાં આ કવિએ એની કવિતાસૃષ્ટિના એક પછી એક પાંચ ખંડ રચ્યા છે. કવિ અને એની કવિતા વિષે એ અવસાન પામ્યા ત્યાંસુધી મોટે ભાગે ગુજરાત બહુ જ ઓછું જાણી શકયું હતું. અજ્ઞાત દશામાં જન્મેલા, જીવેલા ને સ્વર્ગસ્થ થયેલા આ કવિ પ્રકૃતિએ શાંત અને આત્મસંતુષ્ટ હતા. કાઠિયાવાડની કોઈ દૂરની વૃક્ષઘટામાં ગાન કરતા નરકોકિલજેવા એ પાછળથી પ્રસિદ્ધિમાં આવ્યા. દામોદરદાસ બોટાદકરનું પ્રથમ કાવ્ય સ્વર્ગસ્થ ડૉ. હરિલાલ ધ્રુવસંપાદિત ' ચંદ્ર ' માસિકમાં પહેલું છપાયું હતું. ગુજરાતનો કવિતારસિકવર્ગ આ કાવ્યથી તેમને કંઈક જાણવા લાગ્યો. એમનું બીજું સરસ કાવ્ય ' વિદ્ધમૃગ ' પણ ઉપર્યુકત માસિકમાં જ પ્રસિદ્ધ થયું હતું. આ પછી પ્રસંગોપાત્ ગુજરાતનાં શિષ્ટ માસિકોમાં એમની કવિતા દર્શન દેતી હતી. એમના કાવ્યનો પ્રથમ સંગ્રહ 'કલ્લોલિની' ૧૯૧૨ માં પ્રસિદ્ધ થયો. આ પછી ૧૯૧૮ માં બીજો સંગ્રહ ' સ્રોતસ્વિની ' નામથી બહાર પડયો હતો. ' કલ્લોલિની 'ની કાવ્યશૈલી મુગ્ધાવસ્થામાંથી નીકળી ' સ્રોતસ્વિની'માં મધ્યાવસ્થાને પામે છે. એમના ત્રીજા કાવ્યસંગ્રહ ' નિર્ઝરિણી 'માં એ પ્રૌઢા બને છે. ગુજરાતના કવિતાસાહિત્યના રાસકાવ્યના એક સફળ કવિ બોટાદકર હતા અને એમનો રાસસંગ્રહ ' રાસતરંગિણી ' નામે ૧૯૨૪ માં પ્રસિદ્ધ થયો હતો. આ સંગ્રહે ગુજરાતી સ્ત્રીસમાજના હૃદયમાં કવિને સ્થાયી સ્થાન અપાવ્યું અને રસિક-વર્ગમાં કવિને અને એની કવિતાને લોકપ્રિયતા મળી.

કવિનો પાંચમો ને છેલ્લો કાવ્યસંગ્રહ ' શૈવલિની ' છપાયો તે પહેલાં જ કવિનું ૧૯૨૪ માં અવસાન થયું હતું. ]

## અભિલાષ

• કવ્વાલી •

વિસામાને વિસારીને પ્રવાસે પન્થ કૈં કાપ્યો;
અરે ! આરામ લેવાને ઘડીભર બેસશું કયારે ?
હજારો હસ્તના ટેકા ગ્રહી નિત્યે ગતિ કીધી;
સુભાગી સ્વાત્મને શોધી અહો ! આલંબશું કયારે ?

સદા યે દીનદષ્ટિથી વદન તો સેંકડો જોયાં;
નિવારી એ કૃતિ નિત્યે હૃદયમાં રોકશું ક્યારે !
સગાંસ્નેહીરિપુરૂપે જગતને સર્વદા જોયું,
અભેદે એક દષ્ટિથી હવે આલોકશું ક્યારે ?
કરોડો કાળજાંમાંહે વિષમ આઘાત કૈં કીધા;
અમૂલી ઔષધિ એમાં સ્વહસ્તે સિંચશું ક્યારે ?
પ્રસંગે કૈંક પ્રાણીને ગરલના ઘૂંટડા પાયા;
પ્રણયપીયૂષના પ્યાલા ભરીને આપશું ક્યારે ?
તપાવ્યું તીવ્ર તાપોમાં હતું જે હાથમાં હૈયું;
સલિલ શીળું સમર્પીને અનલ ઓલાવશું ક્યારે ?
ભર્યાં દુર્ગંધથી ભૂંડા ત્યજીને ગર્ત આ ઊંડા;
અનેરા કોઈ આકાશે મજા કૈં માણશું ક્યારે ?
હજારો લાભહાનિથી હૃદય રાચ્યું અને રોયું;
હવે એ દ્વન્દ્વથી જુદી સ્થિતિને સેવશું ક્યારે ?
નવેલા કૈંક રંગોથી હૃદયને સર્વદા રંગ્યું;
સુભાગી શુભ્રતા સારી પુનઃ પ્રકટાવશું ક્યારે ?
અવરની આંખથી નિત્યે હૃદય પોતાતણું જોયું;
સ્વદષ્ટિ સદ્ય પામીને હવે એ દેખશું ક્યારે ?
જનિ ને મૃત્યુના ભૂંડા ઘણા આઘાત તો ઝીલ્યા,
હવે એ ચક્રથી છૂટી પરત્વે પ્હોંચશું ક્યારે ?

**શૈવલિની**

## પ્રશ્નો

૧ બોટાદકર એમના જીવનના આ છેલ્લા કાવ્યમાં શાશા અભિલાષ જણાવે છે ?

૨ કવિના જીવનમનોરથો કયા પૂરા થયા છે ને કયા અધુરા રહ્યા લાગે છે ?

૩ કાવ્યનો સાર આપો અથવા કવિના પ્રશ્નોના ઉત્તરો આપો.

# સુરસિંહજી ગોહેલ (કલાપી)

[ વિ. સં. ૧૯૩૦—૧૯૫૬ : ૧૮૭૪—૧૯૦૦ ]

[ કાઠીઆવાડના નાના સંસ્થાન લાઠીના ઠાકોર સુરસિંહજી તખ્તસિંહજી ગોહેલ આપણા રજવાડાઓના એક જુદા જ પ્રકારના પ્રતિનિધિ હતા. છેક નાનપણમાં જ એમણે માતાપિતાને ગુમાવ્યાં હતાં. સરકારના સગીર તરીકે રાજકોટની રાજકુમાર કૉલેજમાં એમણે અભ્યાસ કર્યો. આ અભ્યાસ દરમીઆન એ ઉત્તર હિંદ ને કાશ્મીરને પ્રવાસે ગયા હતા. 'કાશ્મીરનો પ્રવાસ' અથવા 'સ્વર્ગનું સ્વપ્ન' એ એમની પહેલી સુંદર ગદ્યકૃતિ છે. ૧૮૯૫ માં એમની ગાદી એમને સોંપવામાં આવી, પણ માત્ર પાંચ જ વર્ષે તે પછી ભરજુવાનીમાં એમનો સ્વર્ગવાસ થયો.

સુરસિંહજી એમના કલાપી ઉપનામથી ગુજરાતમાં બહુ જ લોકપ્રિય છે. એમની હયાતીમાં જ એમણે કવિતાઓ પ્રસિદ્ધ કરવા માંડેલી. એમના મરણ બાદ સ્વર્ગસ્થ મણિશંકર ભટ્ટે (કાંત) એમનો કાવ્યસગ્રંહ 'કલાપીનો કેકારવ' એ નામથી પ્રસિદ્ધ કર્યો. કલાપીની પ્રેરણાઓ સ્વર્ગસ્થ અધ્યાપક મણિલાલ દ્વિવેદીને મોટે અંશે આભારી છે. ફારસીની મીઠાશે અને સુરીવાદના સિદ્ધાંતોએ કલાપીનાં જીવન ને કવિતાને ઘણીઘણી રીતે રંગ્યાં છે.

## કલાપીના ગ્રંથો

'કાશ્મીરનો પ્રવાસ,' 'માલા અને મુદ્રિકા' (અંગ્રેજી અનુવાદવાર્તા), 'કલાપીના સંવાદો', સ્વીડનબોર્ગના 'ધાર્મિક વિચારોની ચર્ચા', 'હમીર કાવ્ય' (અધુરું) ને 'કલાપીના પત્રો' વગેરે.

કલાપીએ ગુજરાતી કાવ્યસાહિત્યમાં જુદી જ ભાત પાડી છે. એની કવિતામાં લાગણીનું તત્ત્વ ખૂબ જ છે. સાચી લાગણી, પ્રવાહી ભાષા, આડંબરની ગેરહાજરી એ ગુણોથી એનાં કાવ્યો માટે લોકપ્રિયતા ને ઊજળું ભવિષ્ય છે. કુદરતપ્રેમી અને હૃદયના ઊંડાણના ભાવ આલેખતા વર્ડ્ઝવર્થ, શેલી, કીટસ, બર્ન્સ વગેરે અંગ્રેજ-કવિઓના વિશાળ વાચને કલાપી ઉપર ખૂબ અસર કરી છે. મણિલાલ અને બાલાશંકરે ગુજરાતીમાં શરૂ કરેલી ફારસી શાળાની કાવ્યશૈલીને કલાપીએ ખૂબ વિકસાવી છે. ]

## એક ઇચ્છા

• પૃથ્વી •

પડ્યા જખમ સૌ સહ્યા, સહીશ હું હજુ યે બહુ,
ગણ્યા નવ કદી, ગણું નવ કદી, પડે છો હજુ;

અપાર પડશે અને જિગર હાય આળુ થયું !
કઠિન ન બનો છતાં હૃદય એ જ ઇચ્છું પ્રભુ !
પડી વિજળી તે પડી સુખથી છો, બળું છું સુખે;
અનન્ત ભભુકા દહે, બહુ દહો, ગળું છું સુખે;
ન દાહ વસમો કદી, જિગર બૂમ ના પાડતું,
કઠિન બનજો નહીં હૃદય એ જ ઇચ્છું પ્રભુ !
બહુ ય રસ છે મને હૃદય છે હજુ તો અહો !
અરે હૃદય જો ગયું રસ ગયો પછી તો બધો;
ભલે મૃદુ રહી સહી જખમ છેક ચૂરો થતું,
કઠિન ન બનો કદી હૃદય એ જ ઇચ્છું પ્રભુ !

કલાપીનો કેકારવ

### પ્રશ્નો

૧ કલાપી પ્રભુ આગળ શી ઈચ્છા પ્રગટ કરે છે ?

૨ કાવ્યનો ભાવ સાદી ભાષામાં સમજાવો.



# અરદેશર ખબરદાર

[ જન્મ વિ. સં. ૧૯૩૮ : ઇ. સ. ૧૮૮૧ ]

[ ગુજરાતે ઇસુની સાતમી સદીમાં ધર્મપ્રિય પારસીઓને રહેવાનું આશ્રયસ્થાન આપ્યું ત્યારથી પારસી કોમે ગુજરાતને પોતાના સ્વદેશ તરીકે અપનાવ્યું છે. તેરસો વર્ષનો આ કોમનો ઇતિહાસ ગુજરાતના ઇતિહાસ સાથે સંકળાયલો છે. ગુજરાતી સાહિત્ય ઉપર પરધર્મી અને પરદેશીઓના સંસ્કાર પડયા છે તેમ આ નાની પણ પ્રગતિશીલ કોમના પણ પ્રસંગેપ્રસંગે પડયા છે. ગુજરાતી જીવન સાથે એકમેક થઈ તેના આદર્શોને જીવનમાં વણી ઘણા પારસીઓએ નામના કરી છે. ગુજરાતના સાહિત્યક્ષેત્રમાં માનવંતી નામના કરવામાં જે શુદ્ધ ગુજરાતી લખનાર પારસી લેખકો ગણ્યાગાંઠયા થયા છે તેમાંના એક શ્રીઅરદેશર ફરામજી ખબરદાર છે. શુદ્ધ ગુજરાતીમાં લખનાર લોકપ્રિય કવિ અને સરસ ગદ્ય લખનાર ગદ્યલેખક તરીકે એ બહુ જાણીતા છે.

શ્રીખબરદારનો જન્મ ૧૮૮૧ માં દમણમાં થયો હતો. દમણના પોર્ટુગીઝ રાજદરબારમાં એમનું કુટુમ્બ પ્રતિષ્ઠિત ગણાતું. એમના પિતા ફરામજી કાવસજી છવ્વીસ વર્ષને વયે મૃત્યુ પામ્યા હતા. મુંબાઈની ન્યુ હાઈસ્કૂલમાં નાના ખબરદારે કેળવણી લીધી હતી. કવિતા અને સંગીત તરફ એમને નાનપણથી પ્રેમ હતો. વિદ્યાર્થીઅવસ્થામાં એમણે કવિતા લખીને 'કવિ'નું ઉપનામ મેળવ્યું હતું. શાળા છોડી દમણમાં આવી એમણે દાદી તારાપોરવાળાસંપાદિત 'માસિક મઝાહ'માં સો દષ્ટાંતિક દોહરા લખીને ખ્યાતિ મેળવી હતી.

૧૯૦૧ માં એમની 'કાવ્યરસિકા' પ્રસિદ્ધ થઈ. 'વિલાસિકા' પ્રસિદ્ધ થતાં નરસિંહરાવભાઈના વિવેચનથી રસિકવર્ગ કવિ તરફ વિશેષ આકર્ષાયો.

એમનામાં કટાક્ષ કરવાની પણ વિરલ બક્ષીસ છે. નાનાલાલની ડોલનશૈલી પરનો એમનો કટાક્ષ તેમ જ 'થુવરના કાંટા' એમની એ શક્તિનાં દર્શન કરાવે છે.

એમણે અંગ્રેજીમાં પણ કાવ્યો રચ્યાં છે. પ્રસિદ્ધ ગ્રંથો ઉપરાંત એમના અપ્રસિદ્ધ ગ્રંથોની સંખ્યા મોટી છે.

પોતાની પ્રિયપુત્રી તહેમીનાના અકાળ મૃત્યુથી કવિહૃદયને બહુ જ આઘાત થયો હતો. આ પુત્રીના અવસાનની કરુણપ્રશસ્તિરૂપે એમનો તત્ત્વચિન્તનાત્મક ત્રણ હજાર લીટીઓનો ઝૂલણાછંદમાં લખાયલો કાવ્યગ્રંથ 'દર્શનિકા' બહાર પડયો છે.

'શૂરા બાવીસ હજાર', 'ગુણવંતી ગુજરાત' અને 'જ્યાંજ્યાં વસે એક ગુજરાતી ત્યાંત્યાં સદાકાળ ગુજરાત!' એ ગીતો ગુજરાતમાં બહુ જ લોકપ્રિય થયાં છે.

**ખબરદારના ગ્રંથો**

કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, મલબારીનાં કાવ્યરત્નો (સંપાદનકાર્ય), ભારતનો ટંકાર, પ્રભાતનો તપસ્વી, કુક્કુટદીક્ષા, સંદેશિકા, કલિકા, ભજનિકા, The Silken Tassel–અંગ્રેજી ઊર્મિકાવ્યો, રાસચંદ્રિકા ભા. ૧, દર્શનિકા વગેરે વગેરે.

સરલ, ભાવવાહી, પ્રવાહી અને મનોરંજક કાવ્યશૈલીદ્વારા ખબરદારે ગુજરાતી કાવ્યદેવીને સંખ્યાબંધ કાવ્યપુષ્પો ચઢાવ્યાં છે. શ્રીખબરદારની કવિતાભક્તિ હજી અણઓસરી ચાલુ છે.]

## અગોચર ધામ

• રાગ માઢ •

એક મોધું અગોચર ધામ રે
મારા અંતરનો આરામ !
જોઉં જોઉં ત્યાં આંખ ભૂલે ને
બોલીબોલી ભૂલું નામ,
ખોળું ખોળું પણ સહેજમાં સરકે
હાથ આવ્યો વિશ્રામ રે !
એક એવું અગોચર ધામ !

રાતદિવસ નહિ, તેજતિમિર નહિ,
નહિ કોઈ કાળ કે ઠામ;
પૃથ્વી, પાતાળ, આકાશ નહિ કંઈ
રૂપ ન રંગ ન નામ રે !
એવું એક અગોચર ધામ !

બાંધી દિશા પણ શોધી જડે નહિ,
શોધી જડે નહિ વાટ;
પંથ પડયો કંઈ પાય નીચે પણ
ગોત્યા ગંગાઘાટ રે
જોવ એક અગોચર ધામ !

ભર્યાં સરોવર નીરથકી ને
હંસલા ઊભા તીર;
નીર દીઠાં નહિ, શોષ છીપે ત્યાં
કોણ પેગંબરપીર રે,
એવું એક અગોચર ધામ!

વાટમાં પૂછો, ઘાટમાં પૂછો,
પૂછો સકળ સંસાર;
તારકઝૂંડશું રોજ અંધારે
ના'વે ભટકતાં પાર રે!
એવું એક અગોચર ધામ!

પંખી પડે ઝંપલાવી ન સિંધુમાં
શોધવાને આકાશઃ
મચ્છ ઊડે નહિ તેમ નભે, શીદ
માનવની ઊંધી આશ રે
જોવા દૂર અગોચર ધામ?

સૂનીસૂતી આ કલ્પના આપણી
શોધે શું તારક પાર?
કાન માંડે તો ગાન સુણે અહીં જ
મર્ત્ય ધરાને દ્વાર રે,
રહ્યું અહિં જ અગોચર ધામ!

દેવ અને મહાદેવ બધા અહિ
મળતા હજી ઠારે ઠારઃ
પત્ર હલાવો, શિલા ઊથલાવો, ત્યાં
પ્રગટશે દિવ્ય અંકાર રે!
વસ્યું અહિ અગોચર ધામ!

કાશીમથુરા કે મક્કામદીના
મળશે હૃદયને ઘાટ:
ખોળો, ખોળો, જરા આત્મથી માગો ત્યાં
પ્રગટશે સ્વર્ગના પાટ રે!
મોંઘું મળશે અગોચર ધામ!

અંતર સ્વર્ગના પાલવ પકડી
ધરજો અખંડ એક આશ:
રોતી જગતમાં ઝીલશે ને ભરશે
આત્મા ઊંડેરાં હાસ રે!
જોઈ મોંઘું અગોચર ધામ!—૧૦

ભજનિકા

### પ્રશ્નો

૧ અગોચર ધામ એટલે શું?
૨ કવિએ આલેખેલા અગોચર ધામનું ટૂંકું વર્ણન આપો.
૩ અગોચર ધામનું સ્થાન કવિ કયાં બતાવે છે!
૪ પરમતત્ત્વ પ્રભુને ખોળવા માનવે કયાં જવું જોઇએ!
૫ કાવ્યનો ટૂંકો સાર આપો.



# ચંદ્રવદન મહેતા

**[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઈ. સ. ૧૯૦૧ ]**

[ **શ્રી ચંદ્રવદન ચીમનલાલ મહેતાનો** જન્મ ૧૯૦૧ માં સુરતમાં થયો હતો. એમણે માધ્યમિક કેળવણી સુરતની હાઇસ્કૂલમાં અને ઉચ્ચ કેળવણી મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં લીધી હતી. સંસ્કૃત અને ગુજરાતી લઇ એ ૧૯૨૪ માં બી. એ. થયા. કૉલેજજીવનમાં કુશળ નટ તરીકે અને કવિ તરીકે એમણે સુંદર આશા આપી હતી અને તે સાચી પડી છે. એ સંસ્કારી અભિનેતા પણ છે.

**ચંદ્રવદન મહેતાએ** સાહિત્યનાં વિવિધ અંગોમાંથી કાવ્ય, નાટક, નવલિકા અને કટાક્ષને પસંદ કરી પોતાનાં પ્રિય ધ્યેય બનાવ્યાં છે. ભાઈબહેનનો નિર્મળ પ્રેમ એ બહુધા પોતાનાં કાવ્યોમાં ગાય છે.

બહેનભાઈના અશરીર પ્રેમના અદ્વૈતમાં આ કવિવરને અચળ ને દિવ્ય શ્રદ્ધા છે. ઇલાનું એક ભવ્ય કાવ્યમંદિર રચીને ગુજરાતને આપવું એ એમનો આદર્શ છે.

**શ્રી ચંદ્રવદન** સફળ નાટ્યકાર છે. એમની નાટ્યકૃતિઓ કટાક્ષથી, સ્પષ્ટ રેખાઓથી અને સુઅંકિત જીવંત પાત્રોથી ખીલી ઊઠી છે. વાસ્તવિકતાનાં એમાં સુરેખ દર્શન થાય છે. આ યુગના નવકવિઓના રાષ્ટ્રભક્તિસંઘના એ ઉપાસક છે. ગરીબોમાં ગરીબ પ્યારા વતન હિન્દની ઊંડીઊંડી દાઝથી એમનું કવિહૃદય સદા જળે છે. ભયંકર વાસ્તવિકતાથી એ લોકપ્રશ્નોને ચર્ચે છે. એમના અંતરની જ્વાળાઓ એ સંયમિત કાવ્યવાણીમાં તાદૃશતાથી મૂર્ત કરી શકે છે.

**ચંદ્રવદનને** ગુજરાતની અવિભક્તતા અંતરથી રુચે છે. ગુજરાત પ્રાંતની એકતાની સિદ્ધિ કરવાના પ્રત્યેક મહાપ્રશ્નમાં એ ગુજરાત અને ગુજરાતીઓના જીવનવિકાસને પ્રથમ પદ આપે છે. બીજા પ્રાંતોને કે હિન્દને એ ગૌણ સ્થાને રાખે છે એટલો બધો ગુજરાત માટે એમને પ્રેમ ને પક્ષપાત છે. ગુજરાતી નાટ્યઘર સ્થાપવું એ એમનો બીજો જીવન આદર્શ છે.

### ચંદ્રવદનની સાહિત્યકૃતિઓ

**યમલ** ('૨૬), **ઇલાકાવ્યો**('૩૩), **આગગાડી** ('૩૫), દેડકાની **પાનસેરી**, **અખો**, **રમકડાંની દુકાન**, **ચાંદરણાં**, **રતન**, વગેરે વગેરે. ]

## મા

• મંદાક્રાન્તા •

વ્હાલી માતા ! શિશુસમયમાં બોલતો કાલુંકાલું,
ચાંદાપોળી–વિવિધ રમતે દીધ લ્હાણી અનેરી,

અંકે પોઢી ખલલ કરતો નિંદ હું અધઘેરી,
એવાં મીઠાં સ્મરણમહીં યે ન્યાળતો એમ વ્હાલું
રૂડું આંક્યું મુજ જીવનમાં પોત તારું નિરાળું:
ને જાગંતી સ્મૃતિમહીં સ્ફૂરે કૈંક તારા સુનેરી
સંસ્કારોના, મૃદુલ સવિતા! બીજ તેં નિત્ય વેરી
પાળ્યાંપોષ્યાં! અરર નગુણો, એ ઋણો કેમ વાળું?
મોંઘી માડી! જીવન-ભરતી-ઓટમાં તું જ ઇન્દુ,
તારી આણે મુજ ઉર ચડેઊતરે ઊર્મિસિન્ધુ;
મારે માટે સદય જનની! આંસુડાં કૈંક સાર્યાં,
મારે માટે સુખદુ:ખ વળી તેં ક્યાં ના વિસાર્યાં?
માડી! તારું સુભગ હસવું ક્યાં ય બીજે ન ભાળું:
મૂકું છું આ ચરણરજમાં, લે સહી કૃત્ય મારું.

ઇલાકાવ્યો

## પ્રશ્નો

૧ માતાને કવિ શું સંબોધન કરે છે?
૨ કવિના માતૃસ્નેહનું વર્ણન કરો.
૩ કાવ્યનો સાર આપો.



# કરસનદાસ માણેક

[જન્મ વિ. સં. ૧૯૫૭: ઈ. સ. ૧૯૦૧]

[શ્રીકરસનદાસ માણેક ભાવના અને વાસ્તવિકતાથી સુંદર કવિસૃષ્ટિ ખડી કરતા આપણા નવીન કવિઓમાં એક માનવંતું સ્થાન ધરાવે છે. 'સુહિણી' માસિકના તંત્રી મંડળમાં એ છે.

ગ્રંથો

મુક્તધારા, ખાખનાં પોયણાં, આલબેલ, મહોબતને માંડવે, બે બાળનાટકો વગેરે.]

## ગુર્જરી કુંજો સૂની નથી !

ગુર્જરી કુંજો સૂની નથી, હજુ કોયલ બુલબુલ બોલે;
મેઘધનુષ્યની કલા સજાવી મત્ત મયૂરગણ ડોલે :
મદકલ કોમલ કિલ્લોલે
કવિનાં અંતર હિંડોલે !

રૂપના સાગર નથી સૂકાયા, ઓસરી ના ઉર ભરતી;
ઘરઆંગણિયાં ગામસીમાડા, પુરપથ પર તરવરતી
કવિઉરમાં સરતી
રસની આરતી ઊતરતી !

ધીંગાણાંના ઢોલ બજે, હજુ સિન્ધુડાના સૂરો:
કડાઝૂડ આખડતા અડિખમ હજુ બંકા બહાદુરો:
નીહાળી ફુલે કવિઉરો
ગુણાળી ગુર્જરીના વીરો !

હજુ મેઘાચ્છાદિત ગિરિનારે સન્તજનોના ડેરા
ને ભજનોની રમઝટથી હજુ ગાજે ગુર્જરીચોરા:
હજુ હાજર હજુરા
અમારાં નરસૈં ને મીરાં !

આલબેલ

## પ્રશ્નો

૧ ગુર્જરી કુંજો એટલે શું ?

૨ ગુર્જરી કુંજો સૂની નથી તે સાબીત કરવા કવિ શું કહે છે ?

૩ ગુજરાતનાં પ્રકૃતિસ્થળો ને તેમનાં સૌન્દર્ય વિષે કવિ શું કહે છે ?

૪ કવિના કાવ્ય ઉપરથી જૂનાનવા ગુજરાતનું વર્ણન કરો.

૫ કવિના ગુજરાત પ્રત્યેના પ્રેમનું વર્ણન કરો.



# સુંદરજી બેટાઈ

**[ જન્મ વિ. સં. ૧૯૬૦ : ઈ. સ. ૧૯૦૪ ]**

[ **દ્વારકા** પાસેના **બેટ**શંખોદ્ધારના રહીશ **શ્રી સુંદરજી બેટાઈ** જ્ઞાતિએ **ગુગળી બ્રાહ્મણ** છે. **એલ્ફિન્સ્ટન** કૉલેજમાં બી. એ. વર્ગમાં **નરસિંહરાવ**ના ગાઢ સંસર્ગમાં આવ્યા અને એમનાં કવિતાઝરણાંને વિશેષ વેગ મળ્યો. એ ઍમ.એ., એલ.એલ.બી. છે અને હાલ ગુજરાતી ‘હિન્દુ સ્ત્રીમંડળ’માં શિક્ષક અને મુંબાઈની **કર્વે** કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કાર્ય કરે છે. એમની કવિતા ધીર, ગભીર ને સુઘડ છે. ઊર્મિકાવ્યો તથા ખંડકાવ્યો એ એમની સફળ કાવ્યકૃતિઓ છે.

**બેટાઈના ગ્રંથો**

**જ્યોતિરેખા**, ગુજરાતી **સાહિત્યમાં સૉનેટ**, ઇન્દ્રધનુ. ]

## ગંગા ગઈ

• માલિની •

તૃષિતનયન વ્હાલાં વત્સને વ્હાલ પાવા
ધણ ધ્વસમસ આવે શૃંગ ડોલાવતું આ;
શ્રવણમધુર વાગે ઘંટડી કંઠબાંધી,
સુરભ અનિલમાંહે રેણુની જાય વ્યાપી.

• અનુષ્ટુપ •

આવતું ગ્રામસૌભાગ્ય મૂર્તિમંત નીહાળતી,
ગોકુળે ગોપભાર્યાઓ પ્રેમશબ્દે વધાવતી.

• અનુષ્ટુપ •

ઓસર્યું સૂર્યનું તેજ, વિશ્વે અંધાર ઊતર્યો;
ના તો યે ગોપગોપીએ ગૃહમાં દીપ પેટવ્યો.
આજ આ ગોપિકાકેરો સહજાનંદ ક્યાં ગયો ?
ધીરતાવીરતા છોડી ગોપ આ મૂઢ કાં થયો ?
ગોપને નેત્રથી પૂછે, ગોપીનો છેડલો ગ્રહે,
અદીઠું દેખતા બાલ મૂંઝાતો કંઈ અંતરે.

• વસંતતિલકા •

'કહાના' કહી તનુજને લઈ ગોદમાંહે
ગોવાલણી ગળગળી નિજ નેત્ર લૂછે;
'ગંગા ગઈ; કયમ તને ગમશે હવે, હા!'
એવું વદે; વળી વહે ઉર અશ્રુગંગા.

• અનુષ્ટુપ •

'કયાં ગઇ? આવશે કયારે! કાં રડે, આઈ, આવડી?
વીંટાતો માતને કંઠે બાલુડો પૂછતો રડી.
અશ્રુપ્રશ્નતણો માતા દેતી ઉત્તર અશ્રુથી;
ચાંપતી બાલને હૈયે પોઢાડે ગોદમાં લઈ.
ગોવાળે ખાટલી ઢાળી પાથરી સ્વચ્છ ગાદલી;
ઊઠી ગોવાલણી ધારે, સુવાડયો બાલને જઈ.
પાંગતે ગોપ ને ગોપી બેઠાં સંક્ષુબ્ધ ચિત્તથી;
શોકને અશ્રુથી ધોતાં રહ્યાં એ ગોપદમ્પતી.

• વસન્તતિલકા •

સંધ્યાસમે રણકતું ધણ નિત્ય આવે,
ગંગા પરન્તુ કદિ યે મહિ ના જણાયે;
પુત્રીસમી નિત સ્મરી નિજ કામધેનુ
ગોવાલણી પુનિત ત્યાં હૃદયાર્ધ્ય અર્પે.

• અનુષ્ટુપ •

બનીને નાગણી મોરી ગોપિકાઅંતરે ડસે;
ખીલો એ નિત્ય ભોંકાતો ઋજુ ગોવાળને ઉરે.

ઈન્દ્રધનુ

પ્રશ્નો

૧ ગંગા કોણ? ગંગાના વિયોગથી કૃષ્ણને શું થયું?
૨ કાવ્યનો સાર આપો અથવા ગોપગોપીઓના ગાયો તરફનો પ્રેમ વર્ણવો.

# ભાનુશંકર વ્યાસ (બાદરાયણ)

[ જન્મ વિ. સં. ૧૯૬૧ : ઈ. સ. ૧૯૦૫ ]

[ નડિયાદના રહીશ, જ્ઞાતિએ ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણ, શ્રીયુત ભાનુશંકર બાબરભાઈ વ્યાસ આપણી મુંબાઈ યુનિવર્સિટીના એમ.એ. છે. એમનાં પ્રતિભાસંપન્ન ને સુઘડ કાવ્યો રસિકજનોનો સત્કાર પામ્યાં છે. એ મુંબાઇની બાઈ કબીબાઈ હિન્દુ હાઈસ્કૂલમાં શિક્ષક અને સેઇંટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે કામ કરે છે.

ગ્રંથ

'કેડી' (કાવ્યસંગ્રહ) અને બીજા પુસ્તકારૂઢ ન થયેલા વિવેચનલેખો. ]

## શિક્ષકનું સ્વપ્ન

રમે હસે બાળક કૈંક છૂપાં,
પાટી પરે કૈંક લખે, ભૂંસે વળી;
કો પ્રૌઢશા શાન્ત રહેલ બેસી,
કો વાંચતા, કો કવિતા ય ગૂંજતા.
ઘડીઘડી શિક્ષકને નીહાળતા,
ને વાતમાં લીન વળી બની જતા,
ને આસનેથી કરી દૃષ્ટિ ઊંચે
જોતા ક્વચિત્ શિક્ષક બાલ શું કરે.
છે પાટિયા ઉપર કૈં લખેલું
તે જોઈ ને બાલક સૌ લખે છે.
જે વર્ગમાં બાલ વડો ગણાય
તે ધ્યાનથી સર્વ નીહાળતો રહે.
અને વિરાજી નિજ આસને ત્યાં
થૈ સ્વસ્થ બેઠા ગુરુજી દીસે છે.
બે પાયની વેલ ગૂંથી પ્રસારી
છે ગોઠવી ટેબલની પરે એ.



શિક્ષકનું સ્વપ્ન

પવિત્ર છે એ ચરણો, પવિત્ર કૈં
છે અન્ય વસ્તુ વળી સન્નિધે પડી.
સોટી પડી કોમળ બાળકોની
ધાત્રીવિધાત્રી જગમાં ગણાય જે;
સંરક્ષતી ચેતન પ્રેરણા દઈ
ને જ્ઞાનકેરા ચમકાર દાખવે.
પાસે પડયું પુસ્તક એક ખુલ્લું
પ્રકાશતું જ્ઞાન સ્વયં સદૈવ જે;
નામાવલી બાળક સર્વ સંગ્રહી
પોથી ખૂણે એક પડેલ છે વળી.

સરે સકલ બાલ, વર્ગ સરતો અને નેત્રના
પ્રસુપ્ત દ્વય તારકો જગત સ્થૂલ દેખે નહિ.
શું આ સ્વપન, નીંદ વા ગુરુજી કાંઈ જાણે નહિ;
પરંતુ કંઈ અન્ય સૃષ્ટિ નિજ પાસ થાતી ખડી.

" નવીન ના આ કંઈ યે જણાતું,
છે ભવ્ય આ દર્શન ભૂતકાળનું.
મેં શીખવ્યું બાળકને સદા ય જે
પ્રત્યક્ષ તે આજ નીહાળતો અહિ."

પ્રબુદ્ધ નૃપ કૈં, શિવાજીસમ શૂરવીરો વળી
અમાત્ય કંઈ, કૈંક ધર્મગુરુઓ પડે દૃષ્ટિએ;
અને સકલ જીવને ગુરુતણી પ્રભા ઓપતી,
અને મનમહિ વિચારસરણી ઊઠે ગૂઢ ત્યાં—

" કબીરનો જે વડ વિશ્વમાં વડો
તે પાંગર્યો એક જ બીજ સૂક્ષ્મથી:
કૈં માનવીજીવન પાંગર્યાં અહિ
તે બીજના પોષક સૌ અમે છીએ.

મહાન નરનારીઓ જગતને ઘડે, ફેરવે
નસીબ જગનાં, પ્રકાશ નવ વિશ્વમાં દીપવે;
પ્રચંડ રણઘોષ કો ગજવતા, વળી શાન્તિની
મહા અચલ પ્રેરણા જગતને ધરે; ડૉક્ટરો
હરે દરદ લોકનાં પરમ સેવના સાધતા;
અને પ્રખર પંડિતો, નવલ સૃષ્ટિસાહિત્યના
વિરાટ સુવિધાયકો કૃતિ અમૂલ વિશ્વે સ્રજે;
અનેક કવિગાયકો કવનગીત લલકારતા
પ્રસન્ન કરતા વસે જગતચિત્તને; સર્વ એ
અનેક વળી એ સમા જગતને સદા પોષતા
અમે જ સરજ્યા વિરાટ કણુ પોષતાં વૃક્ષ એ.

અમે ભલે દુર્બલ ને અકિંચન
સડી રહ્યા વિશ્વતણે ખૂણે પડી;
ન જીવને વા નવ મૃત્યુ જાણતું
ભલે અમારું જગ મોહઘેર્યું.

અમે પ્રગટ દીપ કૈંક જગમાં કર્યા તેવડે
પ્રકાશ જગ મેળવે, નવ ભલે ગણે મૂળને!
અમે જગતભોમને કંઈ કઠોર, કૈં કોમળી
કરીં જતન કેળવી, લચતી ફાલથી તો ધરા.

ન દેહનાં સૌખ્યતણી કરી તમા,
ને જોતર્યું જીવન કાર્યમાં સદા.
શું મેળવ્યું? કીર્તિ? નહિ; ન વિત્ત વા;
વિસારિયાં બાલકુટુમ્બનાં હિતે.

ન માનની કૈં પરવા ધરી ઉરે,
સહ્યા ઘણા યે અપમાનબોલને.
બુદ્ધિપ્રભાહીણુ ગણાઈ વિશ્વે
જીવ્યા અમે જીવન વેતરું કરી.

વર્ષાતણાં બિન્દુ અનેક વર્ષે;
ધરાઉરે પલ્લવ એક પોષતું
કૃતાર્થ થૈ તે લય પામતું ભલે–
ભલે અમે યે લય સર્વ પામીએ–

વિચારસરણી હજુ ન અટકી ત્યહિં ઘંટનો
થયો રવ, નિનાદ બાલકતણો ભળ્યો તે મહિં.
ગઈ સ્વપનભોમ, ચિત્ર થયું લુપ્ત, નિઃશ્વાસમાં
શમ્યાં સકલ ચિન્તનો ય અણુદીઠ કો અન્યને.

પ્રશ્નો

૧ શિક્ષકનું ને તેના વિદ્યાર્થીના વર્ગનું વર્ણન કરો.

૨ શિક્ષકના જીવનસ્વપ્નનું વર્ણન કરો.

૩ કાવ્યનું હાર્દ સમજાવો.

૪ કાવ્યમાં મીઠાશભર્યો હળવો કટાક્ષ ક્યાંક્યાં છે ?

૫ કવિના વિચારો લઈ આ કાવ્યના શિક્ષકનું રેખાચિત્ર દોરો.



# ઇન્દુલાલ ગાંધી

[ જન્મ વિ. સં ૧૯૬૧ : ઈ. સ. ૧૯૦૫ ]

[ શ્રીઇન્દુલાલ ફૂલચંદ ગાંધી, જ્ઞાતિએ દશાશ્રીમાળી વણિક ને મોરબી તાબાના મકનસર ગામના રહીશ છે. એમણે અંગ્રેજી પાંચ ધોરણો સુધીનો જ માત્ર અભ્યાસ કર્યો છે. હાલ એ પરચુરણ ચીજો વેચવાની દુકાન ચલાવે છે. છતાં સાહિત્યમાં ઊંડો રસ લઈ શિષ્ટ સાહિત્યકાર થયા છે. કાવ્ય અને નાટક એ એમનાં પ્રિય વિષયો છે. કવિ તરીકે એમણે સારી કીર્તિ મેળવી છે.

ગ્રન્થો

તેજરેખા, નારાયણી, જીવનનાં જળ, પલટાતાં તેજ, ખંડિત મૂર્તિઓ, કીર્તિદા, શતદલ અને ગોરસી વગેરે ]

## વીણાને વાગવા દેજે

મારી વીણાને તું વાગવા દેજે,
જાતી જુવાનીને જાગવા દેજે,
મારી વીણા જ્યારે અંતરપોપચે
પાથરે પ્રેમનાં આંસુ:
ભરઉનાળાની તરસી ભોંયમાં,
વરસી જાય ચોમાસું.
પથ્થરને ય પરાગવા દેજે,
મારી વીણાને તું વાગવા દેજે.
હું તો પ્રવાસી છું પંથવિનાનો
મેં બાંધેલ થાકનું ભાતું:
પરસેવાતણું ટીપું યે પારકું,
પારકા કારણે માથું.

કાયાને એટલું કામવા દેજે,
  મારી વીણાને તું વાગવા દેજે,
  ચારે દિશાઓની ભીંસમાં ધરતી
    ઊંઘતીઊંઘતી હાંફે:
  માનવીની ભયભીત અપંગતા
    આ બધું કેમ કેમ ઉથાપે ?

ઉથાપનારને ઊગવા દેજે,
  મારી વીણાને તું વાગવા દેજે.

ગોરસી

પ્રશ્નો

૧ વીણા કોની છે ?

૨ કવિ શી માગણી કરે છે ? કાવ્યનો મધ્યસ્થ વિચાર શો છે !

૩ કવિની વીણાનું વર્ણન કરો.



# મગનલાલ પટેલ ( પતીલ )

**[ જન્મ વિ. સં. ૧૯૬૩ : ઈ. સ. ૧૯૦૭ ]**

**[ ભરૂચજીલ્લાના અંકલેશ્વરના વતની શ્રી મગનલાલ ભુદરભાઈ પટેલ આપણા હાલના પ્રતિષ્ઠિત કવિમંડલમાં એક સિદ્ધહસ્ત કવિ છે. એમનાં કાવ્યો આપણાં શિષ્ટ માસિકોમાં સંખ્યાબન્ધ પ્રસિદ્ધ થયાં છે ને આદર પામ્યાં છે. એમનાં કાવ્યોનો સંગ્રહ હજી ગ્રંથસ્થ થયો નથી. ]**

## મારી બાળકીને

• રોળાવૃત્ત •

એ બહુ વ્હાલી મને, કેમકે વયે ન્હાની,
વ્હાલી વધારે વળી, વ્હાલી, ક્યમ કે તુજ બાની;

મને અંગની ગમે ખિલાવટ તારી મધુરી,
ગમે વળી બહુ તેમ મીઠી તારી મગરુરી.

રહ્યો ચાહી હું તને સૌમ્ય સદ્‌ગુણને લીધે,
રહ્યો ચાહી વધુ તને તેથી કુદરતને કીધે:

જે દર્શાવી કાંઈ રહ્યો છું હું કારણથી
જણાવાતું વધુ સ્પષ્ટ તેહથી એમ જ મનથી.

આસાયશ લાગતી જેટલી મુજને પ્યારી
ઓછી નહિ લાગતી પજવણી તેથી તારી;

કામકેરી છે મને યદપિ પરવા નહિ થોડી,
કામકાજ તદપિ ના શકું તુજને તરછોડી.

જ્યાં ય રોજી છે જવા ત્યાં ય દિલ મારું તલપે,
શકું છોડી નહિ જગા પરંતુ જ્યાં તું જલપે;

રાખી મુખ લાચાર તરફ એ મારા જોતી,
હોય મને સુખ કેમ હોય તું જ્યારે રોતી?

જો તારી અભિલાષ બેસવા કાજ ઊછંગે,
તો સુખથી તું આવ, લઉં હું તને ઊમંગે;
રહે જેહથી માત તહારી મુજ પર રાજી,
અને મહેર વળી રહે જેથી કુદરતની તાજી!

ગુજરાત

### પ્રશ્નો

૧ કવિ પોતાની બાળકીને કેવી રીતે સંબોધે છે ?
૨ કવિનું પિતા તરીકેનું પાત્રનિરૂપણ કરો.
૩ કાવ્યનો સાર આપો.



# મનસુખલાલ ઝવેરી

[ જન્મ વિ. સં. ૧૯૬૩ : ઇ. સ. સ. ૧૯૦૭ ]

[ **શ્રીમનસુખલાલ ઝવેરી** આપણા એક પ્રતિભાશાળી કવિ છે. એમનો જન્મ ૧૯૦૮ માં જામનગરમાં થયો હતો. માંદગીને લીધે થોડો વખત અભ્યાસની તીવ્ર ઈચ્છા મારીને એ વ્યાપારી ને શિક્ષક થયા. પછી અતૃપ્ત આદર્શ પૂરો કરવા ૧૯૩૧ માં એમણે ફરીથી અભ્યાસ આદર્યો. ૧૯૩૫માં એ ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી સંસ્કૃત લઈ બી.એ. થયા. ૧૯૩૭ માં ઍમ.એ. થયા. હાલ એ મુંબાઈ ( માટુંગા ) રૂઈઆ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક છે. એમની કાવ્યશૈલી પ્રૌઢિ છે. ઉન્નત રસની એ જમાવટ કરે છે અને સરસ, સુંદર ને સફલ ઊર્મિકાવ્યો અને ખંડકાવ્યો રચે છે.

## ઝવેરીના ગ્રંથો

**રામસંહિતા** ( બે વિભાગ ), **ફૂલદોલ** કાવ્યસંગ્રહ ), **સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુન્તલા** ( ભાષાંતર ), **ચંદ્રદૂત**, **અભિમન્યુ** અને **આરાધના** ( કાવ્યસંગ્રહ ), વગેરે, વગેરે. ]

## હું તો ચહું

• પૃથ્વી •

મને શિશુતણી ગમે સરલ સૃષ્ટિ સ્નેહે ભરી,
નિખાલસ સમત્વ ને અનઘ એક આનન્દની;
અભાનથકી જેહની જીવનધન્યતા નિઝ'રે,
સદા મુદમયી જ મૂર્તિ જગની ધડી જે રહે.

અને હૃદય આ નમે પુનિત શ્વેત વાર્ધકયને,
સહી કટુ ય ખોજ કૈં, જગતનાં વિષો જીરવી,
નીહાળી વળી અન્ય મંગલ સુયોજના વિશ્વની,
ધરે, અનુભવે વિશાળ, નયનો સમાધાનનાં.

છતાં ય દીલ તો ચહે તન યુવાનની તાઝગી,
ખુમારી નયનોતણી, ગરવઉચ્ચતા ડોકની;

અને અધિક એથી યે અમર એની આત્માકણી,
સમત્વ શુભ કાજ જે જીવનવિગ્રહે ઝઝતી.

અખૂટ રસ, પૌરુષે સભર આત્મ હું તો ચહું,
જહીં મરણ યે મહોત્સવ અપૂર્વ જેવું થતું.

આરાધના

### પ્રશ્નો

૧ શિશુમાં કવિને શું ગમે છે ?

૨ વૃદ્ધમાં કવિ શું પૂજે છે ?

૩ યુવકમાં કવિને શું ગમે છે ?

૪ કવિ યુવક તરફ શા માટે ખાસ આકર્ષાય છે ?

૫ કાવ્યનો સાર આપો.



# રમણલાલ વકીલ

[ જન્મ વિ. સં. : ૧૯૬૪ : ઈ. સ. ૧૯૦૮ ]

[ શ્રીરમણલાલ નરહરિલાલ વકીલ, ભરૂચના રહીશ, જ્ઞાતિએ મોઢવાણીઆ છે. એ ૧૯૩૩ માં ઍમ.એ. થયા હતા. હાલ મુંબાઈની મૉડર્ન સ્કૂલના આચાર્યપદે છે. પિતાના સંસ્કારોથી પ્રેરાઈ એમણે કેટલીક પ્રણયકવિતાઓ રચી છે. એમણે નાટક ઉપર તેમ જ નવલિકાઓ ઉપર પણ હાથ અજમાવ્યો છે.

**ગ્રંથો**

ઉરતંત્ર ( નાટક ), નાટયકલા ( નિબંધ ), પ્રણયકાવ્યો, ત્રણ નાટકો ને ચિત્રલેખા. ]

## દ્વારે ઊભા કૂતરાને

• પૃથ્વી •

મહાશય ! તમે ભલે બટકું રોટલો દેખીને
સરો નિકટમાં, કૂદો પટપટાવતા પૂંછડી.
ઊંચું મુખ કરી જુઓ, વિનતિ છે ભરી નેનમાં,
દીસો શ્રમિત ખૂબ લાલ દદડી રહી જીભથી.

ખુશામદ તમે શીખ્યા કવણપાસથી આટલી ?
અપુચ્છ જનથી તને કદરદાનને શું મળી ?
વસે જગતમાં ઘણા તવસમાન છે માનવી,
ખુશામદ કરી ભરે ઉદર પુચ્છહીણા છતાં
લૂલી પટપટાવીને–ગરજ સારતી પુચ્છની.

તને નિરખીને–તજી જગ કઠોર સંન્યાસને
ધર્યો કંઇ જને હશે, ભટકતાં જગે જેમ તું,
વિના ઘર ભમે, ભસે જગત સાંભળે ના છતાં:
ખપે સકળનું તને, ત્યમ ફરે જગે ભીખતા:
હશે તવ દીધા જ પાઠ વસુધૈવ કુટુંબના.

ગયા ભવ વિષે જ દેવ દસ અંગુલીએ તમે
પૂજ્યા તવ દીધો હશે અમર સાથ દત્તે. અલ્યા,
લહ્યો સરલ દત્તને અગર પુચ્છથી ભોળવી?
મળે કદિ ય સ્વર્ગના અદ્ભુતને વળી સ્થાન આ?

ક્યા જનમનું તમે મુજ પરે જ લો વેર આ
ભસી નીરવ રાત્રીએ? સકલ સંઘનું ગીત એ
ભયાનક સુણી, ડરી નયનનિંદ નાસી જતી,
અને મધુર સ્વપ્નની લહરીઓ તૂટી સૌ જતી:
પછી મુજ કને તમે કશી ય આશ રાખી શકો?

છતાં પૂંછડીચાતુરી નિરખી આટલો રોટલો
દઉં, કદિ ય દ્વાર આ નહિ હવે ફરી આવશો!

ચિત્રલેખા

પ્રશ્નો

૧ કૂતરાને કવિ શું કહે છે? તેનું કવિ શી રીતે સન્માન કરે છે?
૨ કાવ્યનો મધ્યસ્થ વિચાર શો છે?



# ત્રિભુવનદાસ લુહાર ( સુંદરમ્ )

**[ જન્મ વિ. સં. ૧૯૬૪ : ઈ. સ.૧૯૦૮ ]**

[ **શ્રી ત્રિભુવનદાસ પુરુષોત્તમદાસ લુહાર**, જ્ઞાતિએ લુહાર ને ભરૂચજીલ્લાના આમોદતાલુકાના મીયાંમાતરગામના વતની છે. એમના પિતાનું નામ પુરુષોત્તમદાસ કેશવલાલ અને માતાનું ઊજમબાઈ. નવ વર્ષના બાલવયે શ્રીમંગલાબહેન સાથે એમનું લગ્ન થયું હતું. અભ્યાસ પહેલાં પિતાનું અવસાન થતાં એમના પિતામહે એમને ગુજરાત વિદ્યાપીઠના ‘ વિનીત ’ સુધી શિક્ષણ આપ્યું હતું. વતનભૂમિમાં પ્રાથમિક શિક્ષણ લઈ એ માધ્યમિક શિક્ષણ માટે આમોદ અને ભરૂચની રાષ્ટ્રીય શાળામાં ગયા હતા. ગુજરાત વિદ્યાપીઠના એ પહેલા વર્ગના સ્નાતક થયા ( ૧૯૨૯ ). વિદ્યાપીઠના વિદ્યાર્થીજીવનમાં જ એમણે લેખનપ્રવૃત્તિ આરંભી અને ‘ સાબરમતી ’ ત્રૈમાસિકના ( હાલ બંધ ) તંત્રીપદેથી વિવિધ લેખમાળાઓ લખી. આ ત્રૈમાસિકમાં પ્રસિદ્ધ થયેલા શ્રેષ્ઠ લેખ માટે એમણે ‘ તારાગૌરીચંદ્રક ’ મેળવ્યો હતો ‘ ગુજરાતી ’માં વધારેમાં વધારે ગુણ મેળવવાથી અખિલ ભારત વિદ્યાર્થી-પરિષદનું એમને ઈનામ મળ્યું હતું. ગ્રામસેવાએ અને અસહકારના જેઈલનિવાસે એમને ઊંડા ચિન્તક બનાવ્યા છે. એ કવિ તરીકે અગ્રપદે છે.

**સુંદરમના ગ્રંથો**

કોયાભગતની કડવી વાણી, કડવી વાણી અને ગરીબોનાં ગીત, કાવ્યમંગલા, રંગરંગ વાદળિયાં, હીરાકણી અને બીજી વાતો, ખોલકી ને નાગરિકા, વસુધા. ]

## ફૂટપાથનાં સૂનાર

સૂતાં છે સોડમાં લેઇ પૂંજીઓ પોટલીતણી,
ફાટેલાં ચીંથરાંની કે સૂકેલી રોટલીતણી.
વિશાળા રાજરસ્તાના વિશાળા ફૂટપાથની
પથારી પથ્થરપોચી કરી પોઢયાં પ્રશાન્ત સૌ.

પોઢાડવા પથ્થરપંથશાયીને
હૉટેલમાં ગાયન છે થઈ રહ્યાં,
પિશાબખાનાંતણી વાસવંતો
વાયુ થઈ વીંઝણુલો વહી રહ્યો,

ને મોટરોના થડકાટ બાજે
લક્ષ્મીપરીના ઘૂઘરાસમાણા,
ટાઢી સપાટી ફૂટપાથકેરી
આમંત્રતી સૌ મણુની તળાઈશી ?
સૂતાં છે બાળ ને બુઢ્ઢાં જુવાનો જિંદગીભૂખ્યાં,
અધુરે વસ્ત્ર ને પેટે ગંદકીની ગમાણમાં.
પડ્યાં છે ડબલાં ઊંધાં પાણીના હાથ વાગતાં,
ઊંઘમાં અંગ આકારો ધરે બેડોળ એમનાં.

પ્રશાન્ત છે જીવનની અશાંતિને
જન્માવનારી સરી છે જ જાગૃતિ.
પ્રશાંન્ત કાયા; મન આત્મ એમનાં
અનાદિથી જાગૃતિહીન શાંત છે.

પરિસ્થિતિચક્ર ચલંત કારમું
ખેંચી અહીં આ સમુદાય લાવ્યું,
જતું રહ્યું જ્યાં શિરથી જ છાપરું.
ગયું હશે શું નહિ શું જ એમનું ?

ગયું શાને, કશી રીતે, સમજ્યાં, સમજ્યાં ન એ,
કપાળે હાથ કૂટીને અહીં સૂતાં થયાં જ એ,
આત્મઅજ્ઞાનનો દોષ, સકંજો કે સમાજનો,
શાહુકારતણી સૂડી, રાજ્યની કે ખફાદીલી :

એ કૂટ કૈં કારણમાળ ભેઠતી
સંપત્તિના સંગ્રહચક્રકેરી,
ભીંસીપીસી માનવમાળખાં એ,
લૈ લોટ, આ ફેંકી દીધાં જ ફોતરાં.

વિમૂઢ એ અંતરચિત્ત બાપડાં
સંજોગવંટોળ વિષે ફસાયલાં,
ઊડે પડે ચક્કરતાં, ધવાતાં,
પૃથ્વી પરે સૌ પછડાય પામરાં !

કોણુને પ્રાર્થવું, કોને દોષવું, યાચવું વળી,
અજાણ્યા જિન્દગીના આ ગૂઢ આડંબરોથકી,
જાગૃતિ ફૂંકતી જ્વાલા શમતાં તે પડ્યાં અહીં,
જાગૃતિ ઊંઘતી જાતે, ચક્ર સંયોગનું સૂતું.

એ જાગતાં અંતરને ઊંઘાડવા
યોજાય છે યુક્તિ પરંપરાઓ—
આચારની, ભક્તિની, રાષ્ટ્રભાવની
મોહોર્મિજાળો મધુ ઘેન પ્રેરતી.

ઊંઘાડવાની પણ ઔષધિ કદી
જગાડવાની જ બની પડી કદી.
જંજીરને જે ઘડતી હથોડી
ઘડી દિયે છે સમશેર કોક દી.

જાગશે ભૂમિપોઢ્યાં આ, પથ્થરે પાંખ આવશે.
કાલે તો બીખશે જો કે, અકાલે ક્રાન્તિ લાવશે.
સંપત્તિ સંચિતા સર્જે ઝંઝાનિલો વિપત્તિના,
એહનાં ગિરિશાં હર્મ્યો સર્જે દારિદ્ર્યજંગલો.

દિનેદિને એ દૃઢતી દરિદ્રતા
સંપત્તિને અર્પંત ખાદ્ય મોંઘું.
ઐશ્વર્યવિસ્તારથકી જ રાચતી
સંપત્તિ પીતી નિજ નાશનો નશો.

દારિદ્ર્યનો એ દવ દીનકેરાં
હૈયાં વિષે નિત્ય થતો જ સંચિત,
હર્મ્યે થતી સંચિત સંપતો એ,
સંચે અરે સત્ત્વ જ ક્રાન્તિકેરાં !

દારિદ્ર્યારણ્યથી રે હા દાવાનળ ભભૂકશે,
સુખિયાં હર્મ્યવાસીને ચણાની જેમ ભૂંજશે,
ગૂંજશે કારમાં ગીતો, સોણુલાં મિષ્ટ ભાંગશે,
જાગેલું સત્ત્વ સૃષ્ટિનું ના પછી ભીખ માંગશે.

વિકાસનો જે ક્રમ તે પિછાન્યા
વિના કદી માનવ અંધ ચાલશે,
વિકાસના ગર્ભ વિષે ભરાયેલો
સંહાર ત્યાં સર્જનઅર્થ આવશે !

ગૂંજારતી મંગલનાદ ઘંટા
એ ભાવિની કર્ણ વિષે મધુર વું,
પ્રચ્છન્ન એના અધુરા નિનાદના
અભાન આશ્વાસનમાં સુતાં આ.

સૂતાં છે સોડમાં લેઈ પૂંજીઓ પિષ્ટ પ્રાણની,
રુઠેલી જિન્દગીઓની તપેલી ઉરઊર્મિની,
વિશાળી સંપતે સર્જ્યાં વિશાળાં દુઃખધામની
પથારી પથ્થરપોચી વિષે પોઢ્યાં પ્રશાન્ત છે !

વસુધા

પ્રશ્નો

૧ શહેરી જીવનમાં ગરીબોનું જીવન કેવું હોય છે ?
૨ ફૂટપાથ પર સૂનારાં કોણ કોણ ?
૩ ગરીબના જીવનનું સુંદરમે આપેલું જીવન વર્ણવો.
૪ કવિના કટાક્ષ ક્યાંક્યાં છે ? કોને માટે ?
૫ કાવ્યનો સાર આપો.



# ઉમાશંકર જોષી

**[જન્મ વિ. સં. ૧૯૬૭ : ઇ. સ. ૧૯૧૧]**

[ **શ્રીઉમાશંકર જોષી** જ્ઞાતિએ ત્રિવેદી મેવાડા બ્રાહ્મણ ને ઇડર સંસ્થાનના રહીશ છે. એમના પિતાનું નામ જેઠાલાલ કમળજી જોષી અને માતાનું નવલબાઈ. ઈડરવિભાગના બામણગામમાં એમનો જન્મ ૧૯૧૧ માં થયો હતો.

એમણે પ્રાથમિક શિક્ષણ પોતાના વતનમાં ને માધ્યમિક ઇડરની હાઈસ્કૂલમાં લીધું હતું. '૨૮ માં મૅટ્રિક્યુલેશન પરીક્ષામાં ત્રીજે નંબરે પાસ થઈ અમદાવાદની ગુજરાત કૉલેજમાં એ દાખલ થયા. ઇંટર આર્ટ્સપરીક્ષામાં ઉત્તીર્ણ થઇ એ બી.એ. વર્ગમાં હતા તેવામાં સત્યાગ્રહી બની રાષ્ટ્રસૈનિક બન્યા. એ બે વાર જેઈલનિવાસે રહી આવ્યા છે. ઍમ.એ. થયા પછી હાલ એ અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં સાહિત્યસંશોધનકાર્યમાં રોકાયા છે.

**ગ્રંથો**

વિશ્વશાંતિ, ગંગોત્રી, સાપના ભારા, શ્રાવણીમેળો, ત્રણ અર્ધું બે, ગુલે પોલેંડ અને નિશીથ વગેરે.

## લૂલાઆંધળાની નવી વાત

હતો એક મજદૂર ન જેનાં દુ:ખની થાય જ યાદી,
અને બીજો પડખે રહેતો કો વચને–સમાજવાદી.

પેલો રાતદિ' અંગ ગાળીને કરે મજૂરી કાળી,
આંધળી એની આંખે રોટી કદી ન પૂરતી ભાળી.

પડોશી એનો આંખઅક્કલે નરવો, તો યે રુએ,
પૂરો પાંગળો અંગે, એનું કોણ ધોતિયું ધુએ ?

રાત પડે ને દિવસ ઊગે કે ધુમાય બન્યો રાંકા,
આંગળીવેઢે ફરીફરી ગણુતા થયા કેટલા ફાકા.

એક થાકીને લોથપોથ થઇ નસીબ નિજનું શ્રાપે,
ભદ્રવર્ગની ચૂસ બીજો ખુરસીમાં રહી આલાપે,

શ્રાપનિસાસા, ગાળગપાટાવડે ન ભૂખડી ભાંગી,
ત્યારે પેલો ભણ્યો પડોશી આંખ ઊંચકે ફાંગી:

"ભલા શીદ તું રાતનદ્હાડો કૂટે અંધ મજૂરી ?
મારી આંખે દેખ જરી, તેં અન્યની ભરી તિજૂરી.

ધનિકોના ભંડાર ભર્યા તેં, તારે નસીબે ડાટા,
તારું તું વરતે ના, તારી આંખે જુગના પાટા !"

મજૂરે એને ઊંચકી લીધો ઉમંગથી નિજ ખાંધે
લૂલો કહે ત્યમ અંધો ચાલે,–ભેગું બેઉનું રાંધે.

દેશપ્રદેશે વાત ઊડી ને વાગી ગડગડ તાળી,
'જુઓ ! ઘડીમાં શ્રીમંતોની આવી મોતની પાળી !'

અંધાલૂલાનાં કંઈ સંઘો ઊમટયા ધરતીખોળે,
લૂલો ખભેથી જીભચાબખે અંધાને ઢંઢોળે.

મજલ ચલાવે અંધો, લૂલો બેઠોબેઠો ચાવે,
કાન અંધના હતા સાબધાઃ અવાજ શેનો આવે ?

લૂલાભાઈ ખભે રહીને કરતા બે કર ઊંચા,
ફળ ઝડપી રસ ચૂસી અંધને દેતા સૂકા કૂચા.

'જો ભાઇ, ધનિકોને લોભે મરવું આપણ ભૂખે,
ઝટપટ તેથી ચલો બિરાદર, ચલો સુખે કે દુઃખે !'

નાગચૂડ અંધાની કોટે લૂલાએ જકડાવી,
સિંદબાદને દરિયાઈ બુઢ્ઢાએ જેવી લગાવી.

હરતાં, ફરતાં, કામ કરંતાં, ખાતાં, સૂતાં, રોતાં,
પંડિતની ના ચૂડ છૂટતી, ડિલથી ઊખડે છોતાં.

દૂર દેવગિરિ પર ભદ્રોની તાળી ગડગડ વાગી.
'પગે ચાલીને ઊંચે આટલે આપણુ ચઢ્યા અભાગી.

અક્કલવંતા ખભે અન્યને કેવા જુઓ વિરાજે !
પંગુ ચડે ગિરિ પર ! જય પ્રભુનો કળિયુગે ય શો ગાજે !'

નિશીથ

## પ્રશ્નો

૧ લૂલા ને આંધળાની વાત લખો.

૨ વધારે ચતુર કોણ ? આંધળો કે લૂલો ?

૩ કાવ્યનો મધ્યસ્થ વિચાર જણાવો.

૪ સમાજમાં કોણ કોને ચૂસી રહ્યું છે ? શાથી ?

૫ ‘ ચૂસણનીતિ ’ એ વિષય ઉપર એક હળવી નિબંધિકા લખો.



## રમણીક અરાલવાલા

[ જન્મ વિ. સં ૧૯૫૯ : ઇ. સ. ૧૯૧૩ ]

[ શ્રીરમણીક અરાલવાળા ઊગતા ને આશા આપતા કવિ છે. એ અમદાવાદમાં મિલની કારકુની કરે છે. એમનાં કાવ્યોએ કાવ્યરસિકોનું હૃદય આકર્ષ્યું છે. એમનાં કાવ્યો હજી પુસ્તકસ્થ થયાં નથી. ]

### સ્વપ્નખંડેર

સૂની રે સૃષ્ટિકેરી છાંયડી, સૂનું આભ અનંત,
આશાભર્યા રે મારા ઉરનો બૂઝયો દીપ જ્વલંત;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

ઊંચાં ઊષાકેરાં બેસણાં, ઊંચી સૂરજમાલ,
એથી ઊંચા ઓ રે ઓસરે એના ઊર્મિજુવાળ;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

ઘેરાં આષાઢનાં આભલાં, ઘેરાં સિન્ધુનાં ગાન,
એથી ઘેરાં રે ગોરંભતાં, એનાં અંતર વિતાન;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

મીઠી કવિતાની કયારીઓ, મીઠા સંતોના સંગ,
એથી મીઠા રે એના સાથમાં માણ્યા રમ્ય પ્રસંગ;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

ચાંદો સુહાવવા ચાંચમાં ગગને ઘૂમતા ગરુડ !
કોણે રે ચાપ ચડાવિયાં ? વીંધ્યાં વજ્જરઉર !
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

કયાં રે તપે રે ભાનુચંદ્રમા ? કયાં છે સચ્ચિદાનંદ ?
તિમિરે ભરી રે કોટિકલ્પના, વ્યર્થ વિશ્વના છંદ;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

વ્હાલાં વસ્યાં રે મારાં વેગળાં મેલી માયાના મહેલ,
આ રે કાયાકેરે કોડિયે હજી છલકાતાં તેલ;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

દવમાં બળે રે દિલનો ડુંગરો, શીળી એકે ન ટૂંક,
આવો ને કાળના વાયરા ! માગું એકાદી ફૂંક;
શાન્તિ વિના રે મારે સહુ સૂનું !

ગુજરાત

### પ્રશ્નો

૧ કાવ્યની પ્રેરણા શી છે ?

૨ મિત્રના મૃત્યુથી કવિહૃદય ઉપર થયેલી તીવ્ર અસર વર્ણવો.

૩ કાવ્યનો સાર આપો.

૪ 'મૈત્રીની જીવન ઉપર અસર' એ વિષય ઉપર વીસેક લીટીનો નિબંધ લખો.



# ભજનો

## અલખલેહ

અલખલેહ લાગી રે ! જાગીને જોયું આ ઘટમાં !
ભ્રમણા તો ભાગી રે ! સોહાગી દીઠા ઊલટમાં !

અંબાડીએ ગજરાજને ગળિયો, ઘોડાને ગળિયું જીણુ;
વજ્ર ઉપર વાડ સુકાણી એમ સમુદ્રને ગળિયું ફીણુ;
સસલો શાણો થઈને રે શારદૂલને નાંખ્યો ઘટમાં !

આંબે તો ફળ શ્રીફળ બેઠાં, કદળીએ કેરીઓની લૂંબ;
નાગરવેલે દ્રાખબીજોરાં એમ ખૂબી બની છે ખૂબ;
જગત દોહું ઘટમાં રે, દૂધ પીધું છનછટમાં !

પાવક વરસ્યા ને પથ્થર પલળ્યા, ચોદિશ થઈ ગયું પાણી;
ને પાણીમાં દેવદેવતા બૂડયા, રાયરંકને ગયું તાણી;
બ્રહ્મા, વિષ્ણુ, શંકર રે, ધુરંધર બૂડયા ઝપટમાં !

વિદુર, વ્યાસ ને શુકજી જેવા, આપે દાસકબીર;
પ્રહ્‌લાદ, સુદામા, નારદ, પુંડરીક તેણે રાખી ધારણધીર;
જીવણ ! મુક્તિ લેવા રે ગુરુગમ વિચારો મટમાં !

જીવણભગત

૨

## એક દિન જાવું છે

કંઈ કરો દયાનાં કામ, એક દિન જાવું છે !
કંઈ રટો રામનાં નામ, એક દિન જાવું છે !

આજકાલ કે માસ છ માસે, જાવું એ તો જરુર રે;
શું કીધું ? શું કરવાનું છે ? તેહ વિચારો ઉર. એક.

પાણીના રેલાની પેઠે વખત બધો વહી જાય રે;
ઈશ્વરની પ્રીતિ મેળવવા કરો જે શુભ કંઈ થાય. એક.

પેટતણું પોષણુ તો કરે છે કાગ, શુકર ને શ્વાન રે;
પરમારથ પોષીને રાખો મનુષ્યપણાનું માન. એક.

સ્વાર્થવશ રહી પોષ્યો જેણે પંડ પોતાનો હમેશ રે;
આ દુનિયામાં આવી તેણે લાવ લીધો શો લેશ? એક.

લક્ષ્મી તો છે ચંચળ, ઘડીમાં આવે ને વહી જાય રે;
પરમારથમાં ખર્ચ્યાં નાણાં એ જ અવિચળ થાય. એક.

લખપતિ લાખ થયા ને થાશે, કોઈ ન જાણે કાજ રે;
જેણે ધન ધર્માદિ ખરચ્યાં અમર રહ્યા તે આજ. એક.

મધમાખીએ ભેગું કરેલું મધ અંતે લૂંટાય રે;
કૃપણુતણું ધન મુઆ પછી તો જ્યાંત્યાં વ્યર્થ વેરાય. એક દિન જાવું છે!

અજ્ઞાત

## ૩

## તનમય તંબૂરો

તનમય તંબૂરો રે 'તું હિ, તું હિ' બોલે છે એકતાર!
પંચ તત્ત્વતું બન્યું તૂંબડું, સરજ્યું સરજનહાર;
કારણુરૂપ કરવતીએ કાપ્યું નિશ્ચે એ નિર્ધાર. તન.

વિવેકરૂપી વાંસ જ લઈને, નિર્મી તેની નાળ;
બહુ અનુભવથી કરી બેસતી, કાયમ શુભ પ્રકાશ. તન.

અનુભવરૂપી કર્યાં આંબળિયાં, ત્રિગુણરૂપી તાર;
સપ્ત ધાતુને ચરમે મઢિયું ગરજે ઝણુણુણાકાર! તન.

ધ્રૂરે શબ્દ ને થાય ગર્જના, અખંડ નાદઝણુકાર;
આ તનમાં તંબૂરો બોલે, રોમે રોમે રણુકાર! તન

સદ્દગુરુકેરી સાને સમજો, અનુભવ હોય અપાર;
ત્રિગુણાતીત વર્જેયો તેનો દેશળદિલઆધાર! તન.

દેશળભગત

૪

# વિદાયગીરી

• ૫૬ •

સાથે આવો તો સગપણ જાણીએ હો જી!
અમે વહાણે ચઢયા પ્રેમાનંદને કરી જગત બધાને જુહાર રે;
હોડી માછીડા! વહેલી હંકારજે. સાથે.
નમું જ્ઞાન, વેદાન્ત, વિચારને! જેણે માયા વિટંબના વેઠતાં રે
આપ્યાં ખીલા ને પાટીઆં વહાણનાં. સાથે.
આવો દેવ! નમું તમને નમી! તમે ખેલ રમાડી રંજાડી રે
ઘડી હોડી ને સાંધા પૂરીઆ. સાથે.
ગુરુશંકરને નમું પ્રેમથી! જેણે રેણુ, અણુ ને બ્રહ્માંડથી રે
આપ્યો ઘડીને માછીડો આ વહાણમાં. સાથે.
માડી! તમને નમન પહેલાં સર્વથી! ફેડી જાત ને કીધાં જતન રે;
દીધો અનુભવ પ્રેમસુકાનનો. સાથે.
નમું ભૂરભુવર સાતે લોકને! જેણે વિધવિધ દાખવી રંગ રે
હોડી હાંકવા દરિયો ભર્યો ભલો. સાથે.
નમન પ્રથમ ગુરુ! પિતા! પ્રેમથી! જેણે બુદ્ધિનું આપી દાન રે
દરિયો ઝેરનો અમૃતથી ભર્યો. સાથે.
નમું કાવ્યતરંગવિનોદને! કરી સુખદુઃખમાં પૂરો ભાગ રે
મીઠી રમતમાં આણ્યા આ ઠામમાં. સાથે.
નમું નમીનમી હું બેવફાઇને! જેણે રમત રમાડી અનુપ રે
દીધા મૂકી આ આનંદરેલમાં! સાથે.
પહોંચે નમન બહુબહુ શત્રને! જેણે નિત્યનિત્ય પૂર્ણ પ્રહારથી રે
ખોદ્યો અભિમાનખડક આ માર્ગનો. સાથે.
નમું દેશવિદેશવિશેષને! નમું હિન્દુ અને મુસલમાન રે!
જેણે શબ્દના દોરા વણ્યા સામટા. સાથે.

જાઓ પાછાં, નમુંનમું પ્રેમથી ! તમે નિર્ભય નામનિશાન રે,
લક્ષે ધરજો સદા ઊંચે અમતણાં. સાથે.
આજે નમું, હું નમું ગુરુ સર્વને ! જુદાં નામ ને રૂપ તમામ રે !
ભર્યો પવન અભેદ આ શઢ વિષે. સાથે.
નમું માછીડા ! હોડી હંકારી લે ! ભલે ભાગી હોડી ડૂબ્યાં સર્વ રે !
ડૂબ્યાં દરીઓ ને હોડી કહેનારમાં ! સાથે.

મણિલાલ: આત્મનિમજ્જન

# લોકગીતો

## સવાર

સૂરજ ઊગ્યો રે સરોવરિયાની પાળે કે વાણુલાં ભલાં વાયાં રે.
ભમરા ઊડે રે કેવડિયાની ડાળે કે વાણુલાં ભલાં વાયાં રે.
નાચેકૂદે કે હરણાં ઊંચી ફાળે કે વાણુલાં ભલાં વાયાં રે.
કોયલ ઝૂલે રે આંબે મંજરિયાળે કે વાણુલાં ભલાં વાયાં રે.
સૂતા ઊઠો રે લક્ષ્મીજીના કંથ ! કે વાણુલાં ભલાં વાયાં રે.
શુભ શબ્દો રે બોલે સાધુસંત કે વાણુલાં ભલાં વાયાં રે.

૨

## સાંભર્યા !

ઢોલે રમંતાં સાંભર્યા હરિ અમને રે,
મારાં મનડાં ઉદાસી થાય, શું કહીએ તમને રે ?
ઊતારા કરતાં સાંભર્યા હરિ અમને રે,
મુને મંદિર ખાવા ધાય, શું કહીએ તમને રે ? ઢોલે.
બેસણુ કરતાં સાંભર્યા હરિ અમને રે;
મારી માંચી લળીલળી જાય, શું કહીએ તમને રે ? ઢોલે.
નાવણુ કરતા સાંભર્યા હરિ અમને રે,
મારી કુંડીઓ ઢળીઢળી જાય, શું કહીએ તમને રે ? ઢોલે.

ભોજન કરતાં સાંભર્યા હરિ અમને રે;
મારા કોળીઆ ઢળીઢળી જાય, શું કહીએ તમને રે ? ઢોલે.

મુખવાસ કરતાં સાંભર્યા હરિ અમને રે;
મારી એલચી ઢળીઢળી જાય, શું કહીએ તમને રે ? ઢોલે.

પોઢણું કરતાં સાંભર્યા હરિ અમને રે,
મારી સેજડી લળીલળી જાય, શું કહીએ તમને રે ? ઢોલે.

ગુજરાતી લોકગીતો

## રાસડા

### વેણીભાઈનો રાસડો

ત્યાંથી ને વેણીભાઈબાપો ઊપડયા જો;
આવી ઊતર્યા કચેરીની માંહે જો.

કચેરીમાંહીં કબજે કીજિયા જો;
ત્યારે ને વેણીભાઈબાપો બોલિયા જો:

" કહો તો આપું કોરા ને કડકડતા જો;
કહો તો આપું લાખ બેચાર જો.''

" મારે તો લેવા છે તારા જીવડા જો;
પથ્થર મેલો એની છાતીએ જો."

પથ્થર મેલીને જીભો ખેંચીઓ જો !
જીભ ખેંચી ને જીવડા જતા રહ્યા જો !—

એવી તે વાતો રે ચાલી દેશમાં જો;
અકસ્માતે ના કરવું કાંઈ કામ જો.

વિચાર વિના તો વાંકું નિપજે જો;
બહુ જણુથી નહીં કરીએ કાંઈ વેર જો.

જુલમની વાતોથી જીવડા જતા રહ્યા જો;
એની માજીમા રુએ રે ઘેર જો.

કોઈની તે વાતો કે બાપે ના સુણી જો;
વહુજી રુએ રે એના મહેલમાં જો.
અકડાઈમાં જીવડો જતો રહ્યો જો;
વાતો રે ચાલી જી સઘળા દેશમાં જો.
પૂરણ થયો છે વેણીભાઈનો રાસડો જો.

ગુજરાતી રાસડા

## ફતેહસિંહ ગાયકવાડનો રાસડો

જનરલ કહે રાજાબહાદુરને: ચાલો વડોદરાશહેર રે;
રૈયત નાઠી જીવ લઈને, તેને લાવો ઘેર;
નસીબનો બહુ બળિયો.

જનરલે લશ્કરમાં કહાવ્યું: જોરજુલમ ના કરશો રે;
ફાંસી દેઈશું સાંભળતાંમાં તો વણખૂટે મરશો. નસીબનો.

ટોપીવાળાને તેડી કરીને રાજાબહાદુર આવે રે:
આથમણે ઊતારો આપો, લશ્કર સઘળું લાવો. નસીબનો.

મેજબાની આપી લશ્કરને, સહુને રાજી કીધા રે;
રૈયત સહુ જોવાને ચાલી, મનમાં જરા ન બીએ. નસીબનો.

જેજેકાર થયો પુરમધ્યે, સુખ સહુ પામ્યા લોક રે;
નરનારી ને બાળક સરવે આવ્યાં થોકે થોક. નસીબનો.

ગરબો ગાશે, સુણશે કાને, સદાશંકર કરે સાહ્ય રે;
ભોળી ભવાની આશા પૂરશે, ગણપતિ કરશે સાહ્ય. નસીબનો.

ગુજરાતી રાસડા

### પ્રશ્નો

૧ ભજન, લોકગીત અને રાસડાની વ્યાખ્યા આપો.
૨ 'અલખલેહ,' 'એક દિન જાવું છે,' 'તનમય તંબૂરો' અને 'વિદાયગીરી' એ ભજનોના પ્રસંગો વર્ણવો.
૩ ઉપરના પ્રત્યેક ભજનનો મધ્યસ્થ વિચાર જણાવો.
૪ ઉપરના ચાર ભજનોમાંથી તમને ગમ્યાં હોય તે ગમે તે બેના ઉપર વિવેચન કરો.

# પુનરાવર્તન

## પ્રશ્નાવલિ

૧ પદ્યવિભાગના જૂનાનવા કવિઓની ઐતિહાસિક વર્ષોના અનુક્રમમાં એક યાદી કરો અને તેમનાં કાવ્યોનાં નામો લખો.

૨ જૂના કવિઓના કાવ્યવિષયોની એક યાદી તૈયાર કરો.

૩ નવીન કવિઓના કાવ્યવિષયોની એક યાદી તૈયાર કરો.

૪ જૂની કવિતામાં પ્રતિબિંબિત ગુજરાતી લોકજીવનનાં શબ્દચિત્રો આલેખો.

૫ નવીન કવિઓના કાવ્યવિષયો તેમના પૂર્વકવિઓ અને કાવ્યવિષયોથી શાથી જુદા પડે છે ?

૬ નવીન કવિઓ હાલ કયાકયા વિષયોને પોતાની કવિતાના વિષયો બનાવે છે ?

૭ નવીન કવિઓએ આપણા લોકજીવનમાં વ્યાપેલી ક્રાંતિનું દર્શન કરાવ્યું છે ? ક્યાં ? ખાસ કરીને આ પદ્યવિભાગના કયાકયા કવિઓએ તે કરાવ્યું છે ?

૮ જૂની કવિતાની ગુજરાતી ભાષા અને નવીન કવિતાની ગુજરાતી ભાષા વચ્ચે તમને કંઈ ભેદ લાગે છે ? ખાસ કરીને શો ભેદ જણાય છે ?

૯ જૂનીનવી કવિતાનાં સ્વરૂપનાં ખીલેલાં વિવિધ અંગો આ પદ્યવિભાગમાં તમને કયાંકયાં જણાયાં છે ?

૧૦ પદ્યવિભાગમાંથી પચાસ લીટીઓ જૂની કવિતાની અને પચાસ નવીન કવિતાની–તમને ગમી હોય તે–ઊતારો.



# ગદ્યવિભાગ

## નર્મદાશંકર દવે

[ વિ. સં. ૧૮૮૯–૧૯૪૨ : ઇ. સ. ૧૮૩૩–૧૮૮૬ ]

[ ગુજરાતી ગદ્યનો ઈતિહાસ જોતાં જણાય છે કે નર્મદના પહેલાંનું ગદ્ય બહુ જ થોડું ને અણવિકસ્યું હતું. ગુજરાતી ગદ્યની સારી એવી ઉત્પત્તિ તો દેશમાં અંગ્રેજી યુગ પ્રવર્ત્યો ત્યારથી થઈ એમ કહી શકાય. નર્મદ સાથે અન્ય ગુજરાતી લેખકોએ ગદ્ય લખવા માંડયું. પણ જેટલી સફળતા નર્મદને એમાં મળી છે તેટલી બીજા કોઈને નથી મળી. ખરી રીતે ગુજરાતી ગદ્યના પિતા તો નર્મદાશંકરને જ ગણવા જોઇએ.]

[ જીવનપરિચય માટે જુઓ આ પુસ્તક પૃષ્ઠ ૫૨ ]

### ભારતનું ગૌરવ

અસલ કોણ રાજાઓ હતા ? હિન્દુ રાજાઓ જ. તે વેળા દેશની સ્થિતિ કેવી હતી ? દેશ તાજો હતો, લોકો સુખી હતા, બ્રાહ્મણો ધર્મોપદેશ અને ગ્રંથો કરતા, ક્ષત્રિયો શૂરા હતા, વૈશ્યો મોટા વ્યાપાર ચલાવતા અને શૂદ્રો મન દઈ સેવા કરતા. બ્રાહ્મણ વગેરે એકેકું કામ પોતાને માથે લઈ હોંસથી દેશનો ઉત્કર્ષ કરતા હતા. તેઓ દેશાટન કરતા. નવા દેશની વસ્તુઓ, નવા રિવાજ, વિલક્ષણ વિચારો લઈ આવી એઓથી સ્વદેશને શણગારતા. રાજા રાજ્યનીતિમાં કુશળ થઈ રૈયતના હકમાં સુખ કરતા. ટૂંકમાં, રાજા રૈયત પરસ્પર એકબીજાનો ધર્મ જાણી વર્તતા, વિદ્વાનોને પોષતા. લોકમાં સદાચાર હતા. માતાઓ ભણેલી હતી. ન્યાયપ્રતિબંધ થોડા હતા. રાજાઓ, વિદ્વાનો, હુન્નરીઓ, પુરુષસ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો પોતાના કામમાં યશ મેળવવા સ્પર્ધા કરતાં. એ સર્વ હમણાં ક્યાં બળી ગયું છે ?

રાજામનુને હજુ સંભારો. મહર્ષિઓના ચિરંજીવ ગ્રંથોનાં અવલોકન કરો. વેદાન્તશાસ્ત્ર અને કર્મમાર્ગમાં વ્યાસ અને જૈમિનિએ ખૂબ બુદ્ધિ પહોંચાડી છે. પતંજલિ અને ન્યાયશાસ્ત્રીઓ, તેમ પાણિનિ વગેરે વૈયાકરણોએ ઘણા શ્રમ લઈ ગ્રંથો રચ્યા છે. શ્રુતિ અને તે પર સાયણાચાર્યા-

હિનાં ભાષ્યો અને સ્મૃતિઓ તથા પુરાણો, હિન્દુધર્મ, હિન્દુભાષા અને હિન્દુસ્તાનને દીપાવે છે.

વાલ્મીકિ અને વ્યાસનાં કરેલાં રામાયણ અને મહાભારત પશ્ચિમના લોકો આતુરતાથી ભણે છે. ઉજ્જનનગરીના વિક્રમ, પ્રતિષ્ઠાનના શાલિવાહન અને ધારાનગરના ભોજ, એઓનાં રાજ્યો પરદુઃખભંજન કહેવાયાં. એઓના વખતમાં વિદ્યા અને હુન્નરોએ સારાં રૂપો લીધાં. ભવ્ય દેવળો વગેરે ઈમારતોની ઊમદા બાંધણીમાં અને તેમાં નકસી કરવામાં સલાટોએ થોડો કિસબ જણાવ્યો નથી. એ કિસબ જોવાને યુરોપના વિદ્વાનો તડકા સહન કરી ગુફાઓમાં ભમે છે ને ત્યાંના શીલાલેખો જર્મન પંડિતો ઊકેલે છે. કાવ્ય, અલંકાર, શબ્દશાસ્ત્ર વગેરેમાં કાલિદાસ, ધન્વન્તરી, ક્ષપણક, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, વરાહમિહિર, અને વરરુચિ એઓએ, નવરત્ન એ ઉપનામે રાજાભોજની કચેરી શોભાવી છે. રે! તમારો મોટો જ્યોતિષી ભાસ્કરાચાર્ય, હિંદનું નામ રાખી આખી પૃથ્વીમાં દીવાજેવો પ્રકાશે છે. ગૌતમ, શંકર, વલ્લભાદિ મહાપુરુષો ધર્મબોધ કરવાની કીર્તિ મેળવી ગયા છે. પરશુરામ, રામ, અર્જુન, ચંદ્રગુપ્ત, પૃથુરાજ અને શિવાજી વગેરે લડાઈમાં શૂરા કહેવડાવી ગયા છે. આ વિષય બંધ કરવાને મારું મન થતું નથી, પણ આટલી સૂચનાથી આપણી હમણાંની અવસ્થામાં કેટલી ન્યૂનતા છે એ સહજ માલૂમ પડશે.

## ૨

## હિન્દુઓને ઉદ્‌બોધન

ઓ હિન્દુઓ! તમે કોઈ દિવસ મંડળીમાં મળી એકમત થવાને વિચાર નથી કીધો. તમે સુધારાના કામમાં આગળ નથી પડયા. તમે દેશને, રોજગારે ને કારખાનાંએ પ્રખ્યાત કરવાનું સ્વપનામાં પણ ધાર્યું નથી. તમે અટકે કેમ અટકી રહ્યા છો? દેશમાં ભાજીરોટલા મળે તે સારું, પણ પરદેશમાં લાખ મળે તે ખોટા, એમ બોલી સંતોષે કાં રહો છો? તમારો દેશ એ તો તમારું ઝૂંપડું ને તમારું કુળ. એ છોડવાની હિંમત ધરી પરદેશ જઈ સન્માર્ગે વિદ્યા, ધન, યશ મેળવી આવી પછી દેશમાં ઊતરતી વયે

ચેનમાં દિવસ ગૂજારો. થવાનું તે થશે, દેશમાં ખાઇપીને મોજ કરીએ છીએ એમ બાયલાના બોલ કાઢીને જ દુશ્મનોને લગારે હઠાવ્યા વિના પાછાં પગલાં તમે કર્યાં છે. તમારો માણસરૂપે શો હક્ક છે? એકબીજા સાથે, સ્ત્રીબાળક સાથે, સગાંનાતીલાં સાથે ચાલવાની પરસ્પર શી રીત છે? સ્વતંત્રતા શી વસ્તુ છે? રાજ્યકારભાર એટલે શું? સુધારો તે શું? તમારા ઉપર હાલની સરકારનો શો હક્ક છે ને શી રહેમ છે? અગાઉની સરકારનો શો હતો ને શી હતી ને શું જોઇએ? એ બધી વાતોમાં તમે કેવળ વિચાર-શૂન્ય છો.

હવે રાજાઓની વાત છોડી દો. સર્વ મહાજનો વિદ્યાજ્ઞાનમાં સારા માહિત થાઓ. છોકરા અને છોકરીઓને નિશાળે મૂકી ભણાવો. કંપનીએ વેપાર કરો. તમારી રહેવાની સ્થિતિમાં ફેરફાર કરો. રસ્તા ચોખ્ખા કરાવો. વ્યસનોથી દૂર રહો. ખેડુતો હાલ ઘણા અજ્ઞાન છે. તેઓએ વિદ્યા શીખી ભૂમિસંબંધી રસાયનશાસ્ત્ર જાણી ખેતીના કામમાં સુધારો કરવો જોઇએ. યાંત્રિક બળ હસ્તબળ કરતાં ઘણું જ વધારે છે. અસલ થોડા જ લોકો પુસ્તકો વાંચતા અને હમણાં ગરીબપૈસાદાર સર્વે થોડી કીંમતે ચોપડીઓ ખરીદ કરી વાંચે છે. છાપયંત્ર ઠામઠામ દાખલ કરો. જોતા જાઓ વિદ્યાનાં ફળો વિલાયતમાં કેવાં થાય છે! અહીં નામાઠામા ને તોલબારદાન અને ચીન-વિલાયતની હુંડીઓના હિસાબ જાણ્યા અને રૂપીઆ ૧૫૦) નું વર્ષાણુ લાવતા થયા કે પાર પડયા એમ આપણે સમજીએ છીએ. પૂરું ગુજરાતી પણ જાણતા નથી! યુરોપ અને અમેરિકામાં આપણી દેશભાષા જે સંસ્કૃત તેના વેદ, ભાષ્યો તથા કાવ્યો વગેરે ગ્રંથોનું, ઉલ્લાસ લાવી અવલોકન કરવાને તથા શબ્દશાસ્ત્રમાં શોધ કરવાને મોટામોટા ત્યાંના પંડિતો અહોનિશ મહેનત લે છે. સંસ્કૃત શીખવાને ત્યાં મોટીમોટી પાઠશાળાઓ છે. પણ હિંદુસ્તાન જ્યાં સંસ્કૃત ભાષાનો સઘળો વિકાસ થયો ત્યાં એક પણ એવી પાઠશાળા દેખાડશો? આપણી સર્વ વિદ્યા મૂળ સંસ્કૃતમાં, તેને પ્રાકૃતમાં ઉતારવાને પણ હજી કેટલા બહાદુરો બહાર પડયા છે?

તમે શરીરે નબળા નથી. બુદ્ધિએ બલવત્તર છો. તમે અસલ પ્રખ્યાત દેશના જન છો, છેક નઠારી અવસ્થામાં નથી ને કેમ પોકારો છો

કે નસીબમાં હશે તે થશે? જ્યારે એકએક માણસ છાતી તોડી કામ કરી આ સંસાર લડાઈનું ઠેકાણું છે એમ સમજી દેશને સારુ પોતપોતાની ફરજો બજાવશે ત્યારે દેશનો જયજયકાર થશે. શી તમારી તબિયત છે ભાઈઓ, કે ફલાણી રસમ નઠારી છે એમ જાણો છો તે છોડયાથી ધર્મબાધ નથી આવતો એવું સમજો છો તો પણ સંપ કરી તે કાઢી નાંખવાને મહેનત નથી લેતા? મંડળીઓ મધ્યેના નિબંધીઓને હસી કાઢો છો ને જ્યારે સરકાર કાયદા કાઢી તે ચાલ કઢાવે છે ત્યારે જખ મારીને કબૂલ કરો છો. એમાં આબરૂ આપણી, ભાઈઓ? પુનર્વિવાહ સંબંધી કલકત્તે કાયદો પસાર થયો તે સૌને જાણીતું હશે જ. માટે સંપ બાંધી નઠારા ચાલો તોડી નાંખો. પોતાનું ઘર, પોતાની આબરૂ, એને વાસ્તે સૌ કરે, પણ દેશના લાભમાં કંઈ ધ્યાન દોડાવવું એવી ઇચ્છા કરવી તો થોડાની જ; પણ એ સૌની થાઓ. અસ્તુ! બાળક છોકરાઓનો વિવાહ કરી બંધનમાં રાખો છો; પંદર વર્ષનો થશે કે ગૃહસ્થાશ્રમ લઈ દોડશે. હવે એ છોકરા શો વિદ્યાભ્યાસ કરે ને પૈસા કમાય? સ્ત્રીને શું સુખ કરી પોતે પામે? શું શોધ કરે ને શું નામ કરે? વીસ વર્ષની અંદર તો ઓછામાં ઓછાં બે છોકરાંથી વીંટળાયલા ન હોય! શું દેશનું અભિમાન રાખે? કયા અનુભવ ઉપરથી તે અર્થે કંઈ પણ કામ કરે? ઘરને જંજાળમાંથી પતે ત્યારે ને?

નાખુશ છું કે જુવાન, સમજેલ, તેઓ પણ જાણી જોઈને ખાડામાં પડયા છે ને પડે છે. રે ન પડે! નાત જમાડી, વરા, ફુલેકાં, વરઘોડા, બડવા, સાબેલા, સરઘસ, નાચરંગમાં ફૂલાઈફૂલાઈ પૈસો ઊરાડી દો છો તે તમને ઘડપણે સાલશે. એ નાણાંમાંથી અડધાં ધર્મશાળાઓ, મુસાફરીનાં મકાનો, તરસ્યાંને માટે કૂવા, વાવ, તળાવ, થાકયાંને માટે ચોતરાઓ એ સર્વ બાંધવામાં, આંધળાંલૂલાં વગેરે ગરીબ નિરાશ્રિતને ધર્મ કરવામાં તથા તેઓને કામે લગાડવામાં, બાળકોને સારુ મક્તબો તથા લોકોને વાસ્તે કિતાબખાનાં અને દવાખાનાં વગેરે કાઢવામાં નાંખ્યાં તો દેશમાં કેટલું પુણ્ય અને સુખ થાય? અને કીર્તિ કેવી સ્થિર રહે!

કહ્યું છે કે પ્રાણીમાત્રના જીવતરનો, પૈસાનો, જુવાનીનો, છોકરાનો, બૈરીનો, કોઈનો ભરોંસો નથી; આજ છે ને કાલે નહિ, પણ ધર્મ અને

કીર્તિ અને એ તો સ્થિર રહેવાનાં. માણસ મરી જાય છે પણ તેનાં સુકૃત્યો વિસરાતાં નથી.

રે ! તમે સુધારાનું નામ સાંભળી આધા જાઓ છો, સ્વધર્મ પાળીએ છેએ એમ કહો છો, પણ વાસ્તવિક જોતાં ધર્માભિમાન પણ કોઈનામાં હું જોતો નથી. પરોપકારને મોટો ધર્મ જાણો. સર્વશાસ્ત્રનો સિદ્ધાંત એવો છે કે વિશ્વાસઘાતસરખું મોટું પાપ નથી અને પરોપકારજેવું બીજું મોટું પુણ્ય નથી. વહેમો, કવિઓના અલંકારો, પુરાણોની પરસ્પર વિરુદ્ધતા અને સર્વ પંથોમાંહેના મતીઆઓની જીદ એ સૌને ધર્મ ગણો છો, ને ખરો ધર્મ તે શું છે તે ઉપર કોઈ ધ્યાન આપતું નથી. માટે તે સર્વેને તાવી કાઢી શુદ્ધ ઘૃત જે ધર્મતત્ત્વ તેની શોધમાં રહો. વહેમી અને દુઃખ દેતાં ભૂત, પિશાચ, પ્રેત વગેરેના વિચારો માટે સાવધ રહેતા જાઓ. કવિઓના અલંકારને ખરા ન માનો. કવિઓનું લક્ષણ જ છે કે નાની વાતને વિસ્તાર કરી બતાવવી કે તુરત મનમાં પેસે. निरंकुशाः कवयः—કવિઓ અંકુશ વગરના હોય છે. ધીમેધીમે નઠારા ચાલ કાઢી નાંખતા જાઓ ને તેને બદલે તમારાં વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિ જેની સૂચના કરે તેતે વાતો દેશમાં ઊભી કરો.

હિંમત ! હિંમત ! હિંમત ધરો. જેની પાસ સાધન ન હોય તેને સધળી વાર લાગે, પણ તમારી પાસે રસાળ જમીન છે, અમૂલ્ય ખાણો છે, જે જોઇએ તે તમારી પાસે છે. વિદ્યા અને શ્રમ પણ તમારા જ હાથમાં છે. ત્યારે કહો ભાઈ, હવે શા માટે ન મંડી પડીએ ? દેખતી આંખે, કુમળી ચામડીએ અને નાજુક ડિલે, દુઃખના બળાપા શા સારુ સહન કરીએ ? આવો, આપણે રણમાં શ્રમ અને બુદ્ધિની તરવાર ઊછાળીએ ! ગરમ લોહી વહેતે મરવું બહેતર છે–શરીરને દુઃખ ન ખમવું પડે ને મુક્તિપદ પામીએ.

હે પ્રભુ ! અમે હિન્દુઓ લાચાર થઈ ગયા છીએ. અમારી તરફ જો, સન્માર્ગે ચાલવાની બુદ્ધિ આપ, તારે વિષે અમારું ચિત્ત રહે એમ કર અને હિંદુસ્તાન દેશમાં દશે દિશાએથી, હું મારા સ્વદેશીનું સારું કરીશ, હું મારા દેશને માટે જાન આપીશ, એવાં રૂડાં અને શુભ વેણો નીકળે એવો સમય જલદીથી આણ !

નર્મગદ્ય

## પ્રશ્નો

૧ ભારતના પ્રાચીન ગૌરવ વિષે નર્મદ શું કહે છે ?

૨ ભારતનું ગૌરવ વધારનાર ભારતના કયાકયા મહાપુરુષોનો નર્મદ ઉલ્લેખ કરે છે ? આમાંના પ્રત્યેક વિષે તમે જે જાણતા હો તે ટૂંકાણથી લખો.

૩ હિન્દુઓને નર્મદ કયાંકયાં સંબોધનોથી સંબોધી જાગ્રત થવા માટે શૂર ચઢાવે છે ?

૪ હિન્દુઓ ભૂતકાળમાં કેવા હતા ? પ્રજાએ પોતાના ભૂતકાળને કેટલે અંશે પૂજવો ?

૫ હિન્દુઓની પડતી થયાનાં કારણો આપો.

૬ હિન્દુઓને નર્મદ કયા અવગુણો ત્યાગવાનું ને કયા ગુણોનું ગ્રહણ કરવાનું કહે છે ?

૭ 'હિન્દુઓની ઉન્નતિના માર્ગ' એ વિષય ઉપર એક ટૂંકો નિબંધ લખો.



# ગોવર્ધનરામ ત્રિપાઠી

[ વિ. સં. ૧૯૧૧–૧૯૬૩ : ઇ. સ. ૧૮૫૫–૧૯૦૭ ]

[ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, નડીઆદના રહીશ, મુંબઈના સુપ્રસિદ્ધ વકીલ, પ્રથમ પંક્તિના સાક્ષર, નવલકથાકાર ને ત્યાગપ્રિય મહાપુરુષ હતા. સરસ્વતીચંદ્રના ચાર ભાગમાં લખાયેલી એમની નવલકથા ગુજરાતીઓમાં રસથી વંચાય છે. એણે ઊગતા લેખકો અને સમાજ ઉપર સબળ ને સ્થાયી અસર કરી છે.

નિશ્ચયાત્મક બુદ્ધિથી કર્તવ્ય કરનાર એ સાક્ષર ૧૯૦૧ માં વકીલાતનો ધીકતો ધંધો નિશ્ચયાત્મક બુદ્ધિથી બંધ કરી સાહિત્યસેવાર્થ નિવૃત્ત થયા હતા. ૧૯૦૫ માં પોતાની પ્રિય પુત્રીના સંભારણામાં ‘ લીલાવતીજીવનકલા ’ લખી. એ જ વર્ષમાં પ્રથમ ગુજરાતી સાહિત્ય પરિષદના એ પ્રમુખ ચૂંટાયા તેનું વ્યાખ્યાન તથા ‘ દયારામનો અક્ષરદેહ ’ એમણે લખ્યાં હતાં. આજીવનાન્ત સાહિત્યલેખનમાં રોકાતા ને ચિન્તન કરતા એ ૧૯૦૭ માં સ્વર્ગવાસી થયા હતા.

**ગોવર્ધનરામના ગ્રંથો**

સરસ્વતીચંદ્ર ભાગ ૧–૪, સાક્ષરજીવન, લીલાવતીજીવનકલા, દયારામનો અક્ષરદેહ ને નવલજીવન ( નવગ્રંથાવલિમાં ). આ ઉપરાંત બીજા સંખ્યાબંધ ગુજરાતી અને અંગ્રેજી લેખો તથા સ્નેહમુદ્રા ( કાવ્યસંગ્રહ ).]

## ગોષ્ઠીવિનોદ

મધુમક્ષિકાના સોંપેલા રાજકુમારને રાજાએ પોતાની આંગળીએ લીધો અને પ્રધાનને તેડવા મોકલી રાજા બાળકની સાથે ગોષ્ઠીવિનોદ કરી તેની પરીક્ષા કરવા લાગ્યો.

“ કુમાર, હવે માતાજી વિના તમને ગમશે કે ? ”

મણિરાજ : “ માતાજી વિના તો નહીં ગમે, પણ આપને માતાજી વિના રહેવું પડે છે તેમ અમે પણ રહીશું. ”

મધુમક્ષિકા : “ મહારાજ, એ ઉત્તરમાં કાંઈ બાકી રાખ્યું નથી. આપ અને માતાજી ઉભય પ્રતિ આ ઉત્તર સધર્મ છે. સર્વ ધર્મ જાળવી બાળકે બાળભાષામાં આપેલો ઉત્તર જ કહી આપે છે કે મોટપણે એ રત્નનગરીના રાજાઓનું ધર્મવૈચિત્ર્ય જાળવશે. ”

મલ્લરાજ : [પ્રસન્નમુખે બાળકનો હાથ ઝાલી] "અમારે તો રાજ્ય કરવું પડે છે–તમે શું કરશો?

મણિરાજ : "આપ રાજ્ય કરો ત્યારે દેખાડી દેવાની કૃપા કરજો કે રાજ્ય આમ થાય. આપની સાથે રહીશું, આપ દેખાડશો તે દેખીશું ને આપ કહેશો તે કરીશું."

મધુમક્ષિકા : "મહારાજ, બાળકે તો રાજવિદ્યાનું માગણું માગી લીધું તે આપવું એ હવે આપના અધિકારની વાત."

બાળકે હાથ ઊંચો કરી દાસીનું મુખ દાબ્યું: "મધમાખ, અમે રાજાજી જોડે વાત કરીએ તેમાં વચ્ચે ગણગણવાનું તને કોણે કહ્યું છે?– તારે અમારી વાતમાં બોલવું નહીં."

મધુમક્ષિકા નીચી વળી કુમારને છાતી સરસો દાબવા લાગી અને તેમ કરતાંકરતાં એની આંખમાં આંસુ ભરાયાં. તેને દાબતીદાબતી છોડી દેતી તે બોલી: "ઘણું જીવો, કુમાર!—મહારાજ! પ્રભાતનો સૂર્ય ઊગતો-ઊગતો તિમિરને આઘું ધક્કેલે તેમ આપની પાસે આવતા ઊગતા રાજકુમાર, રાજવિદ્યાનો આરંભ કરતા પહેલાં આજથી જ, મજજેવાંનો અધિકાર બંધ કરે છે ને કહે છે કે મારી પાસે अबला प्रबला નહીં થાય."

મણિરાજ : "મધમાખ, હજી તું ગણગણતી રહેતી નથી ને કહ્યું કરતી નથી."

મધુમક્ષિકા : "તે આપ મને શું કરશો?"

મણિરાજ પિતાભણી જોઈ બોલ્યો: "મહારાજ, માતાજીએ કહ્યું છે કે અવળે રસ્તે ચાલે તેને રાજાજી શિક્ષા કરે માટે હવે આપ જાણો!"

મધુમક્ષિકા : [હસી પડી] "ત્યારે આપનું બળ તો થઈ રહ્યું કે?"

મણિરાજ : "હું તારી સાથે બોલીશ નહીં."

મધુમક્ષિકા : "મહારાજ, બાળકે આજ્ઞા કરવી જાણી, આજ્ઞાભંગની અસહિષ્ણુતા બતાવી, આપે કરવાની શિક્ષા આપને સોંપી, અને સ્ત્રીજાતિને બાળકે કરવા જેવી શિક્ષા મને કરી–મારી સાથે અબોલા લીધા! મહારાજ, રાજસ્વભાવના વૃક્ષનો અંતર્ભાવ આ બાલકબીજમાં હતો તે બીજના અંકુર આજ આપરૂપી સૂર્યના તેજની પાસે ફૂટવા લાગે છે."

મણિરાજ: “મહારાજ, મારી વાત આપને કહી દીધી; ગમે તો આ મધમાખને ઊરાડી મૂકો અને ગમે તો તેને ગણગણતી રોકો. મને આજ આપની સાથે વાતો કરવાનું મન થયું છે તે આની વાત જરી ગમતી નથી.”

મધુમક્ષિકા: “કુમાર, આપ જાતે જ મને કાઢી મૂકો તો હું તરત જાઉં.”

મણિરાજ: “હું કાંઈ તને કાઢી મૂકતો નથી. તારા મધપુડામાં ભરાઈ જા ને ગણગણીશ નહીં એટલે થયું.”

મધુમક્ષિકા: “લો, ત્યારે હું આ છાની રહી.”

મણિરાજ: “હવે ઠીક.”

સૌ બોલતાં બંધ રહ્યાં. કુમાર મધુમક્ષિકા ભણી જોઈ રહ્યો, તો યે એ બોલી નહીં.

મણિરાજ: “મધમાખ, બોલતી કેમ નથી?”

મધુમક્ષિકા બોલી નહીં. હસતીહસતી જોઈ રહી.

મણિરાજ: “કેમ બોલતી નથી?”

મલ્લરાજ: “તમે બોલવાની ના કહી તે બોલે?”

મણિરાજ: “હું બોલાવું ત્યારે તો બોલે.”

મલ્લરાજ: “તમારે એની પાસે શું બોલાવવું છે?”

મણિરાજ: “માતાજીએ કહાવેલું બધું એણે આપને કહ્યું, પણ કાલ રાત્રે રાણીજીએ ને મધમાખે પોતે મને કહેલું હતું તે આજ કહેતી નથી.”

મલ્લરાજ: “શું કહ્યું હતું?”

મણિરાજ: “એ વાત મધમાખ કહે.”

મધુમક્ષિકા: “હું તો ભૂલી ગઈ છું.”

મણિરાજ: “ભૂ...લી...જા...ય! બોલી દે–રાણીજી રોજ તને જુઠી કહે છે.”

મધુમક્ષિકા: “એ તો એમનું જુઠું ખાઉં માટે જુઠી કહે છે.”

મણિરાજ: “વારુ. બોલ તો ખરી!”

મધુમક્ષિકા : "શું બોલું ? જરા સંભારી આપો તો બોલું !"

મણિરાજ : "પેલું—લાકડાના ઘોડાને ઠેકાણે ખરો ઘોડો ને એવું બધું."

મધુમક્ષિકા હસવા લાગી : "હા, હા, મહારાજ, કુમારને આપની પાસે બોલી કરી આણેલા છે."

મણિરાજ : "તે બોલી શી તે કહે ને."

જરાશંકર એટલામાં આવ્યો અને પાસે બેઠો. કુમારને ખોળામાં લીધો.

જરાશંકર : "મહારાજ, કુમારશ્રીને શું પૂછવા માંડયું છે ?"

મહારાજ : "કુમાર આજથી માતાજીનું મંદિર છોડી આપણી પાસે આવ્યા છે તે બોલી કરીને આવ્યા છે ?"

જરાશંકર : "હેં કુમાર ! શી બોલી છે ?"

મણિરાજ : "આજથી મારા લાકડાના ઘોડાને ઠેકાણે હવે મને ખરો ઘોડો આપવાનો."

જરાશંકર : "બીજું કાંઈ ?"

મણિરાજ : "હવે મારે રમવાનું મૂકી દઈ ઘોડે ચઢવાનુ, પટા રમતાં શીખવાનું, ને બૈરાંને મૂકી મહારાજની અને પ્રધાનજીની સાથે ફરવાનું ને દરબાર ભરાય તેમાં આવવાનું."

જરાશંકર : "કેમ મધુમક્ષિકા, આવી બોલી કરી છે ?"

મધુમક્ષિકા : "હા જી."

મણિરાજ : "હવે હું મહારાજની સાથે જમવાનો."

જરાશંકર : "એમાં તો મહારાજની આજ્ઞા જોઈ એ."

મણિરાજ : "તે તમે અપાવો કે મધમાખ અપાવે. હું નહીં માગું."

જરાશંકર : "પિતાજી પાસે તો માગવી પડે."

મણિરાજ : "માતાજીએ કહ્યું છે કે ક્ષત્રિયો માગે નહીં."

જરાશંકર : "ત્યારે જોઈતું હોય તે શી રીતે મેળવે ?"

મણિરાજ : "જાતે મેળવે, બળે મેળવે."

જરાશંકર : "ત્યારે આપ પણ તેમ મેળવો."

મણિરાજ : "મેં બોલી કરી છે તે મધમાખ નહીં અપાવે તો એના ઉપર રીસાઈશ એટલે એ એની મેળે અપાવશે."

મધુમક્ષિકા : "કુમાર, મારે તો આપની પાસેથી હવે જવાનું."

મણિરાજ : "જાય ક્યાં? બોલી પાળ્યા વગર તો બારણા વચ્ચે ઊભો રહી રોકું."

જરાશંકર : "કુમાર, હવે તમારી બોલી મહારાજ પાળશે."

મણિરાજ : "મહારાજ આપને આજ્ઞા કરે તો બોલી પળાઇ સમજું."

જરાશંકર : "તે આજ્ઞા કરી જ સમજો."

મણિરાજે મલ્લરાજ સામું જોયું. મલ્લરાજને હસવું આવ્યું.

મણિરાજ : "રાણીજીએ કહ્યું છે કે આપની આજ્ઞા વગર કોઇથી ચલાય નહીં ને પ્રધાનજી આમ કેમ પોતાની મેળે કહે છે?"

મલ્લરાજ : "એમને જ પૂછો."

જરાશંકર : "કુમાર, મહારાજ પ્રસન્ન થાય ત્યારે એમની આજ્ઞા થઈ સમજવી."

મણિરાજ : "ત્યારે અમે પણ એમને પ્રસન્ન જ કરીશું એટલે અમારી મરજી પ્રમાણે થશે."

જરાશંકર : "એમ જ."

મધુમક્ષિકા : "મહારાજ, કુમાર સોંપી હું રજા લઉં છું."

મણિરાજ : "મધમાખ, માતાજીએ કહ્યું છે કે રાજાએ અને કુમારોએ સેવકોની ચાકરી જાણવી; માટે ઊભી રહે."

સૌ જોઈ રહ્યાં.

મણિરાજ : "મહારાજ, આપની આજ્ઞા હોય તો મારાં રમકડાં મધમાખના દીકરાને આપવાનાં છે તે હું માતાજીને મંદિરે જઇને એને આપું."

મલ્લરાજ પુત્રની કૃતજ્ઞતાથી પ્રસન્ન થયો અને તેને ખોળામાં લઈ બોલ્યો, "કુમાર, માતાજીએ જેજે કહ્યું છે તે સરત રાખજો ને એમને મંદિરે જઈ મધમાખને ખુશ કરો. મધુમક્ષિકા, કુમારને વાસ્તે યોગ્ય વ્યવસ્થા કરતા સુધી માતાજીની પાસે જ થોડા દિવસ રાખજે ને હું બોલાવું એટલે લાવજે."

મણિરાજ : "મહારાજ, હું હવે રમકડે રમવાનો નહીં."

મલ્લરાજ હસીને બોલ્યા: “ના, કુમાર નહીં. હવે તમારે બેસવાને ઘોડો ને રમવાના પટા ને બાણુ આવશે–પ્રધાનજી સત્વર મોકલાવશે.”

મણિરાજ : “તે શીખવશે કોણુ?”

મલ્લરાજ : “તે પણુ આવશે.”

મણિરાજ : “મને આપ ક્યારે બોલાવશો?”

મલ્લરાજ : “સાંજે કિલ્લો જોવા લઈ જઈશું.”

મણિરાજ : “હા! મધમાખ, હવે ચાલને ઘેર જઈ તારા દીકરાને લાવ તે હું તેને રમકડાં આપી દઉં.”

મધુમક્ષિકા : “મને આપજો એટલે હું એને આપીશ.”

મણિરાજ : “ના, તું તો ઘરમાં રાખી મૂકે ને તારા દીકરાને આપે નહીં. એ તો હું જ એને આપીશ તે મારી પાસે લાવજે, ને જો, પાછાં એની પાસેથી ખૂંચી લીધાં તો જોજે તારી વલે.”

મધુમક્ષિકા : “એમ કરજો. ચાલો, હવે મહારાજની રજા લેઇએ.”

મણિરાજ : “એક બોલી તું કરે તે વગર હું આવવાનો નથી.”

મધુમક્ષિકા : “શી બોલી?”

મણિરાજ: “ભરતે સિંહના દાંત ગણવા માંડયા ને શકુંતલા આવી ત્યારે ભરતને મૂકી રાજા સાથે એ વાતો કરવા મંડી ગઈ ને ભરતને ન બોલાવે શકુંતલા ને ન બોલાવે દુષ્યંત!”

મધુમક્ષિકા: “તેનું આજ શું છે?”

મણિરાજ: “રાણીજીને તારે કહેવું કે મારે આમ ભરતના જેવું ન થાય. મારી સાથે તો આખો દહાડો ને રાત ભરતની ને લવકુશની વાતો કર્યા કરે તો આવું.”

સૌ હસી પડયાં.

મધુમક્ષિકા: “તે રાણીજી કાંઈ મારા હાથમાં? આપ એમને કહેજો.”

મણિરાજ: “હું આવ્યો ત્યારે રાજાજી તારા હાથમાં ખરા ને હવે જતી વખત રાણીજી નહીં? આવ્યો ત્યારે કેમ બોલી કરી હતી?–જા નહીં આવું તારી સાથે.”

સર્વ હસી પડયાં.

મલ્લરાજ: " કુમાર, જાઓ, રાણીજીને કહેજો."

મણિરાજ: " હું રાણીજી પાસે માગવાનો નહીં. અમે રાજકુમારો તો બળે કરી લઈએ–તે આવો તાલ નહીં ચૂકું. આપ દુષ્યંતરાજા જેવું કરશો તો મને નહીં ગમે. મારી સાથે તો વાતો કર્યા કરશો તો મને ગમશે."

રાજાપ્રધાન ફરી હસી પડયા. મધુમક્ષિકા મોં મલકાવી શરમાઈ ગઈ.

મધુમક્ષિકા: " કુમાર બોલી કરી બાંધશે, માગવાના નહીં. ચાલો ત્યારે એમ કરીશું."

મણિરાજ: જોજે હાં! ફરી જઈશ તો પછી જોજે. હું ખુશ નહીં રહું ને તને કાયર કરીશ."

એ બે જણ વાતો કરતાંકરતાં ગયાં. તેમની પાછળ રાજાની દષ્ટિ ગઈ. કુમાર આગળ ચાલી ધાત્રીને હાથ ઝાલી ખેંચતો હતો અને ઊતાવળી ચલાવતો હતો. એ બે અદશ્ય થતાં રાજાની દષ્ટિ પાછી વળી. સૂર્યમાંથી કિરણ ફૂટે તેમ રાજાના મુખસૂર્યમાંથી પુત્રાભિમાનનો આનંદ ભભૂકતો હતો.

રાજાને રાજકુમાર પાછળ જોતો જોઈ પ્રધાન આનંદથી મનમાં બોલ્યો:

" પુત્રદર્શનનો આનન્દ ઓર જ છે!"

**સરસ્વતીચંદ્ર: ભાગ ૩**

### પ્રશ્નો

૧ ગોષ્ઠીવિનોદ કોનીકોની વચ્ચે થયો છે?

૨ રાજકુમાર એના બોલ ઉપરથી એના ભાવિની શી આશા આપે છે?

૩ ધાત્રી, રાજા અને પ્રધાનના મન ઉપર આ પ્રસંગ ઉપરથી પડેલી છાપ વર્ણવો.

૪ યુવરાજ થવા અથવા સામર્થ્યવાન યુવક થવા બાળકને માટે કેવી કેળવણી અને કેવું વાતાવરણ જોઈએ!

૫ સંવાદનો સાર આપો.



## બાલાશંકર કંથારિયા

**[ વિ. સં. ૧૯૧૪–૧૯૫૪: ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮ : ]**

[ જીવનપરિચય માટે જુઓ આ પુસ્તક પૃષ્ઠ ૫૬ ]

# આર્ય ચારુદત્ત

## [ નાટકનો સાર ]

[ **મૃચ્છકટિક** (**માટીની ગાડી**) એ આપણા સંસ્કૃત નાટકસાહિત્યને શોભાવતું સદાના દેશકાળનું નાટકરત્ન છે. એનો લેખક **રાજાશૂદ્રક** હતો. એની પાત્રસૃષ્ટિ જીવન્ત, વિવિધતાભરી ને વાસ્તવિકતાના અંશોથી ભરપૂર છે. હાસ્યરસ એમાં જ્યાં-ત્યાં છલકાય છે. ગર્ભશ્રીમંત છતાં ઉદાર અને પરોપકારી દ્વિજવર્ય **ચારુદત્ત** એનો નાયક છે. નાયિકા **ચારુદત્ત**ની ગુણલુબ્ધા **વસંતસેના** વારાંગના છે. વરસી રહેલા મેઘ જેવો ધનથી ખાલી થયેલો **આર્ય ચારુદત્ત** છેવટ સુધી ઉદાર-અતિઉદાર-રહ્યો છે. રાજાપાલકના રાજ્યની લગામ સ્વેચ્છાચારે ખેંચતો રાજાનો સાળો **સંસ્થાનક** ઉર્ફે **શકાર** મૂર્ખ, ખટપટિયો ને સત્તાધારી છે. **વસંતસેના**ના પ્રેમથી નિરાશ થતાં એનો ઘાટ ઘડી નાંખવા એ કાવત્રું કરે છે અને તેના ઘાતક તરીકે **ચારુદત્ત**ને સંડોવે છે. દૈવયોગે **ચારુદત્ત** નિર્દોષ ને શુદ્ધ ઠરે છે ને સર્વે સારાં વાનાં થાય છે. ]

---

[ આગળ **ચારુદત્ત** છે અને પાછળ ચાંડાળ છે એમ પ્રવેશ થાય છે. ]

**ચાંડાલ :** ચ્યમ નથી જોંણતો કે જેને મારી નોંખવો હોય તેમાં અમે બહુબહુ જોંણીતા છીએ અને એક જ ઝપાટાથી મોંથું ઊડાવી દેવામાં કે હૂળીએ ચઢાવવામાં તો અમે બડા બહાદુર છીએ. બાજુ ખહો, બાજુ ખહો; આ સારુદત્તને કરેણુંનો હાર પહેરાવી અમે હલાલખોરોએ પકડ્યો છે તે દીવામાંથી દીવેલ થઈ રહે અને દીવો ધીરેધીરે ઓલાય તેમ જાય છે.

**ચારુદત્ત :** [ ખેદ સહિત ]

• માલિની •

નયન જલથી સિંચ્યું, પાંશુએ મેલુંમેલું,
કરણ કુસુમથી ને રકત ગંધે ભળેલું,
શરીર બલિસમું આ કાગ મારું તકાસે,
વિરસ રટી રટીને ઊડતા ચાર પાસે.

ચાંડાલો : બાજુ ખહો, બાજુ, શું જુઓ છો ? પંખીજેવાં હારાં માણુહનો આશરો તેને મારી નોંખવા લઈ જઇએ છીએ, હેંડ, હેંડ, સારુદત્ત, હેંડ.

ચારુદત્ત : પુરુષના ભાગ્યનો વ્યવહાર કળી શકાતો નથી; હું આવી દશાને પ્રાપ્ત થયો !

• દુહો •

સર્વાંગે ચર્ચી મને રક્ત ચંદને સાર
પિષ્ટ ચૂર્ણથી પુરુષને પશુ કર્યો આ વાર !

[ આગળ જોઇને ] અહો ! આ માણસોમાં મારે વાસ્તે કેવી જુદીજુદી ચર્ચા ચાલી રહી છે ! [ સકરુણ ]

• વસન્તતિલકા •

આ પુરવાસી જન જોઈ વિપત્તિ મારી
છે મર્ત્યજાત ધિક્ ! એમ મુખે ઊચારી.
સર્વે અશક્ત મુજ રક્ષણ કાજ એ છે,
તેથી મળો સ્વરગ એમ મને વદે છે.

ચાંડાલ: બાજુ ખહો રે, બાજુ ખહો. શું જુઓ છો ? ઈંદરરાજાની ધજાને લેઈ જતાં, ગાયને જણતાં, નખેતર હામાહામી આવતાં ને હારાં માણુહને મારી નોંખતાં કોઇએ જોવું નહીં.

એક ચાંડાલ : અલ્યા આહીતા ! જો તો ખરો; અલ્યા, આખા શહેરનું જે નાક તેને મારી નોંખવાથી આ તે આભ રડે છ કે વરહાદ તો છ નહીં ને જાણે ઈંદરરાજાનું વજ્જર પડતું હોય એવો ગરગડાટ થાય છે !

બીજો: અલ્યા, ગોહા ! આભલું યે રડતું નથી ને વજ્જરે પડતું નથી; એ તો શહેરમાં બાયડીઓ આંહુ ઢાળીઢાળી રડે છે તેનો શબ્દ છે.

વળી જો, આને મારી નોંખવા લઈ જઇએ છીએ તેથી બધાં ચારે પાહા રડે છે; વળી આંછોમાંથી આંહવાં પડે છે ને તેથી શેરીમાં ધૂળે ઊડતી નથી.

ચારુદત્ત : [ ચારે તરફ નજર કરી સકરુણ ]

• વસન્તતિલકા •

આ નારીઓ નગરની ચઢી મેડિયે ને
વાતાયનેથી મુખ બાહર લાવી જુએ:
“ હા ! ચારુદત્ત !” ઊચરી મુખ વારવાર,
વર્ષાવતી અહહ ! ચક્ષુથી અશ્રુધાર !

ચાંડાલ: હેંડ, હેંડ, સારુદત્ત ! અહીંઆં હાદ પાડવાનો છે; ચલો, હેંડો, પીટો દાંડી અને પાડો હાદ.

બન્ને જણ: હાંભળજો રે લોકો, હાંભળજો ! આ વિનેદતશેઠના સાગરદતશેઠનો દીચરો સારુદત્ત નોંમનો છે; તેણે વગર લેવેદેવે પેલી ગુણકા વસંતસેનાને પૈસા વાહતે ગળામાં બાથ બીડી પેલા ફૂલબાગમાં મારી નોંછી. તેથી રાજાપાલકે તેને મારી નોંખવાને અમને હુકમ કર્યો છે; માટે જે કોઈ આવું કારજ કરશે તેને રાજા આવી હજા કરશે તે જાંણજો !

ચારુદત્ત: [ ખેદ સહિત સ્વાગત ]

• શાર્દૂલવિક્રીડિત •

સોસો યજ્ઞથકી પવિત્ર થયલા આ માહરા ગોત્રની
પૂર્વે વેદિસભા સમીપ કીરતી જ્યાં બ્રહ્મઘોષે થતી,
તેની આ અવસાન મુજ સમયે ચાંડાલના મુખથી
રે ! ચોરેચકલે પીટાય પીટણી ! હા ! હા ! મરું દુઃખથી !

હાય ! પ્રિયા વસન્તસેના !

• પુષ્પિતાગ્રા •

શશીવિમલમયૂખશુભ્રદન્તી !
સુરુચિરવિદ્રુમસન્નિભાધરોષ્ઠી !
તવ વદનપિયૂષ ચારુ ચાખી
અપકીરતીરૂપ કેમ વિષ પીઉં ?

ચાંડાલ: બાજુ ખહો, પોછશ, પોછશ,

• સોરઠો •

આ ગુણનો ભંડાર, સેતૂ સજ્જનદુઃખતરણ,
નહિ સોનુંશણગાર નગરી બહાર જાય છે.

વળી

આ જગમાં સહુકોઈ બેલી સુખિયા જનતણા;
પણ દુ:ખિયાનું કોઇ મળે ન બેલી જગતમાં!

ચારુદત્ત : [ સર્વ તરફ જોઇને ]

• ઉપજાતિ •

આ બંધુ મારા મુખ ઢાંકી જાય,
મારાથકી દૂર મને જણાય;
સમૃદ્ધિમાં શત્રુ સ્વમિત્ર થાય,
વિપત્તિમાં મિત્ર ન કો જણાય !

ચાંડાલ : લોકોને ખહેડી નાંખ્યા; હવે એને મારી નોંખતીવખતનું નશાંન કરો.

ચારુદત્ત : [ નિઃશ્વાસ નાંખી ]

• વસન્તતિલકા •

મૈત્રેય રે ! વિપત આજ કહીંથકી આ !
હા ! બ્રાહ્મણી ! દ્વિજકુલે વિમલે પ્રસૂતા !
હા ! રોહસેન મુજ દુઃખદશા ન લેખે,
મિથ્યા રમે પરમ બાલકભાવ નિત્યે !

[ નેપથ્યમાં ]

હાય ! તાત ! હાય ! પ્રિય મિત્ર !

ચારુદત્ત : [ સાંભળીને સકરુણ ] અહો ! મહેતર ! તમારી પાસે એક દાન ચાહું છું.

ચાંડાલ : હેં ? અમારી પાહેથી બોંમણ દાંણ લે છ ?

ચારુદત્ત : દુરાચારી રાજાપાલક જેવો ચાંડાલ બેસમજ નથી; હું પરલોકાર્થ મારા પુત્રનું છેલ્લી વારકું મુખદર્શન કરવાનું માગી લઉં છું.

ચાંડાલ : એમ કર ત્યારે.

[ નેપથ્યમાં ]

હાય ! પિતા ! હાય ! તાત !

ચારુદત્ત : [ સાંભળીને સકરુણ ] અહો મહેતર ! [ ઇત્યાદિ કહે છે ]

**ચાંડાલ :** અરે લોકો ! લગારેક માગ કરો; આ ભાઈ સારુદત્ત એમના દીચરાનું મોં જુએ. [ નેપથ્યમાં જોઈ ] આવ, છોકરા, આવ, આમ આવ !

[ રોહસેનને લેઈ વિદૂષક આવે છે. ]

**વિદૂષક :** ચાલ, ચાલ, ઊતાવળો બાપુ ! તારા પિતાને મારી નાંખવા લઇ જાય છે.

**રોહસેન :** હાય ! પિતા ! હાય ! તાત !

**વિદૂષક :** હાય રે પ્રિય મિત્ર ! હવે હું તમને ક્યાં જોઈશ ?

**ચારુદત્ત :** હા ! પ્રિય મિત્ર ! હા ! પુત્ર ! હા ! મૈત્રેય ! [ સકરુણ ] અરે રે !

• અનુષ્ટુપ •

પરલોકે ઘણે કાળે રહીશ હું પિપાસિત,
અર્પેલું બાલકે અલ્પે અલ્પ તર્પણનું જલ.

હું પુત્રને છેલ્લી વારકું શું આપું ? [ પોતાના શરીર ઉપર જોઈ ] હા ! આ એક ઉપવીત જ મારી પાસે રહ્યું છે તે એને આપું. જે

• દુહો •

મૌક્તિક નથી, સૌવર્ણ નથી, પણ બ્રાહ્મણશણગાર,
દેવપિત્રીનાં કર્મનો થાય જેથી અધિકાર.

[ એમ કહી ઉપવીત આપે છે. ]

**એક ચાંડાલ :** હેંડ, હેંડ, સારુદત્ત, હેંડ.

**બીજો ચાંડાલ :** અલ્યા, એકલા સારુદત્ત એમ ચ્યમ કે છ ? આ નશીબ તો ગમે તો મોટાં હખ પડે કે દખ પણ છૂટેલી હાથણી પઠમ રાતદહાડો દોડદોડ કરે છે. આમને તે એકલા સારુદત્ત એમ નોંમ દેઈ બોલાવાય કે એમને પજે લગાય ? ચંદરમાનું ધરણ થાય છે માટે ચંદરમા ખોટો કે ?

**રોહસેન :** અરે ચાંડાલો, મારા પિતાને કહીં લેઈ જાઓ છો ?

**ચારુદત્ત :** દીકરા !

• ઉપજાતિ •

ગળે ધરીને કરવીરમાલા,
સ્કંધે શૂળી, અંતર શોક વ્હાલા !
શ્રામિત્રમાંહીં અજની પ્રમાણે
વધાર્થ જાઉં પ્રિય ! હું શ્મશાને.

ચાંડાલો : પોરિયા ! અમે ચોંડાળાંનો જનમ લીધો માટે ચોંડાળ નથી; જે ચોંડાળકરમ કરે તે જ ચોંડાળ.

રોહસેન : ત્યારે મારા પિતાને કેમ મારી નાંખો છો ?

ચાંડાલો : અમર તપો ! રાજાજીનો હુકમ ગનેગાર છે, અમે નથી.

રોહસેન : ત્યારે મને મારી નાંખો, મારા પિતાને મૂકી દો.

ચાંડાલો : ચરંજીવ ! હજુ બહુબહુ જીવો !

ચારુદત્ત : [ આંસુ સહિત પુત્રને કોટે વળગાડી ]

•દુહો•

લક્ષ્મીવાનદરિદ્રને પુત્ર સ્નેહનો સાર;
વિણ ચંદનલેપનઉશીર હૃદય શીતળ કરનાર.

• ઉપજાતિ •

ગળે ધરીને કરવીરમાલા,
સ્કંધે શૂળી અંતર શોક વ્હાલા !
શ્રામિત્રમાંહીં અજની પ્રમાણે
વધાર્થ જાઉં પ્રિય ! હું શ્મશાને.

[ વળી જોઇને ]

• ઉપજાતિ •

આ બંધુ મારા મુખ ઢાંકી જાય,
મારાથકી દૂર મને જણાય;
સમૃદ્ધિમાં શત્રુ સ્વમિત્ર થાય,
વિપત્તિમાં મિત્ર ન કો જણાય !

વિદૂષક : અરે ભાઇઓ ! પ્રિય મિત્ર ચારુદત્તને મૂકી દો અને મારો વધ કરો.

ચારુદત્ત : સબુર, સબુર, [ જોઇને સ્વગત ] આ ચાલ્યો.

[ પ્રકાશ ]

• વસંતતિલકા •

આ નારીઓ નગરની ચઢી મેડિયે ને
વાતાયનેથી મુખ બાહર લાવી જુએ;
"હા ચારુદત્ત !" ઊચરી મુખ વારવાર
વર્ષાવતી અહહ ! ચક્ષુથી અશ્રુધાર !

ચાંડાલ : ખહો રે ખહો, પોઈશ પોઈશ. શું જુઓ છો ? બાપડા હારા મનીખને કરમહંજોગે દખ આવી પડયું તે જુઓ છો ? હારો હોનાનો કળાશીઓ હોય પણ દોયડું તૂટી જાય તો તે પણ જાયકેના ?

ચારુદત્ત :

• પુષ્પિતાગ્રા •

શશીવિમલમયૂખશુભ્રદન્તી !
સુરુચિરવિદ્રુમસન્નિભાધરોષ્ઠી !
તવ વદનપિયૂષ ચારુ ચાખી
અપકીરતીરૂપ કેમ વિષ પીઉં ?

બીજો ચાંડાલ : અલ્યા, પાડય હાદ ફરી.

ચાંડાલ : [ દાંડી પીટી સાદ પાડે છે ]

ચારુદત્ત :

• શિખરિણી •

થઈ છે મારી આ અપયશભરેલી અવદશા !
અરે ! જેમાં આવ્યું ફલ મરણનું ભાગ્યવશ આ !
પરંતુ સાલે છે મનમહિ સુણી દૂષણુ મહા,
"અરે, તે વ્હાલીને ધનવશ હણી" હાય મૂરખા !

[ મહેલમાં બેડી નાંખી કેદ કરેલો હોય તેમ સ્થાવરકનો પ્રવેશ થાય છે ]

સ્થાવરક : [ દાંડી પીટાતી સાંભળીને આકુળવ્યાકુળ તરફડીઆં મારતો ] હેં ! બેગુનાહ શેઠ ચારુદત્તને મારી નાંખે છે શું ? મારા ધણીએ મને સાંકળમાં જકડી લીધો છે, પણ શું થયું ? હું તો બૂમ પાડી કહી દઉં છું. સાંભળજો ભાઈઓ ! એ તો હું પાપી રથમાં ભૂલથાપ ખાધાથી વસંતસેનાને ફૂલબાગમાં લઈ ગયો હતો. ત્યાં મને ચહાતી નથી એમ કહી ગળું દાબી મારા પાપી શેઠે એને મારી નાંખી છે ! આ ભલા શેઠે મારી નાંખી નથી. બહુ છેટું પડવાથી કોઈ સાંભળતું નથી. શું કરું ત્યારે હવે ? નાંખું છું પડતું અને એમ કરું તો જ ચારુદત્તને મારી નાંખવામાં ન આવે. આ દરવાજાની જૂની બારીએ થઈ પડતું નાંખું છું. હું તો મરું તો બહેતર છે, પરંતુ કુલપુત્રોરૂપી પક્ષીનું નિવાસવૃક્ષ શેઠચારુદત્ત તો ન મરે. એમ છતાં હું મરી જઈશ તો મને સ્વર્ગ પ્રાપ્ત થશે. [ એમ કહી પડતું નાંખે છે ] અહો ! મને કાંઈ થયું નહિ. મારી બેડીઓ તો તૂટી ગઈ. હવે પેલા ચાંડાલો દાંડી પીટે છે ત્યાં જાઉં. અરે ચાંડાલો ! ઊભા રહો ! ઊભા રહો ! સબુર, સબુર !

ચાંડાલો : કુણ એ ઊભા રાખે છ ?

સ્થાવરક : [ " સાંભળો લોકો " ઇત્યાદિ ફરી બોલે છે. ]

ચારુદત્ત : અહો !

• દુહો •

આવે સમય પડયો છું જ્યાં કાલપાશ લપટેલ
કોણ કરંતો આવતો સબળ માહરી બેલ ?

તમે બધાએ આ કહે છે તે સાંભળ્યું ?

• અનુષ્ટુપ •

જરા ના મરણે ચિંતા, દોષ કેવલ કીર્તિને !
શુદ્ધ છું તો પછી મૃત્યુ પુત્રજન્મસમું મને. !

વળી,

• દુહો •

વિના વૈર એ પાપીજન, ક્ષુદ્ર, નીચ મતિહીણ
નિજ શરથી દૂષિત થઇ મુજ યશ કરે મલિન.

**ચાંડાલ : થાવરકભાઈ, ખરું કે છ કે?**

**સ્થાવરક :** હા, હા, ખરું કહું છું. "તું કોઇને કહી દઈશ નહીં" એમ કહી મને તો બેડીઓ જડી મહેલના એક ખૂણામાં નાંખ્યો હતો.

[શકાર સહર્ષ આવીને]

શકાર : આજ તો તીખું ને ખાટું ને ખારું ને એવુંએવું માંસ સાથેનું શાક તથા ખાસ્સો કમોદનો ભાત ને ગોળ બધું ખાઈખાઈ ખૂબ તરપત થયા છીએ. [કાન દઈને] પણ આ પડતા કાંસાના વાસણજેવો ચાંડાલનો બોલ સંભળાય છે. વળી આ દાંડી પીટી સાદ પાડે છે તે પણ સંભળાય છે; મને લાગે છે કે પેલા દળદરી ચારુદત્તને મારી નાંખવા લઇ જાય છે તે જોવા જાઉં. મારા અદાવતીઆને મરતો જોઈ મારા કાળજાને બહુબહુ કરાર થશે. એવું લોકો કહે છે તે મેં સાંભળ્યું છે કે જે માણસ પોતાના અદાવતીઆને મારી નાંખતાં જુએ તેને બીજે જનમ આંખો દુખવા આવે નહિ. મેં કમળના દાંડામાં ભરાયલા કોતરતા જતા કીડાની પેઠે ચારુદત્તનો તો ભોગ લીધો. હવે તો મહેલની ઊંચી અટારી પર ચઢી મારું પરાક્રમ નિરખું. [ઉપર ચઢી જોઈને] અધધધ! આ દળદરી ચારુદત્તને મારી નાંખવા લેઈ જાય છે તો આટલાં બધાં માણસ ભેગાં થયાં છે તો મને નરમાં નર વાસુદેવને મારી નાંખવા લઈ જાય તો કેટલાં બધાં ભેગાં થાય! કેમ આને પેલા જગનના જાનવરની પેઠે દખ્ખણ દશામાં લેઇ જાય છે? અરે, કેમ મારા મહેલ આગળ દાંડી પીટી નથી? વળી ચેટ સ્થાવરક પણ અહીં નથી. કદાચ એવું થયું ના હોય કે છૂપી વાત કોઇને કહી દીધી હોય; માટે હું ત્યાં જ જાઉં.

[ઊતરી જાય છે]

**સ્થાવરક :** આ એ આવ્યો ભાઇઓ, જુઓ.

**ચાંડાલો :** ખહી જજો રે લોકો, ખહી જજો. બારણાં બંધ કરજો, રહતો આપજો: પેલો, ગાળોનું જ જેને શીંગડુ છે તે ગોંડો આ ચાલ્યો આવે છ!

શકાર : ચલો, મારગ કરો; બેટા, ચેટ સ્થાવરક, આવ, આવ, આપણે બે જણ જઇએ.

સ્થાવરક : ચલ, ચલ, નીચ, વસન્તસેનાને મારી નાંખીને હજુ ટાઢો નહીં પડયો હોય કે હવે શરણાગતજનોના કલ્પવૃક્ષજેવા ચારુદત્તને મારવા તૈયાર થયો છે !

શકાર : રતનના ઘડાજેવો હું કોઈ દિવસ સ્ત્રીને મારું કે ?

સર્વે : અરે ! તેં મારી નાંખી, તેં. ચારુદત્તભાઇએ નહીં.

શકાર : કોણ એવું કહે છે જે ?

સર્વે : [ સ્થાવરકને બતાવી ] આ ભલો માણસ કહે છે.

શકાર : [ બાજુ ખસી જંઈ સભય ] પણ આ ચેટ સ્થાવરક મારા પાપકરમનો સાક્ષી છે. તેને કાંઈ આપણે સુખ દીધું નથી. [ વિચાર કરીને ] હાં ઠીક રસ્તો છે તો. [ પ્રકાશ ] સાંભળજો લોકો, આ ચેટે મારા ઘરમાંથી સોનાની ચોરી કરી હતી તેથી મેં એને પકડી, મારી, મારી નાંખી, બાંધી, કેદ કર્યો હતો તેની અદા રાખી જે એ બોલે છે તે સાચું છે કે ? લે બેટા સ્થાવરક હવે ! બદલી નાંખી બોલજે. [ એમ કહી છાનોમાનો એક મહોર આપે છે. ]

ચેટ : [ લઇને ] જુઓ સર્વે ! ભાઇઓ ! આ મને સોનું આપી લલચાવે છે.

શકાર : [ મહોર ખેંચી લઇને ] આ જ તે સોનું જેને માટે મેં એને કેદી કર્યો હતો. [ ક્રોધથી ] અલ્યા ચાંડાલો, જુઓ એના બરડા ઉપર એને ચોરી કરતાં મેં માર મારી મારી નાંખ્યો છે તે કદાચ તમે ના માનતા હો તો.

ચાંડાલો : [ જોઇને ] બરાબર કહે છે. બળેલો નોકર શું ના કરે ?

ચેટ : ધિક્ ધિક્ ! નોકરનો અવતાર જ એવો છે; જે ખરું છે તથાપિ કોઈ માનતું નથી; આર્ય ચારુદત્ત, મારું તો એટલું જ ગજું હતું.

[ એમ કરી ચારુદત્તને પગે લાગે છે ]

ચારુદત્ત : • વસંતતિલકા •

રે ! ઊઠ દુઃખી જન, સાધુતણા તું બેલી,
નિષ્કારણા પ્રીતી થઈ મુજ માંહ જેની,
કીધો પ્રયત્ન પૂર તેં મુજ મોક્ષણાર્થે,
તો યે ન દેવ સુણતું ! શુંશું ના કર્યું તેં ?

ચાંડાલ : આ ચેટને મારીને કાઢી મૂકો આંઈથી શાહેબ !

શકાર : નીકળ રાંડના, [ એમ કહી કાઢી મૂકે છે ] અરે ચાંડાલો, વાર કેમ કરો છો ? આને મારી નાંખો ને.

ચાંડાલ : ઊતાવળ હોય તો તમે જ મારોકને.

રોહસેન : અરે મહેતરો ! મને મારી નાંખો; એમને મૂકી દો.

શકાર : આ સપુતને પણ મારી નાંખો ત્યારે.

ચારુદત્ત : આ મૂર્ખ જે ન કરે તે ઓછું, એને બધું સંભવે; માટે, દીકરા ! તું જા તારી બા પાસે.

રોહસન : ત્યાં જઈ ને શું કરું ?

ચારુદત્ત : • દુહો •

જા તું કોઈ આશ્રમે લઈ તુજ માત તુરંત,
ના પિતુદોષથી પુત્ર ! તુજ આણીશ આવો અંત.

[ વિદૂષકને ] માટે પ્રિય મિત્ર, આને લઈ ને તું જા.

વિદૂષક : પ્રિય મિત્ર ! આખરે તમે એમ જ જાણ્યું કે તમારાથી છૂટો પડી હું પ્રાણ ધારણ કરીશ ?

ચારુદત્તઃ તારું આયુષ્ય હોય ત્યાં સુધી પ્રાણ ત્યાગ કરવો એ ઉચિત નથી.

વિદૂષક : [ સ્વાગત ] ઉચિત તો નથી જ. પરંતુ પ્રિય મિત્રથી છૂટા પડી મારા પ્રાણ ધારણ કરવાને હું શક્તિમાન જ નથી; માટે આ બાળકને એની માને સોંપી આવી પછી આત્મઘાત કરી પ્રિય મિત્રની પાછળ જાઉં. [ પ્રકાશ ] પ્રિય મિત્ર, જલદીથી એને લઈ જાઉં છું. [ એમ કહી ચારુદત્તને ગળે વળગી વારંવાર પગે લાગે છે. રોહસેન રોતોરોતો પગે લાગે છે. ]

શકાર : અરે, તમને કહું છું કે આ છોકરા સુધ્ધાંત ચારુદત્તને મારી નાંખો.

[ ચારુદત્ત અતિશય ભયભીત થાય છે ]

ચાંડાલ : રાજાજીનો એવો કાંઈ અમને હુકમ નથી કે પોરીઆને પણ ચારુદત્ત હાથે મારી નાંછવો. જતો રહે અલ્યા પોરીઆ, જતો રહે આંયથી.

[ છોકરાને કાઢી મૂકતાંમૂકતાં ]

આ તીજું ચકલું આયું. ચલ હેંડ, પીટ દાંડી.

[ દાંડી પીટી સાદ પાડે છે ]

શકાર : [ સ્વાગત ] આ શહેરના લોકો કોઇ માનતા નથી; [ પ્રકાશ ] અલ્યા ચારુદત્તીઆ ! પોરીઆ ! આ લોકો ખરું માનતા નથી; માટે બોલ, તારી જ જીભથી બોલ કે મેં વસન્તસેનાને મારી નાંખી, બોલ !

[ ચારુદત્ત છાનોમાનો ઊભો રહે છે ]

શકાર : અલ્યા ચાંડાલ માણસો ! એ બોલતો નથી તો આ તમારા ઢોલના જૂના વાંસના દાંડીઆથી મારીમારી એને બોલાવો.

ચાંડાલ : [ દાંડીઓ ઊગામી ] બોલ, સારુદત, બોલ.

ચારુદત્ત : [ સકરુણ ]

• ઉપજાતિ •

આ દુઃખના સાગરમાં બૂડેલ
તથાપિ ન ત્રાસ મને, ન ખેદ;
જનાપવાદાગ્નિ મને દહે છે,
પ્રિયા હણી એમ સહુ કહે છે.

શકાર: બોલ ફરીથી એ ને એ.

ચારુદત્ત : નગરવાસી ભાઈઓ !

• દુહો •

ડરી ન પરલોકથી જરા મેં પાપીએ આજ
મારી અરે સાક્ષાત રતિ ! પછી કહે નર આ જ.

શકાર : મારી નાંખી, મારી નાંખી !

ચારુદત્ત : એમ, એમ, હવે છે કંઈ ?

એક ચાંડાલ : અલ્યા, ઘા કરવાની વારી તો આજ તારી છે.

બીજો : અલ્યા, તારી.

પ્રથમ : હેંડ, ગણતરી કરીએ ત્યારે.

[ સંભારી ગણતો હોય તેમ કરીને ] અલ્યા, કદાચ મારી વારી હોય ત્યારે તો તું ઊભો રહે, વાર કર.

બીજો : શાને કાજ ?

પ્રથમ : મારો બાપ મરતાંમરતાં કહી ગયો છે કે તારી કદાચ વારી હોય ત્યારે ગનેગારને મારી નોંખતાં ઊતાવળ ના કરવી.

બીજો : શાને કાજ ?

પ્રથમ : અરે કોઈ ભલું મનીખ ગનેગારને રૂપીઆ આપી વેચાતો લે, રાજાને ઘેર દીચરો અવતરે તારે બધા ગનેગારને વધામણાને દા'ડે છોડી દે, હૂળી કે તરવાર ભાજી જાય તારે વેમઇને ગનેગારને છોડી મેલે, અને રાજમે ફેર થાય ત્યારે બધા ગનેગારને છોડી મેલે. એવું થાય.

બીજો : હેં ! હેં ! રાજમાં ફેર થાય ?

પ્રથમ : અલ્યા, હેંડ, હેંડ, આપણે વારીની ગણુતરી કરીએ.

શકાર : બસ, જલદી મારી નાંખો ચારુદત્તને. [ એમ કહી ચેટ સ્થાવરકને લેઈ બાજુ પર એકાંતે ઊભો રહે છે ]

એક ચાંડાલ : ભલા સારુદત્તભાઇ, રાજાનો હુકમ ગનેગાર છે, અમે નેચ જાત નથી; માટે જેને હંભારવું હોય તેને હંભારી લે.

ચારુદત્ત :

• સવૈયા •

વૈરીતણે વચને વિધિનાથી કલંકી થયો જગજાહર જો,
ધર્મ પરંતુ કદાપિ કંઈ મુજ બાકી હશે ભૂમિ ઉપર જો,
જ્યાં મનમાની રહે સ્વરગે હરિ ! માહરું સત્ય સદા તરજો !
ત્યાં રહો આપ્ત સ્વભાવ પ્રમાણ કલંક પ્રિયા ! હરજો, હરજો !

કહો, મારે ક્યાં આગળ જવાનું છે ?

ચાંડાલ: [ આગળ બતાવીને ] અલ્યા, આ જ દખણિયું મહાણ તો. એને દેખતાંવાંત જ ગનેગારના તો પરાણ જ વછૂટી જાય છે. અલ્યા, આ જો, જો, પેલું મડદું અડધું હૂળીએ ચઢ્યું છે ને અડધું મોં શિયાળવાં તાંણે છે તે જાંણે એનું ડાચું ખડખડ અહતું હોય એમ દેખાય કના ?

ચારુદત્ત: હાય ! અંત આવ્યો મજ મંદભાગ્યનો !

[અતિશય શોકથી બેસે છે]

શકાર : ચારુદત્તીઆને મારી નાંખતાં હું જોઇશ નહીં ત્યાં સુધી બસ હું અહીંથી જવાનો જ નહીં. [ આમતેમ ફરી જોઇને ] કેવો બેઠો છે !

ચાંડાલ : ચ્યમ, બીક લાગી ?

ચારુદત્ત : [ એકદમ ઊઠીને ]

• અનુષ્ટુપ •

જરા ના મરણે ચિંતા, દોષ કેવલ કીર્તિને !
શુદ્ધ છું તો પછી મૃત્યુ પુત્રજન્મસમું મને !

[ ફરીફરી બોલે છે ]

ચાંડાલ : બાપુ સારુદત્ત ! ગગનમાં વહનાર શૂરજચંદર પણ દખમાં પડ છ તો આપણે મરતલોક મોંનવજાતની શી વશાત ? એ તો કોઈ પડે છ, કોઈ ઊઠે છ; માટે કાળજે હેંમત રાખ. [ બીજા ચાંડાલને ] અલ્યા, આ ચોથું ચકલું આયું; પીટ દાંડી ને પાડ્ય હાદ.

[ પ્રથમની માફક સાદ પાડે છે. ]

ચારુદત્ત : હાય, પ્રિયા વસન્તસેના !

• પુષ્પિતાગ્રા •

શશીવિમલમયૂખશુભ્રદન્તી !
સુરુચિરવિદ્રુમસન્નિભાધરોષ્ઠી !
તવ વદનપિયૂષ ચારુ ચાખી
અપકીરતીરૂપ કેમ વિષ પીઉં ?

[ ગભરાયલી વસન્તસેના તથા ભિક્ષુનો પ્રવેશ થાય છે. ]

ભિક્ષુ : અહો ! કઠેકાણે થાકી ગયેલી વસન્તસેનાને તાજી કરી અહીં લાવતાં પેલા મઠની મુખ્ય આરજાએ મારા ઉપર બહુ ઉપકાર કર્યો. ઉપાસિકા, હવે હું તને ક્યાં લઈ જાઉં ?

વસન્તસેના : આર્ય ચારુદત્તને જ ઘેર. એમનાં દર્શન કરાવી ચંદ્રદર્શનથી કુમુદિનીવત્ મને આનંદ પમાડો.

ભિક્ષુ : [ સ્વગત ] કયે રસ્તે જાઉં ? રાજમાર્ગે જ જાઉં. ઉપાસિકા, ચાલ, આવ, આ રાજમાર્ગે. [ માણસોની ગરબડ સાંભળીને ] આ રાજમાર્ગમાં માણસોનો આટલો બધો શોરબકોર શાનો સંભળાતો હશે વારુ ?

વસન્તસેના : [ આગળ જોઈને ] આ આગળ આટલી બધી

માણુસોની ભીડ શાની! આર્ય, શાની હશે તમને ખબર છે? અનેક જાતિઓનો આ ઉજ્જયિનીની ભૂમિ ઉપર ભાર ભરાયો છે.

ચાંડાલ : આ પાંચમું ચકલું. ચાલ, દાંડી પીટ અને પાડ્ય હાદ. સારુદત્ત, હેમત રાછ હવે, ડરેશ નહીં, થોડી જ વારમાં મારી નોંછીએ છીએ હવે.

[ દાંડી પીટે છે ]

ચારુદત્ત : હાય ! ભગવતી ! મારી કુલદેવતા !

ભિક્ષુ : [ સાંભળી ગભરાઈને ] ચારુદત્તે તને મારી નાંખી માટે તેમનો વધ કરવા લઈ જાય છે તેની દાંડી પીટાય છે તે સાંભળી ઉપાસિકા ?

વસન્તસેના : [ ગભરાયલી ] હાય હાય રે ! મુજ નિર્ભાગીને માટે પ્રિય ચારુદત્તનો વધ થાય છે ! હાય ! જલદી, જલદી, મને રસ્તો બતાવો !

ભિક્ષુ : ઉપાસિકા, ઊતાવળ કર, ઊતાવળ, આર્ય ચારુદત્તને જીવતા રાખવાને માર્ગ મૂકો ભાઇઓ, માર્ગ મૂકો !

વસન્તસેના : માર્ગ મૂકો, માર્ગ !

ચાંડાલ : બાપુ સારુદત્ત, અમારા ધણીનો હુકમ ગનેગાર છે ! માટે જે હંભારવુ હોય તે હંભારી લે.

ચારુદત્ત : હવે વધારેથી શું ?

• સવૈયો •

વૈરીતણે વચને વિધિનાથી કલંકી થયો જગજાહેર જો,
ધર્મ પરંતુ કદાપિ કંઈ મુજ બાકી હશે ભૂમિ ઉપર જો,
જ્યાં મનમાની રહે સ્વરગે હરિ ! મારું સત્ય સદા તરજો !
ત્યાં રહી આપ સ્વભાવ પ્રમાણુ કલંક પ્રિયા ! હરજો, હરજો !

ચાંડાલ : [ ખડ્ગ ખેંચીને ] ભાઈ સારુદત્ત ! ટટ્ટાર થઈ બરાબર ઊભો રહે, એક જ હપાટે હરંગમાં લઈ જઇએ છીએ.

[ ચારુદત્ત સ્વસ્થ ટટાર થઈ ઊભો રહે છે. ]

ચાંડાલ : [ ખડ્ગ મારવાને ઊગામે છે પણ હાથમાંથી પડી જાય છે તે જોઈ ] હેં આ શું ! બરાબર શપાટામાં તોણી, મૂઠમાં બરાબર હજાડ

ઝાલી છે પણ કડકડકડ કરતી તરવાર હાથમાંથી ક્યમ પડી જાય છ! જ્યારે આમ થયું તારે તો સારુદત્તભાઈ પાછા જીવતા રહે જાણુ છ, જે માતા વીંધવાશણી! સારુદત્તભાઈને જીવતા રાછેશ તો બધી ચોંડાળાંની જાત ઉપર માતા! તેં મહેર કરી એમ મોનેશ.

બીજો ચાંડાલ : કરી નાંછને ભાઈ, આપણને જે હકમ હોય તે.

પ્રથમ : હેંડ, કરીએ.

[ બન્ને ચારુદત્તને શૂળીએ ચઢાવવા તૈયાર થાય છે. ]

ચારુદત્ત :

• સવૈયો •

વૈરીતણે વચને વિધિનાથી કલંકી થયો જગજાહેર જો,
ધર્મ પરંતુ કદાપિ કંઈ મુજ બાકી હશે ભૂમિ ઉપરજો
જ્યાં મનમાની રહે સ્વરગે હરિ! માહરું સત્ય સદા તરજો!
ત્યાં રહી આપ્ત સ્વભાવ પ્રમાણ કલંક પ્રિયા! હરજો, હરજો!

ભિક્ષુ તથા વસન્તસેના : [ શૂળીની તૈયારી જોઈને ] સબુર કરો, ભાઈઓ! સબુર કરો!

વસન્તસેના : જેને વાસ્તે આર્ય ચારુદત્તનો વધ થાય છે તે અભાગિની આ રહી હું! સબુર! સબુર!

ચાંડાલ : [ જોઈને ] અલ્યા, આ કુણ દોડતીદોડતી આવે છ? વસ્તર વખરાય છ ને મોંથાના વાળ છૂટી જ્યા છ અને શબર શબર કહે છ.

વસન્તસેના : આ શો ગજબ આર્ય ચારુદત્ત?

[ ચારુદત્તની છાતીમાં જઈ પડે છે. ]

ભિક્ષુ : આ શું આર્ય ચારુદત્ત? [ ચારુદત્તને પગે પડે છે ]

ચાંડાલો : [ સભય પાસે જઈને ] શું વસન્તસેના? સારુદત્તશેઠને અમે હજુ મારી નોંછ્યા નથી!

ભિક્ષુ : [ ઊઠીને ] અરે, ચારુદત્ત જીવે છે?

ચાંડાલ : હજી તો સો વરહ જીવશે!

વસન્તસેના : મને પણ જીવતી રાખી!

ચાંડાલ : તારે આ બધી હજીકત મોટા જગન કરનાર રાજાને જઈને કહી આવીએ, હેંડ.

[ ચાંડાલો જવા માંડે છે. ]

શકાર : [ વસન્તસેનાને જોઈને બીતોબીતો ] કોણ રાંડ? જીવતી રહી? મારો તો જીવ ઊડી ગયો! નાસી જાઉં. [ નાસી જાય છે. ]

ચાંડાલ : આપણને તો રાજાનો હુકમ છે કે જેણે વસન્તસેનાને મારી નાંખ્યાં હોય તેને મારી નાંખજો; માટે હેંડો, આપણે પણ પેલા રાજાજીના હારાની પછવાડે જ ના.

[ ચાંડાલો જાય છે. ]

ચારુદત્ત : [ સવિસ્મય ]

• દુહો •

ગળા ઉપર તો શસ્ત્ર છે, મૃત્યુમુખ પડેલ
કોણ કરંતી આવતી સબળ માહરી બેલ?
જયમ વિણ વૃષ્ટિ બળે કૃષણ, તે ઉપર ધરી મ્હેર
કોણ વૃષ્ટિ વરસી સુખદ કરવા લીલાલ્હેર?

[ વસન્તસેનાને નીહાળીને ]

• ઉપજાતિ •

વસન્તસેના અપરા મળી? કે
શું સ્વર્ગથી સત્વર ઊતરી કે?
ભ્રાન્તિભર્યું અંતર શું વિશેષે
વસન્તસેનામય સર્વ દેખે!
વસન્તસેના શું હજુ જીવે છે?
કે માહરા જીવનરક્ષણાર્થે
આવી અહીં સ્વર્ગથી પ્રેમધન્યા
વસન્તસેનારૂપ ધારી અન્યા!

વસન્તસેના : [ આંખમાં અશ્રુસહિત ઊઠીને ] આર્ય ચારુદત્ત! એ જ હું પાપિણી જેને વાસ્તે તમને આવી અયોગ્ય દશામાં પડવું પડયું.

[ નેપથ્યમાં સર્વ લોકો ]

આશ્ચર્ય છે! આશ્ચર્ય છે! વસન્તસેના જીવે છે!

ચારુદત્ત [સાંભળી એકદમ ઊઠી સ્પર્શસુખ અનુભવતો હોય તેમ સહર્ષ ] પ્યારી વસન્તસેના ! તું જ ?

વસન્તસેના : તે જ હું મંદભાગિની !

ચારુદત્ત : [નીહાળી જોઇને] નક્કી વસન્તસેના જ ? [હરખાતાં]

• દુહો •

કયાંથકી મૃત્યુવશ સમય વિશ્વાસમી વિશેષ
ઉર પર કરતી આવતી અશ્રુધારઅભિષેક ?

પ્રિયા વસન્તસેના !

• ઉપજાતિ •

તારે નિમિત્તે જ વિપત્તિવાન
તે દેહ તારાથી જ મુક્ત માન !
પ્રભાવ કેવો પ્રિય સંગતિનો ?
કો નામ ધારે મૃત દેહ પાછો ?

વળી પ્રિયે, જો, જો,

• વસંતતિલકા •

તે રક્ત વસ્ત્ર વર, તેહ જ માલ ધાર્યાં,
કાન્તાગમેથી વર વંઠ શું શોભનારાં !
આ ઢોલનાદ વધકારણ જેહ વાજે
વાદિત્ર આજ શુભ લગ્નપ્રસંગ વાજે !

વસન્તસેના : આટલા બધા ચતુર થઈ ને આ પીડાના ભોગ શી રીતે થઈ પડયા ?

ચારુદત્ત : પ્રિયા, મેં તને મારી નાંખી હતી !

• દુહો •

પૂર્વ જન્મના વૈરથી મારે અરિ બલવાન;
નરકગતિ ના ભોગિયે ? દીધું દુઃખ મહાન.

વસન્તસેના : [ કાને હાથ દઈને ] ખોટી વાત છે. પેલા પાપી રાજાના સાળાએ મારી નાંખી હતી.

ચારુદત્ત : [ ભિક્ષુને જોઈ ને ] આ ભાઈ કોણ છે ?

વસન્તસેના : પેલા આર્યે મારી નાંખી હતી; આ આર્યે જીવતી કરી !

ચારુદત્ત : આપ પરોપકારથી બંધુભાવ ધરાવનાર કોણ છો ?

ભિક્ષુ : આપે મને ના ઓળખ્યો ? હું આપની પગચંપી કરનારો નોકર હતો તેને જુગાર રમવામાં જુગારીઓથી પકડાયલું આપનું માણસ જાણી આ ઉપાસિકાએ પોતાનો દાગીનો આપી વેચાતો લીધો છે. આ આર્યા રથમાં ફેરફાર થઈ જવાથી પુષ્પકરંડ બાગમાં આવી ચઢી, ત્યાં પેલા દુષ્ટે "મને કેમ વધારે ગણતી નથી ?" એમ માની ગળું દબાવી મારી નાંખેલી મેં દીઠી.

[ નેપથ્યમાં માણસોની ગરબડ થાય છે. ]

• સવૈયો •

દક્ષતણો મખ ભંગ કર્યો હરે તે વૃષકેતુ કૃપાળુ થયો !
ક્રૌંચતણો વર વૈરી ષડાનન આજ ખરો જયકારી થયો !
વૈરી વિના વર આર્યક વીર પ્રતાપી મહા મહીપાલ થયો !
જેમ હિમધ્વજ ધોરી ધુરંધર ધુર્જટિનો ગિરિરાજ થયો !

[ શર્વિલક એકદમ આવે છે. ]

શર્વિલક :

તે નૃપપાલક દુષ્ટ મહા હણી, આર્યકને અભિષેક કરાવી,
છે જ નિદેશ નૃપાધિપનો જઈ ચારુદત્ત પ્રિય લાવું છોડાવી;
તે નૃપપાલકની ગતિ સૈન્ય અને વળી મંત્રી વિના થઈ આવી,
ભૂપતિઆર્યક ઇન્દ્રસમાન વિરાજિત આજ હસો જસ લાવી.

[ આગળ જોઈને ] આ લોકોનું ટોળું ભરાયું છે તે જ બધી એ ગરબડ હશે. આર્ય ચારુદત્ત જીવતા રહે એવા રાજાધિરાજ આર્યકનો મનોરથ સફલ થશે ? [ ઊતાવળોઊતાવળો જઈને ] દૂર રહો મૂરખાઓ, દૂર રહો. [ જોઈને સહર્ષ ] ચારુદત્ત જીવે છે ? ચારુદત્ત વસન્તસેનાની સાથે વિરાજે છે ? નિશ્ચય મારા માલીકના મનોરથ પૂર્ણ થયા જ !

• વસન્તતિલકા •

નોકાસમાન શીલગુણવતી પ્રિયાયે
તાર્યો મહાન દુઃખસાગરથી હવે એ

હું આજ પૂર્ણ નિરખું જન સાધુ વારુ,
જ્યોત્સ્ના સહે ગ્રહણમુક્ત શશાંક ચારુ !

પરંતુ મેં એમનો ગુનો કરી મહાપાતક કર્યું છે કે એમની પાસે શી રીતે જઈ શકું ? અથવા નમ્રતા હમેશાં શોભે જ છે.

[ચારુદત્ત પાસે જઈને હાથ જોડી] આર્ય ચારુદત્ત !

ચારુદત્ત : આપ કોણ છો ?

શર્વિલક :

• દુહો •

કોચી આપનું ભવન ને ચોરી અનામત સાર;
તે પાપી હું નીચ જન, શરણ તમે આ વાર.

ચારુદત્ત : મિત્ર ! એમ ન બોલ. એ તો તું તારો વિવેક બતાવે છે. [એમ કરી કંઠે વળગાડે છે.]

શર્વિલક : વળી

• દુહો •

તે આર્યક ગુણી નૃપતિ જે માન કુલીન જનપાલ,
તેણે યજ્ઞ પશુસમો વધ્ય નૃપપાલક કીધ.

ચારુદત્ત : શર્વિલક, જેને રબારીવાડામાંથી વિના કારણ પકડી મંગાવી પાલકે બંધીખાનામાં નાંખ્યા હતા અને તેં છૂટા કર્યા હતા તે જ આર્યક કે ?

શર્વિલક : હા, આપે બરાબર કહ્યું.

ચારુદત્ત : ઠીક ત્યારે તો હું ઘણો ખુશ થયો.

શર્વિલક : પ્રતિષ્ઠાપાત્ર થયેલા તમારા મિત્ર આર્યકે વેણાતટે કુશાવતીમાં ઉજ્જયિનીનું રાજ્ય તમને સોંપ્યું છે એ તમારા પ્રિય મિત્રની પ્રથમ વિનંતિ છે. [ફરી આવીને] અરે ! આ પેલા પાલકના દુષ્ટ સાળાને લઈ આવો અહીંઆં.

નેપથ્યમાં : શર્વિલકનો જેવો હુકમ.

શર્વિલક : આર્ય ! રાજા આર્યક વિનંતિ કરે છે કે તમારા કરેલા ગુણવડે મેળવેલું આ રાજ્ય છે માટે તેનો ઉપભોગ કરો.

ચારુદત્તઃ મારા કરેલા ગુણવડે રાજ્ય મેળવાયું છે?

[નેપથ્યમાં આવરે રાજસાળા, આત્ર રે! કરેલા કરમનું ફળ ભોગવ.]

[પાછળ હાથ બાંધ્યા છે તેમ માણસો શકારને પકડી લાવે છે]

શકાર: અરરર! છૂટી ગયેલા અને દૂર નાસી ગયેલા ગધેડા કે કૂતરાને બાંધી આણે તેમ મને તો બાંધી આણ્યો છે! આ રાજાના સાળા તો ચારે તરફથી જકડાયા છે! હવે કોને શરણે જાઉં? અથવા શરણે ગયેલાને જે બચાવે છે તેની જ પાસે જાઉં. [ચારુદત્ત પાસે જઇને] ચારુદત્ત, મને બચાવો! [પગે પડે છે]

[નેપથ્યમાં: ચારુદત્તભાઈ, એને જવા દો, અમે મારી નાંખવાના એને]

શકાર: [ચારુદત્તને] ભાઈ, તમે અશરણશરણ છો; મને જીવતો રાખો.

ચારુદત્ત: [દયા લાવીને] શરણાગતને કંઇ ભય નથી, ભય નથી.

શર્વિલક: [ક્રોધથી] અરે! ખેંચી લાવો એને ચારુદત્ત પાસેથી. [ચારુદત્તને] બોલો આ પાપીનું હવે શું કરવું છે?

• દુહો •

બાંધી ખેંચી જાઉં કો શ્વાન મુખે ખવરાવું?
શૂલી ઉપર ચઢાવું? કે કરવત શિર મૂકાવું?

ચારુદત્ત: ભાઈ, હું કહું તે તમે કરશો?

શર્વિલક: એમાં શો શક છે?

શકાર: ઉદાર ચારુદત્ત, હું શરણાગત છું, મને જીવતો રાખો, જીવતો રાખો. જે તમને ઘટે તે કરો, ફરીથી આવું કોઈ દિવસ નહીં કરું.

[નેપથ્યમાં નગરજનો]

મારી નાંખો, મારી નાંખો એને! પાપી શું કરવાને જીવે? [વસન્તસેના ચારુદત્તના ગળામાંથી વધ કરતી વખતની પુષ્પમાલા ઊતારી લઈ શકારના ગળામાં ફેંકે છે.]

શકાર: અરે દાસીપુતરી! મહેરબાની રાખ મારા ઉપર, કૃપા કર. હવે ફરીથી તને મારી નહીં નાંખું, મને જીવતો રાખ.

શર્વિલક: ચાલો બાજુ રહો, આર્ય ચારુદત્ત! આ પાપીનું હવે શું કરવું છે?

ચારુદત્ત : હું કહું તે કરશો ?
શર્વિલક : એમાં સંદેહ શો ?
ચારુદત્ત : સત્ય કહો છો ?
શર્વિલક : સત્ય જ.
ચારુદત્ત : ત્યારે આને જલદીથી—
શર્વિલક : મારી નાંખું ?
ચારુદત્ત : નહીં, નહીં, મૂકી દો એને.
શર્વિલક : કેમ વારુ ?
ચારુદત્ત : અપરાધ કરીને શરણાગત પગે પડતા શત્રુને શસ્ત્ર વતે હણુવો નહીં.
શર્વિલક : એમ હોય તો કૂતરાને ખવરાવી દઇએ ?
ચારુદત્ત : નહીં, નહીં, શત્રુને ઉપકારથી હણુવો જોઇએ:
શર્વિલક : આશ્ચર્ય છે ! ત્યારે શું કરું તે કહો, ભાઈ.
ચારુદત્ત : ત્યારે મૂકી દો એને.
શર્વિલક : આ મૂકી દીધો.
શકાર : હેં ! હેં ! હું જીવતો રહ્યો, જીવતો રહ્યો, જીવતો રહ્યો !

[ બધા માણુસો સાથે જાય છે. ]

[ નેપથ્યમાં માણુસોનો શોરબકોર થાય છે ]

[ ફરીથી નેપથ્યમાં ]

આ આર્ય ચારુદત્તની પત્ની ધૂતા પગલે વસ્ત્ર અટવાય છે અને પોતાના બાલકપુત્રને ફેંકી દેતી, આંખોમાંથી આંસુ વરસાવતી, લોકો વારે છે તથાપિ ન માનતાં આ સળગાવેલા અગ્નિમાં પ્રવેશ કરે છે !

શર્વિલક : [સાંભળી નેપથ્ય ભણી જોઈ ને] કાં ચંદનક, ચંદનક, શું છે ? શું છે ?.

ચન્દનક : [ આવીને ] કેમ રાજમહેલની દક્ષિણે લોકોની જબરી ભીડ થઈ છે તે જોતા નથી ભાઈ ? [ એમ કહી " આ આર્ય ચારુદત્તની સતી પત્ની ધૂતા" ઈત્યાદિ ફરી કરી બતાવે છે] મેં સતી ધૂતાને કહ્યું તો ખરું કે બાઈ, સાહસ મા કરશો, ચારુદત્ત જીવે છે; પરંતુ દુઃખમાં ગરક થયેલાં હોવાથી કોણુ સાંભળે અને કોણુ માને ?

ચારુદત્ત : [ઉદ્વેગથી] હાય વ્હાલી! હું જીવતે છતે તેં આ શું માંડયું છે?

[ઊંચે જોઈ મોટો નિઃશ્વાસ મૂકી]

• વસંતતિલકા •

રે! નારી! ચારુચરિતે! નહિ જો કદાપિ
તારાં ચરિત્ર પૃથિવીતલયોગ્ય વ્હાલી!
તો યે મહાન પરલોકનું સુખ તારે
ત્યાગી પતિ, સતી! ઉચિત નથી લગારે!

[મૂર્છા પામે છે.]

શર્વિલક : અહો! આ પણ વિઘ્ન!

• દુહો •

પણે જવું છે ઝડપથી, આર્ય મોહગત અમ;
પ્રયત્ન સહુ નિષ્ફળ ગયા જણાય છે સર્વત્ર.

વસન્તસેના : ધીરજ ધરો, વ્હાલા, ધીરજ ધરો. ત્યાં જઈને આર્યાને જીવતી રાખો, ધીરજ હારી જવાથી મોટો અનર્થ થવાનો સંભવ છે.

ચારુદત્ત : [સ્વસ્થ થઈ એકદમ ઊઠીને] હાય! પ્રિયા! ક્યાં છે? મને ઉત્તર આપ.

ચન્દનક : આણી તરફ ભાઈ, આણી તરફ.

[સર્વે પરિક્રમણ કરે છે.]

[ધૂતાના વસ્ત્રનો છેડો રોહસેન ખેંચે છે અને પાછળ વિદૂષક તથા રદનિકા છે એમ પ્રવેશ થાય છે.]

ધૂતા : [રોતીરોતી] બેટા, હવે મને મૂકી દે. મારા મનોરથમાં વિઘ્ન ન કર. આર્યપુત્રનું અમંગલ મારે કાને પડશે એ મને મોટો ભય છે.

[એકદમ ઝડપથી છેડો છોકરાના હાથમાંથી છોડાવી દઈ સળગતી ચીતા તરફ જાય છે.]

રોહસેન : માડી! તું મને ઊછેરજે, તું મારા સામું જો, તારા વિના મારાથી કેમ જીવાશે?

વિદૂષક : પોતાના પતિ સિવાય ચિતામાં પ્રવેશ કરવો એ બ્રાહ્મણીને માટે મોટું પાપ છે એમ ઋષિઓનું વચન છે.

ધૂતા : પાપ બહુ સારું છે, પરંતુ આર્યપુત્રનું અમંગલ કાને સાંભળવું એ વધારે ખોટું છે.

શર્વિલક : [આગળ જોઇને] આર્યા અગ્નિમાં પ્રવેશ કરવાની તૈયારી જ કરી રહ્યાં છે, ભાઈ, ચાલો, ઊતાવળ કરો.

[ ચારુદત્ત ઊતાવળો જાય છે. ]

ધૂતા : રદનિકા, સંભાળજે મારા વ્હાલા બાળકને. એને લેઈ તું જા બા. હવે હું મારું ઇચ્છિત કાર્ય કરું.

ચેટી : [ રોતીરોતી ] હું તો આપનો હુકમ જ પાળતી આવી છું; માટે તમારી ચાકરી કરવા તમારી પાછળ આવીશ.

વિદૂષક : [ આવેગથી ] ઇચ્છિત કાર્ય કરવાવાળાએ બ્રાહ્મણને આગળ કરવો જોઇએ; માટે તમારા કર્મમાં આગળ હું થઈશ.

ધૂતા : આ બન્ને જણુ મારું માનતાં નથી ત્યારે બેટા, તું તારી મેળે જ તારું પાલન કરજે. તિલોદકની અંજલી આપી મારો મોક્ષ કરજે. પુત્રના હાથની તિલોદકની અંજલીથી વધારે મનોરથ શો હોય ? બેટા, તારા પિતા શું તારું પાલન નહિ કરે ?

ચારુદત્ત: [ સાંભળીને એકદમ ત્યાં જઈ ] વ્હાલા દીકરાનું હું જ પાલન કરીશ. [ એમ કહી બાળકને ઊંચકી લઈ પોતાની છાતીએ ચાંપે છે. ]

ધૂતા : અહો, આર્યપુત્રના જ બોલ જણાય છે. [ ફરી જોઈને સહર્ષ ] અહો ! એ તો આર્યપુત્ર જ. મારા હર્ષનો પાર ન રહ્યો !

રોહસેન : [ જોઈને સહર્ષ ] હેં ! પિતા મને ગળે વળગાડે છે ? માડી, તારો બોલ પળ્યો : પિતા મારું પાલન કરે છે. [ એમ કહી ચારુદત્તને ગળે વળગી પડે છે. ]

ચારુદત્ત : [ ધૂતાને ]

• ઉપજાતિ •

હા ! પ્રેયસી ! પ્રીતમ વિદ્યમાન,
આ શું કઠોર વ્યવસાયભાન ?

અંભોજિનીલોચન શું વિરામે
જહાં સુધી સૂર્ય ન અસ્ત પામે ?

ધૂતા : આર્યપુત્ર, એ તો અચેતન જડ છે.

વિદૂષક : [ જોઈને સહર્ષ ] આ જ આંખો શું પ્રિય મિત્રને જુએ છે ? અહો ! સતીનો મહિમા કેવો છે કે બળી મરવાને તૈયાર થયેલી છતાં પતિનો સમાગમ થયો ! [ ચારુદત્તને ] જયજયકાર થાઓ પ્રિય મિત્રનો !

ચારુદત્ત : ભાઈ, આવ. [ ભેટે છે ]

રદનિકા : અહો ! નસીબ પલટાયું ! દુઃખના દિવસો ગયા ! આર્ય, પાગે લાગું !

[ ચારુદત્તને પગે લાગે છે. ]

ચારુદત્ત : [ રદનિકાની પીઠ ઉપર હાથ દઈને ] ઊઠ, રદનિકા ! [ એમ કહી ઉઠાડે છે ]

ધૂતા : [ વસન્તસેનાને જોઇને ] બહેન, તમે કુશલ છો ?

વસન્તસેના : હમણાં જ કુશલ છું.

[ બે જણી સામસામી ભેટે છે. ]

શર્વિલક : આપણું બધું મિત્રમંડળ જીવતું રહ્યું ભાઈ !

ચારુદત્ત : તમારી જ કૃપાથી.

શર્વિલક : આર્યા વસન્તસેના, રાજાએ કૃપાવંત થઈ તમારા નામને 'વધૂ' એ શબ્દ લાગુ કર્યો છે.

વસન્તસેના : હું કૃતાર્થ થઈ !

શર્વિલક : [ વસન્તસેનાનું મસ્તક ઢાંકીને ચારુદત્તને ] હવે આ ભિક્ષુને માટે શું કરવું છે ?

ચારુદત્ત : સાધુ ! આપને વધારેમાં વધારે શું પ્રિય છે ?

ભિક્ષુ : સર્વ કાંઈ અનિત્ય છે, ક્ષણભંગુર છે, મિથ્યા છે !

ચારુદત્ત : મિત્ર, આનો વૈરાગ્ય દૃઢ છે; માટે આ રાજ્યના સર્વ અપાશ્રરાઓના એ ઊપરી થાય.

શર્વિલક : જેવી આજ્ઞા !

ભિક્ષુ : મનગમતું જ થયું.

વસન્તસેના : મારા ઉપર પણ ઉપકાર કરી જીવતી રાખી.

શર્વિલક : સ્થાવરકને માટે શું કરવું ?

ચારુદત્ત : ભલા દીલના પરોપકારી પુરુષ ! હવેથી તારે દાસપણું ન કરવું. પેલા ચાંડાલો હવેથી સર્વ ચાંડાલોના ઊપરી થાય. ચન્દનક રાજ્યની સર્વ સેનાઓનો અધિપતિ થાય અને આ રાજસાળો શકાર જેવી સ્થિતિમાં હતો તેમ મોજમઝામાં રહે !

શર્વિલક : સર્વ આપની મરજી મુજબ થશે; પરંતુ આને તો મૂકી દો, એને હું મારી નાંખું.

ચારુદત્ત : શરણાગતને અભય છે ! શત્રુએ અપરાધ કર્યો હોય તો તેને ઉપકારથી હણીએ.

શર્વિલક : ત્યારે કહો હવે, આપનું હું શું પ્રિય કરું ?

ચારુદત્ત : આથી કંઈ વધારે પ્રિય છે ?

• શિખરિણી •

થઈ શુદ્ધિ મારા ચરિતતણી સર્વત્ર જગતે,
કર્યો છૂટો આને, શરણગત વેરી યદપિ એ;
થયા સર્વ શત્રુ પ્રિય સુહૃદના નિર્મૂલ વળી,
અહો ! બાધી પૃથ્વી અમલ ચલવે આર્યક અહીં.
મળી પાછી વ્હાલી, પ્રિય સુહૃદના સજ્જન ! તમે,
કહો એથી યે શું અધિક પ્રિય મારે મન ગમે ?
પરંતુ કાંઈ કે અગમ વિધિનું બોધન થવા
પ્રિયાપ્રેમે પ્રાર્થું જગતતણી યુકતી સમજવા.

• સવૈયા •

કોઈક તુચ્છ બનાવી તવંગર, કોઈકને સુખસાગર રેલે !
કોઈકને કરી ઉચ્ચથી નીચ, મહાદુઃખને દરિયે કંઈ ઠેલે !
સૂચન મારું કરે ચઢતીપડતી થતી નીમ સદા નિરમેલે,
આ ઘટમાલસમાન વિધિ ખલકે ખૂબ નિત્ય નિરંતર ખેલે !

તથાપિ સર્વદા એવું હજો કે

• સવૈયા •

દૂધભરી સહુ ગાય ! વસુમતી અન્નભરી રસપૂરી રહો !
યોગ્ય સમે વરસો વરસાદ ! સદા સુખકારી સમીર વહો !
પ્રાણીતણે મન મોદ રહો ! દ્વિજસન્ત સહુ ધનવાન રહો !
ધર્મનું ધૂંસરું ધારી ધરાપતિ વૈરી વિના મહીપાલ રહો !

[ સર્વે જાય છે. ]

મૃચ્છકટિક : અંક દસ

## પ્રશ્નો

૧ નાટકનો દેશકાળ તમને કયા સૈકાનો લાગે છે ?

૨ નાટકના આ અંકના પ્રસંગનું વર્ણન કરો.

૩ ચારુદત્ત, શકાર, ધૂતા અને વસંતસેનાનાં પાત્રોનું નિરૂપણ કરો.

૪ કયાકયા સંજોગોમાં ચારુદત્ત મરણમુખથી આખરે બચી ગયો ?

૫ નાટકમાં પ્રતિબિંબિત સમાજનું રાજા ને પ્રજાને ઉદ્દેશીને ટૂંકાણમાં શબ્દ-ચિત્ર દોરો.



# મણિલાલ દ્વિવેદી

**[ વિ. સં. ૧૯૧૪–૧૯૫૪ : ઈ. સ. ૧૮૫૮–૧૮૯૮ ]**

નર્મદયુગ પછી ગોવર્ધનયુગ શરુ થયો તેમાંના આપણા સમર્થ સાહિત્યકારોમાં એક નડીઆદના સ્વર્ગસ્થ અધ્યાયક મણિલાલ નભુભાઈ દ્વિવેદી છે.



નર્મદયુગના લેખકો કરતાં આ યુગના લેખકો આપણી મુંબાઈની યુનિવર્સિટીના પદવીધરો હોઇને તેમની કેળવણી ને શક્તિઓ વિશેષ વ્યવસ્થિત થયેલી. મણિલાલ ૧૮૭૬ માં મૅટ્રિક ને ૧૮૮૧ માં બી.એ. થયા. એ ઊંચે નંબરે પસાર થયેલા હોવાથી એલ્ફિન્સ્ટન કૉલેજમાં દક્ષિણા ફેલો નીમાયા. એમનો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ બહુ જ સંગીન હતો. ઇતિહાસના એ ઊંડા અભ્યાસક હતા. એમની સાહિત્યપ્રવૃત્તિની સંગીન શરૂઆત કવિ ભવભૂતિના 'માલતીમાધવ' નાટકના ભાષાંતરથી થઈ. એમના બાલમિત્ર સ્વર્ગસ્થ બાલાશંકર કંથારિયા સાથે એમણે છેક શરૂઆતની વિદ્યાર્થીઅવસ્થામાંથી જાહેર પ્રવૃત્તિઓ આદરવાની ને કવિતા લખવાની શરૂઆત કરી હતી. મુંબાઇમાં ગુજરાતી શાળાઓના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના હોદ્દા ઉપર રહીને એમણે ભવભૂતિના બીજા નાટક 'ઉત્તરરામચરિત'નું ભાષાંતર કર્યું. ત્યાં જ એમણે વનરાજના સમયના ગુજરાતનું સ્વતંત્ર કરુણારસિક 'કાંતા' નાટક લખ્યું, મુંબાઇની 'બુદ્ધિવર્ધકસભા'માં અગ્રણી તરીકે એ ભાગ લેતા હતા. આ વખતે પ્રાણવિનિમયના પ્રયોગોથી, સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના વિદ્વત્તાભર્યા લેખો લખવાથી એ ગુજરાતમાં, હિંદમાં ને પશ્ચિમના દેશોમાં યે પ્રખ્યાતિ પામ્યા. આર્ય સંસ્કૃતિના એ પક્ષપાતી હતા તેથી ઉપરઉપરના સુધારા ઉપર ને આંખો મીંચીને પાશ્ચાત્ય મોહમાં ફસાતા સુધારકો ઉપર એમણે ભારે શબ્દપ્રહારો કર્યા હતા. ૧૮૫૫ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં એ સંસ્કૃતના અધ્યાપક નીમાયા. આ પહેલાં ગુજરાતની સ્ત્રીજાતિની સુધારણા અર્થે એમણે 'પ્રિયંવદા'માસિક શરુ કર્યું હતું. પાછળથી 'પ્રિયંવદા'એ સુદર્શન નામ ધારણ કર્યું ને ગુજરાતનાં માસિકોમાં એ મુખ્ય માસિક બન્યું. નાકના દર્દને લીધે અધ્યાપકપદનો ત્યાગ કરી એમણે એકલી લેખનપ્રવૃત્તિ જ કર્યા કરી. પાટણના જાણીતા ભંડારોમાંના પ્રાચીન સાહિત્યનાં કેટલાંક સંસ્કૃત પુસ્તકોનો એમને હાથે સારોદ્ધાર થયો છે. ૧૮૯૮ માં

ચાળીસ વર્ષની ટૂંકી ઉમ્મરે એમનો સ્વર્ગવાસ થયો તે પહેલાં તો એમણે સંખ્યાબંધ પુસ્તકો લખી નાંખ્યાં હતાં.

## મણિલાલના ગ્રંથો

**માલતીમાધવ, ઉત્તરરામચરિત, નારીપ્રતિષ્ઠા, બાલવિલાસ, ગુલાબસિંહ (લૉર્ડ લિટનની 'ઝેનોની' નવલનો અનુવાદ), તર્કભાષા, વિક્રમચરિત્ર, ભોજપ્રબંધ, દ્વાશ્રય, કુમારપાલચરિત્ર, શિક્ષાશતક, આત્મનિમજ્જન. ભગવદ્‌ગીતા, નૃસિંહાવતાર, સિદ્ધાંતસાર, વૃત્તિપ્રભાકર, પ્રાણવિનિમય, ચેતનશાસ્ત્ર, ન્યાય, પંચશતી, સંક્ષિપ્ત સુવાક્ય, પરમાર્થ, ગુજરાતના બ્રાહ્મણો, ચરિત્ર, અવલોકન, વિવાદતાંડવ, વાક્પાટવ, શિક્ષણ અને સ્વશિક્ષણ, વગેરે, વગેરે.]**

# મનોબલ

સમર્થ, યશસ્વી, પરાક્રમોમાં શૌર્ય દર્શાવી શકાય છે તેમ નિત્યકર્મમાં પણ તે દર્શાવવું આવશ્યક છે. ઉદાહરણ જોઇએ તો પગલેપગલે પ્રામાણિકતા રાખવાને શૌર્યની અપેક્ષા છે; લોભથી ઊગરવાને શૌર્યની અપેક્ષા છે; સત્ય બોલવાને શૌર્યની અપેક્ષા છે; યથાસ્થિત જણાવા, એટલે કે જેવા હોઈએ તેવા જ જણાવા, ને જેવા ન હોઇએ તેવા હોવાનો ઢોંગ ન કરવા, શૌર્યની અપેક્ષા છે; ગજા ઉપરાંત ન થઇ જવા, આપણી શક્તિ પાર જઇ બીજાના કરજ ઉપર પડી ન રહેવા, શૌર્યની અપેક્ષા છે. જગતમાં જે દુ:ખ છે તેનો લગભગ પોણો ભાગ નિશ્ચય ઉપર આવવાની નાહિંમત અને નબળાઇને લીધે, એટલે કે શૌર્યના અભાવને લીધે પેદા થાય છે. માણસો ઘણીવાર યોગ્યાયોગ્ય સમજતા હોય છે, પણ તેમ કરવાનું, કહેવાનું, તેમને શૌર્ય હોતું નથી; પોતાનું અમુક પ્રસંગે શું કર્તવ્ય છે તે જાણવામાં હોય છે, છતાં તેમ કરવાનો નિશ્ચય થઈ શકતો નથી. આવાં માણસો જ ગમે તે માર્ગે ચઢી જાય, ગજા ઉપરાંત ભરાઈ પડે છે, ને દુ:ખી થાય છે. મનમાં કાંઈક હોય ને કાંઈક થઇ બેસે છે, એથી દુ:ખ ઊપજે છે. આવાં નિર્બલ અને અનિયમિત માણસ પ્રત્યેક નાનામોટા પ્રલોભનથી આમતેમ ખેંચાયા કરે છે, ને કોઈપણ પ્રલોભનને તે હડસેલી શકતાં નથી, પણ તેમાં સપડાઇ બેસે છે. એ પ્રલોભન જે પ્રકારનું હોય તે પ્રકારનાં તે પોતે પણ થઈ જાય છે, ને જો તે ખરાબ હોય, ને વારંવાર હોય છે તો ગમે તેવાં કૃત્ય આચરી દુ:ખમાં પડી પસ્તાય છે.

નકામી, નજીવી, વાતો પણ તેના મનને પોતાના નિશ્ચય ઉપરાંત થઈ, લોભાવી દોરી શકે છે ને એમ તેનું જીવિત કેવલ વ્યર્થ અને દુઃખરૂપ કરે છે. એ બધામાંથી ઊગરવાનો ઉપાય શૌર્ય છે. જેવું મનમાં હોય તેવું જ બોલવું અને તેવું જ કરવું સર્વથા સર્વ પ્રસંગે નિશ્ચય ઉપર આવવાની ટેવ પાડવી જોઇએ. જે અનિશ્ચિત મનનો માણસ છે, જેને સર્વદા નિશ્ચય કરવાની ટેવ જ નથી, તે સંશયમાં ઝોલાં ખાય છે, ને વિનાશ પામે છે. ઘણા જ તરંગ ઊઠાવવામાં આવે છે જેનું પરિણામ વાણીમાત્રમાં જ રહે છે; ઘણાંક કાર્ય હાથ ધરાય છે જેનુ ફલ તેના અભાવમાં જ રહે છે; ઘણાક પ્રયોગ વિચારાય છે જેનો આરંભ જ કરાતો નથી. આ બધું માત્ર થોડાક નિશ્ચયના અભાવથી નિપજે છે. વ્યવહારમાં અર્થાત્ જીવિતમાં બોલવા કરતાં કરવું એ વધારે ઉપયોગનું છે; ને બધી વાતનો ટૂંકો જવાબ "કરો" એ જ છે. થતું નથી, વખત નથી, એ બાયલા લોકોનાં મનવળામણાં છે. નિશ્ચય એ શૌર્ય છે.

આમાં પણ વળી, જેને "લોક" કહીએ છીએ તેની બગાડનારી અસરો આપણને ન લાગે તે માટે જે શૌર્ય જોઇએ તે થોડું નથી. જો કે લોક એક બહુ નજીવી અને નિરર્થક વાત છે, તોપણ તેની અસર અગાધ અને અમિત છે. ઘણા પુરુષો અને વિશેષે કરી સ્ત્રીઓ, જે વર્ગ કે નાતમાં તેઓ હોય છે તેનાં ગુલામ હોય છે. જેમ નાત છે તેમ વિચાર પણ એક બંધનરૂપ જ છે. કેટલાક અમુક "ફૅશન"ના ગુલામ હોય છે. કેટલાક અમુક વિચારપદ્ધતીના ગુલામ હોય છે, કેટલાક અમુક રીતરીવાજના ગુલામ હોય છે,—એ બધાંની વર્તણૂક નાત કે વર્ગ સંબંધે કહી તેવી જ હોય છે. પણ પોતાના મંડળની સીમાને ઓળંગી વિચાર કરનારા, કે પોતાના વર્ગની પાર પણ કામ કરનારા, અને એ ઉભય રીતે પોતાના જ શૌર્યાનુસાર સ્વવિચાર અને સ્વવર્તનનું સ્વતંત્ર પરાક્રમ દર્શાવનારા કોઈ વિરલા જ હોય છે. આપણે "લોકો"ના વિચાર અને વહેમ પ્રમાણે ખાઇએ છીએ, પીએ છીએ, પહેરીએ છીએ, ઓઢીએ છીએ, વિચાર કરીએ છીએ, વર્તીએ છીએ—તેમાં દેવું થાય, દારિદ્રય આવે, જૂઠું બોલાય, પાપ થાય તે કશાની દરકાર નથી. આ બધામાંથી છૂટી લોકલાજ, ફૅશન તથા જેને

આપણી જાતે વિચાર કર્યા વિના પરોક્તિમાત્રને આધારે સારા ગણ્યા છે તેવા વિચાર, તે સર્વથી મોકળા થવા માટે પણ ખરા શૌર્યની અપેક્ષા છે.

જેમ ખાનગીમાં શૌર્યની પૂર્ણ જરુર, લોકલાજની સામા થઈ સત્યપરાયણ થવા માટે છે, તેમ જાહેરમાં પણ તેની ઓછી જરુર નથી. લોકપ્રિય થવાની આકાંક્ષા સર્વને હોય છે. પણ કેટલાંકને તો તે એવી હોય છે કે તેઓ કોઈ એક ધોરણે ચાલતાં નથી ને જેમનો વા વાતો હોય તેમના વગી જઈ લોકોનાં મન રીઝવી વાહવા કહેવરાવવામાં રાજી હોય છે. એ તો પ્રસિદ્ધ વાત છે કે ઘણા લોક અમુક વાતને ઇચ્છતા હોય કે વખાણતા હોય માટે તે ખરી વાત હોય એવો નિયમ નથી. આવા જ પ્રસંગોમાં જાહેરમાં કામ કરનારા પુરુષોને શૌર્યની અપેક્ષા પડે છે; કારણ કે જ્યાં લોકપ્રિયતારૂપી માન ખોવાનો સંભવ છે ત્યાં સત્યપરાયણતાથી શૌર્ય દર્શાવનારા કોઈ વિરલા જ હોય છે. પણ એમ ન કરવાથી બહુ હાનિ થાય છે. પોતાને થાય તે તો જુદી, પણ તે વિના જે અગણિત લોક પોતાના વિચારે દોરાતા હોય તેમને ખોટી આશાઓ ને ખોટા માનમાં ચઢાવવાથી તેઓ નિર્મૂળ થઈ જાય છે. માન તથા આબરુની નિશાની લોકપ્રિયતા નથી, પણ સત્યપ્રિયતા છે. निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु । એ નીતિ સત્પુરુષોની છે. ડાહ્યા-ડમરા થઇ ફરનાર નિન્દો કે સ્તવો, ગમે તેમ થાઓ, પણ સત્પુરુષો ન્યાયમાર્ગથી ચલિત થતા નથી. ખરું માન માનની આશા રાખનારને પ્રાપ્ત થતું જ નથી. કર્તવ્ય કરવામાં સર્વદા શૌર્ય રાખી ચાલ્યા જતાં માન પોતાની મેળે પાછળ આવે છે એ ખરું માન ને તે ખરી લોકપ્રિયતા છે. એક પ્રખ્યાત વિદ્વાને પોતાની પુત્રીને કહ્યું કે, "બહેન ! હું હમણાંનો બહુ લોકપ્રિય થતો જાઉં છું, તો મને ભય રહે છે કે હું થોડા સમયમાં કાંઇ કામનો નહિ રહું.' આ વાતમાં સમાયલું રહસ્ય બહુ ઉપયોગી છે. જે માણસ સર્વેને મોંઢે વખણાઈ રહ્યાં છે તે ઘણું કરીને ખુશામદથી ઠગાય છે, ને તેથી તેની વૃત્તિ, એક ધોરણ ઉપર ન રહેતાં વિચલ થઇ ખાલી લોકપ્રિયતાના બાચકા આમતેમ ભરવા માંડે છે, ને છેવટ તૂટી પડે છે. ખુશામદ એ એવું દુષ્ટ વ્યસન છે કે તેથી તેને ભોગવનાર તથા ભોગવાવનાર બન્નેને હાનિ થાય છે.

ખરી પ્રીતિ, ખરી આબરુ, ખરી ખુશામદ, તમારા પોતાના અંતઃકરણ પાસેથી જ પામો, પરમ શૌર્યથી અંતઃકરણની સૂચના પ્રમાણે જ આચરણ રાખો, તો લોકપ્રિયતા, માન, આબરુ, બધું એની મેળે આવશે. "લોક" એ એક મિથ્યા છતાં પચરંગી કલ્પનામાત્રનું જ નામ છે. એમાં સત્ય કે સ્થિર કશું નથી. આજ એક વાત, કાલે બીજી, વળી ત્રીજી, એમ લોકમાં અનેક રંગ જણાશે. ટટ્ટૂ વેચવા જનાર મિયાંની વાત લોકરુચિનું ઉત્તમ દૃષ્ટાંત છે. લોકરુચિ અનુસરતાં એવી હાનિ જ થાય છે. પણ અવિચલ નિશ્ચયપૂર્વક સત્યપરાયણ શૌર્યવાળાનું વર્તન એ રુચિના રંગથી ન છંટાતાં સર્વદા શુદ્ધ અને તેજિત રહી પરિપૂર્ણ પ્રકાશી, બધાંના નયન પોતા ઉપર ખેંચશે. સત્યપરાયણ શૌર્યવાનને લોકો ગાંડા ગણે છે. પણ એ ગાંડપણ ઘણીવાર ડહાપણની નિશાની હોય છે. એક જ ચીલે ચાલ્યાં જનારાં હજાર બકરાંમાંથી જુદો પડી પોતાનો જુદો 'માર્ગ' સાધનાર સિંહ સર્વને ગજાવવાને સમર્થ હોય છે. મનોનિગ્રહયુક્ત દૃઢવૃત્તિવાળાં માણસ સર્વદા લોકને મન ગાંડાં જ જણાયાં છે, પણ એવી ગાંડાઇ જ આ વિશ્વના તત્ત્વવેત્તા, શોધક, કવિ, પંડિત, સર્વના સ્વભાવનું તત્ત્વ છે, વિશ્વનું ભૂષણ છે.

ચરિત્ર

### પ્રશ્નો

૧ મનોબલ પ્રાપ્ત કરવા ઈચ્છનારે શું કરવું ને શું ન કરવું જોઇએ ?

૨ શૌર્ય, લોકલજ્જા પ્રત્યે નિડરતા અને નિશ્ચયાત્મક બુદ્ધિ એ સદ્ગુણો મનોબળને કેટલી પુષ્ટિ આપી શકે ?

૩ મણિલાલના આ લેખના વિચારો લઈ 'મનોબલ' ઉપર એક ટૂંકો નિબન્ધ લખો.



# રમણભાઈ નીલકંઠ

**[ વિ. સં. ૧૯૨૪–૧૯૮૪ : ઇ. સ. ૧૮૬૮–૧૯૨૮ ]**

[ સ્વર્ગસ્થ સર રમણભાઈ મહીપતરામ નીલકંઠનો જન્મ ૧૮૬૮ માં કેળવણીકાર, સુધારક અને સાહિત્યકાર સુરતનિવાસી મહીપતરામને ત્યાં અમદાવાદમાં થયો હતો. એમના પૂર્વજ નીલકંઠ મહેતાએ સુરતના નવાબનું કારભારું કરી નામના મેળવેલી તે ઉપરથી તેમના સ્મરણાર્થે એમનું કુટુંબનામ 'નીલકંઠ' રાખવામાં આવ્યું છે. મહીપતરામ જ્ઞાતિનાં બંધનો તોડી ઇંગ્લંડ જનારાઓમાં પ્રથમ ગુજરાતી હિંદુ હતા. પાર્વતીકુંવર રમણભાઈનાં માતા થાય. રમણભાઈ એમના ત્રણ ભાઇઓમાં સૌથી નાના હતા. એમની કેળવણી એમના ચોથા વર્ષમાં શરૂ થઈ. આઠમે વર્ષે એમણે અંગ્રેજી અભ્યાસ આરંભ્યો. ૧૮૮૩ માં મૅટ્રિક થયા. ગુજરાત કૉલેજમાં શિષ્યવૃત્તિ મળી હતી તે છોડી દઇને તે મુંબાઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં પ્રિન્સિપાલ વર્ડ્ઝવર્થના જ્ઞાનનો લાભ લેવા દાખલ થયા. ઇતિહાસ ને અર્થશાસ્ત્ર સાથે એમણે બી.એ.ની પરીક્ષા પસાર કરી હતી. રમણભાઇએ પોતાના કૉલેજજીવનમાં જ 'ગુજરાતી એલ્ફિન્સ્ટન સભા'ને આશ્રયે 'કવિતાની ઉત્પત્તિ અને સ્વરૂપ' વિષે વ્યાખ્યાન આપી સાહિત્યકારના જીવનની શરૂઆત કરી હતી.

એમનું પહેલું લગ્ન સુરતમાં ૧૮૮૪ માં થયેલું. તે પત્ની ૧૮૮૮ માં સ્વર્ગસ્થ થયાં હતાં. રમણભાઇએ તે પત્નીનું નામ 'તું ગઈ' ને 'રેખાશૂન્યતા' એ બે સરસ કાવ્યોમાં અમર કર્યું છે. ૧૮૮૯ માં એમણે ઍલઍલ. બી. ની પરીક્ષા પસાર કરી. એ જ વર્ષે એમનું બીજી વારનું લગ્ન–આપણાં લગ્નગીતોનો સુંદર સંગ્રહ કરનાર ભોળાનાથ સારાભાઈનાં પુત્રી સ્વર્ગસ્થ બાળાબહેન ગોપીલાલ ધ્રુવનાં પુત્રી–વિદ્યાબહેન સાથે થયું.

પ્રાર્થનાસમાજના મુખપત્ર 'જ્ઞાનસુધા'માસિકનું (હાલ બંધ) તંત્રીપદ ૧૮૮૭ માં હાથમાં લઈ એમણે તેમાં ધર્મ, સુધારો, સાહિત્ય અને ગુજરાતની–હિંદની–ધાર્મિક, સામાજિક અને સાહિત્યની પ્રવૃત્તિઓ ઉપર ચર્ચા કરવા માંડી. 'હાસ્યમંદિર', 'ભદ્રંભદ્ર', 'કવિતા અને સાહિત્ય'માંના છૂટાછૂટા અને સામટા વિવિધ પ્રકારના લેખો એ માસિકદ્વારા પહેલા પ્રસિદ્ધ થયા હતા. ૧૯૦૦ માં અજ્ઞાન સનાતનીઓનો અપાર દ્વેષ વહોરતી 'ભદ્રંભદ્ર' ની કલ્પિત હાસ્યરસિક જીવનકથા ટોળી રમણભાઇએ પ્રસિદ્ધ કરી. ૧૯૧૨ માં પિતાના 'ભવાઈસંગ્રહ'માંથી વસ્તુ શોધી એમણે 'રાઇનો પર્વત' એ સફળ, સુંદર, સરસ ને સુધારાનું ઉત્તમ નાટક પ્રસિદ્ધ કર્યું.

રમણભાઈ થોડાંક ઊર્મિકાવ્યો લખીને ઉચ્ચ કોટિના કવિ તરીકે પણ રસિક-વર્ગમાં પ્રેમપાત્ર થયેલા છે.

૧૯૧૧ ની સાલમાં સરકારે એમની લોકસેવાની કદર કરી એમને રાવબહાદુર બનાવ્યા હતા.

૧૯૧૫ માં વિદ્યાબહેન ને એમનો સહિયારો લેખસંગ્રહ 'હાસ્યમંદિર' પ્રગટ થયો. આ વર્ષમાં મુંબાઈ ખાતે ભરાયલી આઠમી ગુજરાતી સાહિત્યપરિષદનું પ્રમુખપદ એમને આપવામાં આવ્યું. અનેક ભારેભારે પ્રવૃત્તિઓને પરિણામે રમણ-ભાઇને આખરે લકવાનું દર્દ લાગુ થયું. ૧૯૨૮ માં સજ્જનતાની સાક્ષાત મૂર્તિ જેવા એ લોક ને સરકારની બેશુમાર લોકપ્રિયતા સાથે સ્વર્ગવાસી થયા.

## રમણભાઈના ગ્રંથો

કવિતા અને સાહિત્ય ભા. ૧-૪ (ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રસિદ્ધ કરેલી બીજી આવૃત્તિ), ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, જ્ઞાનસુધા વગેરે પત્રોમાં લખાયલા પુસ્તકસ્થ નહીં થયેલા બીજા લેખો, રાઇનો પર્વત (નાટક) અને કાવ્યો, વગેરે.]

# થોભીઆ

જ્યારેજ્યારે હું કોઈ માણસના ચહેરા ઉપર થોભીઆ જોઉં છું ત્યારેત્યારે મારા મનમાં બહુ તર્કવિતર્ક થાય છે. એમ કહેવાય છે કે કુદરતમાં કોઈ વસ્તુ હેતુ વગરની હોતી નથી, અને મનુષ્યો પણ કાંઈ કાર્ય હેતુ વગર કરતા નથી. ત્યારે થોભીઆનો શો હેતુ હશે ? થોભીઆ કુદરતી ન કહેવાય, કેમકે થોભીઆની આકૃતિ કુદરતથી થતી નથી. દાઢી અને મૂછ કુદરતી રીતે ઊગે છે, પણ થોભીઆ તો માણસની બનાવટથી થાય છે. એમ છે તો માણસો શા હેતુથી થોભીઆ રાખતા હશે ? દાઢી અને મૂછ બન્ને કાઢી નાંખવાં એ ચહેરો સ્વચ્છ દેખાય અને આકૃતિ ગંભીર દેખાય એ હેતુથી કરેલી મનુષ્યકૃતિ કહેવાય. દાઢી રાખી ફક્ત મૂછ કાઢી નાંખનારા પણ કેટલાક હોય છે. તેમનો હેતુ કુદરતનું અનુસરણ કરવાનો અને રાંક દેખાવાનો હશે. પણ, થોભીઆ રાખવાનો શો હેતુ હશે તે બહુબહુ વિચાર કરતાં પણ મારાથી કળી શકાતું નથી. એ વિષે અનેક ધારણાઓ મેં અજમાવી જોઈ પણ એકે બંધબેસતી આવી નહિ.

બહાદુર દેખાવાના હેતુથી માણસો થોભીઆ રાખતા હશે ? થોભીઆથી ચહેરો કાંઇક વિકરાળ દેખાય છે, અને નાનાં છોકરાં થોભીઆવાળા

માણસને જોઇને બીએ છે પણ ખરાં. વાઘવરૂ થોભીઆ જોઈ બીએ છે કે કેમ તે જાણવામાં નથી. પણ, તે બીતાં હોય તો શિકારીઓ એ ઉપાય લીધા વગર રહે નહિ. "ભેંસ ભડકે એવાં ટીલાં" કહેવાય છે, પણ, થોભીઆનું વર્ણન એ પ્રકારે થતું નથી તેથી, થોભીઆથી ભેંસો ભડકતી હોવી ન જોઇએ. બાવાઓ અને ફકીરો વિકરાળ દેખાવાનો અને છોકરાંને બીવડાવવાનો પ્રયત્ન કરે ખરા, પણ, કોઇ સંસારી મનુષ્યો છોકરાંને બીવડાવવાના કે ઢોરને ભડકાવવાના હેતુથી કાંઈ કાર્ય કરે એ બનવા જોગ નથી. થોભીઆથી ચહેરા પર કાંઈ બહાદુરીની, જવાંમર્દીની, શૌર્યની, સાહસિકતાની કે પરાક્રમની રેખાઓ દેખાતી નથી. થોભીઆથી એવી રેખાઓ દેખાતી હોય તો લશ્કરમાં સિપાઈઓને અને સવારોને જેમ ફેંટા વાંકા પહેરાવવાના, છોગાં ઊડતાં રખાવવાના, કમરપટા કસીકસીને બંધાવવાના, પટ્ટીઓ ચીપીચીપીને વળાવવાના, વાંસે એક વેંત ખાડો પડે એવી રીતે છાતી કાઢીને ચલાવવાના, નિયમો હોય છે તેમ થોભીઆ રાખવાના પણ નિયમો હોત.

ત્યારે, સુંદર દેખાવાના હેતુથી માણસો થોભીઆ રાખતા હશે? સુંદતાની ઘણી વ્યાખ્યાઓ હું જોઈ ગયો, પણ તેમાંથી એકેમાં થોભીઆના દેખાવનો સમાવેશ થઈ શકે તેમ નથી. 'અવયવોના પરસ્પર પ્રમાણની સુઘટિતતા દેખાય ત્યાં સુન્દરતાનું દર્શન થાય,' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ થોભીઆથી ચહેરાના કોઇ અવયવોનું પ્રમાણ ગોઠવાતું નથી. ઊલટું પ્રમાણ બગડે છે. ગાલ સાધારણ હોય તો પણ થોભીઆને લીધે ફૂલેલા દેખાય છે, આંખો સામાન્ય રીતે ઊઘડેલી હોય તોપણ થોભીઆને લીધે પહોળી કરેલી દેખાય છે. મુખાકૃતિ ગોળ કે લંબગોળ હોય તોપણ થોભીઆને લીધે ચોરસ દેખાય છે. 'અવયવોની રચના એવી હોય કે જોનારનું ચિત્ત તે અવયવોમાં આન્દોલન થતું હોવાથી કલ્પના કરે ત્યારે તે ચિત્તને સુન્દરતાનો અનુભવ થાય છે,' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ થોભીઆ જોઈ એથી આન્દોલનની કલ્પના ઉત્પન્ન થતી નથી. થોભીઆથી તો ઊલટું ચંચળ મનુષ્યના ચહેરામાં પણ જડતા અને સ્થૂલતાનો આભાસ થાય છે. 'જેના દર્શનથી રસિકતા તૃપ્ત થાય અને

આનંદની પ્રાપ્તિ થાય તેને સુન્દર ગણવું,' એમ કેટલાક વ્યાખ્યા કરે છે; પણ રસિકતાના કોઈ ભાવનું થોભીઆથી પોષણ થતું જણાતું નથી. કોઈ કવિતામાં, નાટકમાં કે નવલકથામાં સુન્દર આકૃતિના મનુષ્યના વર્ણનમાં તેને થોભીઆ હોવાનું કહેવામાં આવ્યું નથી. નાયકના ચહેરા પરના થોભીઆ જોઈ નાયિકા મોહિત થઇ ગયાનું કોઈ કવિએ વર્ણવ્યું નથી. સેતાનની લલચાવવાની શક્તિ દર્શાવવા ચિત્રકારોએ તેને બહુ જ સુન્દર આકૃતિવાળો કલ્પ્યો છે. પણ, કોઈ ચિત્રમાં તેના ચહેરા પર થોભીઆ કાઢેલા હોતા નથી. થોભીઆ જોઈ કોઇને આનંદ થયો હોય એમ પણ કોઈ વખત વાંચ્યું કે સાંભળ્યું નથી. 'એકતામાં અનેકતાનો વાસ હોય તે સુન્દરતા કહેવાય', 'જેથી લાગણી પર અસર થાય તે સુન્દર કહેવાય', 'જ્યાં પરિચયના સંસ્કાર જાગ્રત થાય ત્યાં સુન્દરતા પ્રકટેલી કહેવાય', ઇત્યાદિ ગમે તે વ્યાખ્યા લઇને પણ કોઇ થોભીઆને આશ્રય આપે એમ જણાતું નથી. થોભીઆ જોતાં થોભીઆ સિવાય બીજા કશાનો ખ્યાલ આવતો જ નથી, તેથી થોભીઆથી ચિત્તમાં અનેકતાની ભાવના શી રીતે દાખલ થઈ શકે? અથવા અનેક ભાવનાઓ એકઠી થાય અને તે થોભીઆથી ઉદ્ભવેલી મનાય એમ શી રીતે બને? લાગણીની કસોટી પર તો ઉપર રસિકતા અને આનન્દના અંશવાળી વ્યાખ્યાના સંબંધમાં થોભીઆને મૂકી જોયા પણ કાંઈ સાર જણાયો નહિ. થોભીઆથી જો કાંઇ પરિચયના સંસ્કાર જાગ્રત થતા હોય તો માત્ર હાથીની સૂંઢની કે લગ્નવખતે કન્યાના મોં પર કાઢેલી પિયળની કે ઝાડ પર થયેલાં અને ઝાડનાં પાંદડાં બહાર દેખાતાં જાળાંની સ્મૃતિ થોભીઆથી ઉદ્દીપ્ત થાય છે, પણ સૌન્દર્યનું ભાન કોઇ પ્રકારે થતું નથી.

માછલીની પાંખની ગરજ થોભીઆથી માણસને સરે છે એવું મેં કોઈ ઠેકાણે વાંચ્યું છે. પણ એ ખુલાસો ખરો લાગતો નથી. પાંખથી માછલીને પાણીમાં તરવામાં મદદ થાય છે, પણ માણસને હવામાં તરવું પડતું નથી. પવનનો સપાટો આવે તો થોભીઆ તે ઝીલી લે અને માણસ પડતો બચી જાય એમ પણ બનતું નથી. થોભીઆવાળા માણસો પવનના ધક્કાથી ઊથલી ન પડે એમ કહીં જોવામાં આવ્યું નથી. થોભીઆ એ રીતે

ઉપયોગી થતા હોય તો ખલાસીઓ અને વહાણવટીઓ થોભીઆ રાખ્યા વિના દરિયો ખેડવા નીકળે નહિ એવો ચાલ પડત. થોભીઆથી તરાતું હોત કે દરિયાના તોફાની પવન સામે ટક્કર ઝીલી શકાતી હોત તો તેઓ પોતે થોભીઆ રાખત, એટલું જ નહિ પણ વહાણને પણ થોભીઆ ઊગાડત.

મોંમાં પાનસોપારી ને તમાકુનો ડૂચો હોય તો તે થોભીઆને લીધે દેખાય નહિ એમ કોઈ કહેશે, પણ એ ખુલાસો નભે તેમ નથી; કેમકે થોભીઆથી તો ડૂચો ન હોય તે છતાં ડૂચા જેવું દેખાય છે.

આમ એકે રીતે થોભીઆનું પ્રયોજન સાબીત થતું નથી. તેથી મને બહુ ગૂંચવણ થાય છે, અને કદીકદી હું મુશ્કેલીમાં આવી જાઉં છું. એક વાર એક થોભીઆવાળા ગૃહસ્થ સાથે મારે મેળાપ થયો. તેમણે ઘણા વિષયો બાબત વાત કરી પણ મારી દૃષ્ટિ તો કેમે કરી તેમના થોભીઆ પરથી ખસી નહિ. આકાશથી માંડીને પાતાળ સુધીની એકેએક વસ્તુ વિષે તેમણે વાતો કરી તે મેં ધ્યાન દઈને સાંભળી, પણ મારા મનના ઊંડાણમાં તો તેમના થોભીઆ જ ઘોળાયા કરતા હતા. તેમણે પાતાળથી શરુ કરીને આકાશ સુધી જઈ પહોચી એ ની એ વાતો ઊલટા ક્રમમાં ફરીથી કહી તે પર મેં બહુ લક્ષ આપ્યું, પણ થોભીઆમાં મગ્ન થયેલું મારું મન પરવશતામાંથી છૂટયું નહિ. એ ની એ વાતો ત્રીજીવાર તેઓ આકાશથી શરુ કરી કહેવા જતા હતા, પણ અંતે મારી ધીરજ રહી નહિ. હું એવો વિહ્વલ અને આકુલવ્યાકુલ થઈ ગયો હતો કે હું શું કરું છું તેનું મને ભાન રહ્યું નહિ, અને હું બોલી ઊઠયો, માફ કરજો, આપ અગાડી વાત કરો તે પહેલાં પૂછી લઉં કે આપ આ થોભીઆ શા માટે રાખો છો? તે ગૃહસ્થ તરત ઊઠીને ચાલતા થયા. તેમની જોડે તેમના થોભીઆ પણ અદૃશ્ય થયા ત્યારે હું ભાનમાં આવ્યો, અને મેં કેવો અવિવેક કર્યો હતો તે મને સમજાયું. બેભાનપણામાં થયેલી ભૂલ માટે મેં તે ગૃહસ્થની ક્ષમા માગી છે, અને, મારે ને તેમને સમાધાન થઈ ગયું છે. પરંતુ મારા મનની મૂંઝવણ તો એમ ની એમ રહી છે.

કદીકદી મને એવો વિચાર થાય છે કે થોભીઆવાળા ગૃહસ્થોની કૉન્ફરન્સ બોલાવી 'થોભીઆ કૉન્ફરન્સ' પાસે જ થોભીઆના હેતુનો

નિર્બંધ કરાવવો. પણ દેશની આટલીઆટલી કૉન્ફરન્સો ભરાય છે તેમાં 'થોભીઆ કૉન્ફરન્સ' ભરવાનો વખત ક્યાં મળે? અને કદાચ તે કૉન્ફરન્સ ભરાય, પણ થોભીઆવાળા માણસો થોભીઆ રાખવાનો હેતુ પોતે જ જાણતા હશે કે કેમ? તેઓ જાણતા હોય તોપણ મન મૂકીને વાત કરે કે કેમ? એ શંકાઓને લીધે કૉન્ફરન્સ મેળવવાનો વિચાર માંડી વાળ્યો છે.

'ભાવિનુ સ્વરૂપ કેવું હશે?' એ પ્રશ્ન રા. નરસિંહરાવને બહુ ગૂઢ લાગ્યો છે. અને તેનો ઉત્તર તેમને કોઈ ઠેકાણેથી મળ્યો નથી. પરંતુ મને તો 'થોભીઆ રાખવાનો હેતુ શો હશે?' એ પ્રશ્ન એથી વધારે ગૂઢ લાગે છે. તેનો ઉત્તર આમ કોઈ રીતે મળતો નથી, માટે "કુસુમમાળા" માંથી રા. નરસિંહરાવનાં વચન ઊતારી મારે ઉદ્ગાર કરવો પડે છે કે

'આ હૃદયમથન પ્રશ્નનો ન કો ઉત્તર વાળે;–
હા? કોણ એહવો આંહિ સંશય મુજ ટાળે?

હાસ્યમંદિર

### પ્રશ્નો

૧ થોભીઆ જોઈ રમણભાઇને શાશા ખ્યાલ આવતા?

૨ થોભીઆવાળા પુરુષનું વિનોદભર્યું લેખકે કર્યું છે તેવું અથવા તમને ગમે એવું વર્ણન કરો.

૩ રમણભાઈ થોભીઆ સંબંધમાં તેની ઉત્પત્તિ, સ્થિતિ અને તે રાખવાના હેતુ વિષે શું કહે છે?

૪ "થોભીઆવાળા વિરુદ્ધ થોભીઆ વગરના" એ વિષય વિષે વાદ કરો.



# મહાત્મા ગાંધીજી

[ જન્મ વિ. સં. ૧૯૨૫ : ઇ. સ. ૧૮૬૯ ]

[ આ જગત્પ્રસિદ્ધ પુરુષોત્તમ મોહનદાસ કરમચંદ ગાંધી કાઠીઆવાડના પોરબંદરસંસ્થાનના રહીશ ને જ્ઞાતિએ મોઢ વણિક છે. એમનો જન્મ ૧૮૬૯ માં થયો હતો.

પોરબંદરના કારભારીનું પદ એ એમના વડીલોનો આઠેક પેઢીનો ધંધો હતો. ગાંધીજીની માતાનું નામ પૂતળીબાઈ અને તે ચુસ્ત ને ધાર્મિક વૃત્તિ ધરાવનાર બાઈ હતાં. મોહનદાસ ગાંધી ઉપર ચારિત્ર્યવાન એ માતાના સંસ્કારોની દૃઢ અસર પડેલી છે.

મોહનદાસની પ્રાથમિક કેળવણી પોરબંદરની એક ગામઠી શાળામાં શરૂ થયેલી. ત્યાંથી તે રાજકોટ ગયા ને ૧૮૮૧ માં ત્યાંની હાઈસ્કૂલમાં દાખલ થયા. મૅટ્રિક્યુલેશનની પરીક્ષા એમણે ૧૮૮૭ માં પસાર કરી. ગાંધીજી ઉપર ધાર્મિક જીવનની વિશેષ છાપ પડી હતી અને તે હાલ વિશાળ વિશ્વબંધુતાધર્મરૂપે ફૂલીફાલી ઊઠી છે.

૧૮૮૮ માં ભાવનગરની શામળદાસ કૉલેજમાં દાખલ થઈ થોડા માસ પછી તા. ૪ થી સપ્ટેમ્બરે એ બૅરિસ્ટર થવા માટે ઇંગ્લૅંડ ગયા.

ગાંધીજીનું લગ્ન શ્રી કસ્તુરબાઈ સાથે તેર વર્ષની ઉમ્મરે ૧૮૮૨ માં થયું હતું.

એમની અસત્ય સામે સત્યાગ્રહની, દેશભક્તિની ને આત્મભોગની અનેક પ્રવૃત્તિઓ જગજાહેર છે.

**ગાંધીજીકૃત ગ્રંથો**

સર્વોદય, હિંદ સ્વરાજ્ય, નીતિધર્મ, નવજીવન (સાપ્તાહિક), ગાંધીજીની વિચારસૃષ્ટિ, દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ, સત્યના પ્રયોગો અથવા આત્મકથા ભાગ ૧-૨ (૧૯૨૯), આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન, નીતિનાશને રસ્તે, યેરવડાના અનુભવ, વગેરે વગેરે.

અંગ્રેજી: Young India (Weekly), બીજા સંખ્યાબંધ પુસ્તકસ્થ ન થયેલા લેખો તથા My Experiments with Truth. ]

# અનુપમ હિમાલય

સિમલા દાર્જિલિંગ પણ હિમાલયના પ્રદેશ છે, પણ ત્યાં મને હિમાલયના મહત્ત્વનો ખ્યાલ ન આવી શક્યો. હું ત્યાં રહ્યો પણ ઓછો, અને એ પ્રદેશ એક અંગ્રેજી સંસ્થાનજેવો લાગ્યો આલમોડામાં હિમાલય

શું છે એની કંઈક કલ્પના આવી. હિમાલય ન હોય તો ગંગા, જમના, બ્રહ્મપુત્રા, સિંધુ ન હોય; હિમાલય ન હોય તો વરસાદ ન હોય અને આ નદીઓ ન હોય; વરસાદ ન હોય તો હિંદુસ્તાન રેગીસ્તાન અથવા સહરાનું રણ હોય. આ જાણનારા અને સદા ય બધી પ્રસાદીઓને સારુ ઈશ્વરનો પાડ માનનારા દીર્ઘદર્શી પૂર્વજોએ હિમાલયને યાત્રાનું ધામ કરી મૂક્યું. આ પ્રદેશમાં હજારો હિંદુઓએ ઈશ્વરની શોધમાં પોતાના દેહનો ભોગ આપ્યો છે. તે ગાંડા ન હોતા. તેમની તપશ્ચર્યાને બળે હિંદુધર્મ ને હિંદુસ્તાન ટકી રહ્યાં છે.

એ હિમાલયનાં ધોળાં શિખરો નીહાળતાં જુદીજુદી કોટિનાં માણસો શું ધારે એમ વિચાર કરતો હું કોસાનીમાં સૂર્યનાં તેજમાં નાચતાં, બરફથી ઢંકાયેલ શિખરોની હારનાં દર્શન કરી રહ્યો હતો. તે વખતે જે વિચારો ઉપરાઉપરી ધસી આવ્યા તેનો ભાગીદાર હું વાંચનારને બનાવી દઉં અને મન હળવું કરું.

બાળકો જુએ તો કહે: આ તો સૂતરફેણીનો પહાડ છે; ચાલો, આપણે દોડી જઇએ ને તેની ઉપર બેઠાં સૂતરફેણી ચાખ્યા જ કરીએ. મારાજેવો રેંટિયાઘેલો કહેશે: કપાસ ફોલીને, કપાસિયા પીલી કાઢીને, રૂ પીંજીને કોઈએ રેશમજેવા અખૂટ રૂનો પહાડ બનાવી મૂક્યો છે; આ દેશના લોકો કેવા ઘેલા છે કે આટલી રૂની સગવડ છતાં નાગાભૂખ્યા રવડે છે! ધર્મનિષ્ઠ પારસી પહોંચી જાય તો સૂર્યદેવને નમસ્કાર કરતો કહેશે: હમણાં જ પેટીમાંથી કાઢેલી નવી ઊજળી દૂધજેવી પાઘડી ને તેવા જ ઊજળા, અસ્તરી કરેલા, ઘડીબંધ જામા પહેરેલા પહાડજેવા દસ્તુરો સૂર્યનારાયણનાં દર્શનમાં લીન થઇ, હાથ જોડી, સ્થિર થઇ ઊભેલા શોભી નીકળે છે. ભાવિક હિંદુ આ ઝગમગતાં છતાં દૂરથી ઘટ્ટ વાદળાંમાંથી પાણી ઝીલતાં શિખરોને જોઇ કહેશે: આ તો સાક્ષાત્ દયાના ભંડાર શિવજી ગંગાજીને પોતાની ઊજળી જટામાં ઝીલી રહ્યા છે ને ભારતવર્ષને પ્રલયમાંથી બચાવી રહ્યા છે.

શંકરાચાર્યે આલમોડામાં ભ્રમણ કર્યું હતું. તેમને તો અત્યારે પણ કહેતાં સાંભળી રહ્યો છું: 'ખરેખર, આ અદ્ભુત દર્શન છે, પણ બધી

ઈશ્વરી માયા જ છે. હિમાલયે નથી, હું યે નથી, તું યે નથી; જે છે, તે છે ને એ બ્રહ્મ જ છે. એ જ સત્ય છે, જગત મિથ્યા છે. બોલો ब्रह्म सत्यं जगन्मिथ्या.'

વાંચનાર ! ખરો હિમાલય આપણા હૃદયમાં છે. એ ગુફામાં સંતાઇ જવું ને ત્યાં શિવદર્શન કરવાં એ ખરી યાત્રા છે, એ જ પુરુષાર્થ છે.

ધર્મમંથન

## પ્રશ્નો

૧ મહાત્માજી હિમાલયનું અવલોકન કઈ દૃષ્ટિથી કરે છે ?

૨ લેખનો સાર આપો.

૩ હિમાલય જોઇ તમને શાશા વિચારો આવે !



# શારદા મહેતા

[જન્મ વિ. સં. ૧૯૩૮ : ઈ. સ. ૧૮૮૨]

[**શ્રીશારદાબહેન સુમંત મહેતા** આપણાં ગુજરાતી સમાજ, રાષ્ટ્ર ને સાહિત્યમાં હમેશાં આગળ પડતો ભાગ લેતાં ગુજરાતનાં અનુપમ સ્ત્રીરત્ન છે. એ ૧૯૦૧ માં બી.એ. થયેલાં. સુપ્રસિદ્ધ ગુજરાતી દેશભકત ડૉ. સુમંત મહેતાના સહચારમાં એમણે વર્તમાન દેશકાલનાં વિવિધ સેવાક્ષેત્રો પોતાનાં કર્યાં છે અને એમાં પોતાનાં સેવા અને સ્વાર્પણ અર્પ્યાં છે.



શારદાબહેન આદર્શ ગૃહિણી છે અને ગુજરાતના ઉત્તમ ગૃહશિક્ષણ માટે એમણે પુરાણોમાંથી સાર કાઢી આપણાં બાળકો માટે સરલ, બોધક ને રસભરી વાર્તાઓ લખી છે. એમનાં મોટાં બહેન લેડી વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ સાથે એમણે રમેશ દત્તકૃત "Lake of Palms" એ નવલકથાનું "સુધાહાસિની" નામથી અને શ્રીમતી મહારાણી ચિમનાબાઈકૃત "The Position of Women in India" નું "હિંદુસ્તાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન" એ નામથી ભાષાંતર કર્યાં છે. કુમારી ફ્લૉરેન્સ નાઇટિંગેલનાં એ જીવનચરિતકાર છે.]

## સંભારણાંનો ઉપસંહાર

રાઉંડ ટેબલ કૉન્ફરન્સમાંથી પાછા આવ્યા પછી ગાંધીજીને પરહેજ કર્યા હતા. તે વખતથી યરવડાજેઇલમાં બેસીને દેશનાં બાળકોને, સ્ત્રીઓને અને સમસ્ત જનતાને આત્મશુદ્ધિના સંદેશાઓ ગાંધીજી મોકલાવતા હતા અને ઊંડાં મનનકાર્ય કરતા હતા. હિન્દુમુસ્લિમ ઐક્યના પ્રશ્નનો તોડ કાઢવાનો રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સમયે એમણે પ્રયાસ કર્યો હતો અને તેમાં નિષ્ફળતા મળી હતી. નવા રાજ્યબંધારણમાં કોમી ભેદભાવને પૂરું સ્થાન મળ્યું હતું. હરિજનનો પ્રશ્ન એમને બહુ ખૂંચતો હતો. હરિજનને મંદિરપ્રવેશનો તેમ હિન્દુ જનતા સાથેનો સંયુક્ત મતાધિકાર આપવાના પ્રશ્ન ઉપર એમણે જેઇલની અંદર ઉપવાસ આદર્યા. એ બીના

તો જગમશહૂર થઈ ગઈ છે. ગાંધી સપ્તાહ દરમિયાન અમે અમદાવાદનાં ઓીકાર્યકરોએ સનાતનીઓને સમજાવવા માટે તન તોડીને મહેનત કરી. એક પણ સનાતની શેઠીઆએ કે મંદિરના અધિકારિઓએ સહેજ પણ મચક આપી નહિ. મંદિરોના ને હવેલીઓના દાદરનાં પગથીઆં ચઢઊતર કરીને અમે થાકી ગયાં. ગાંધીજીના ઉપવાસની કદર પણ એ રીઢા થઈ ગયેલા માનસને ન હોતી. સરકારે કેટલેક અંશે સમાધાન કર્યું—પણ દયાળુ ગણાતા હિંદુભાઈઓનાં પાણી હાલ્યાં નહિ. ધનિકવર્ગનું માનસ સમજાઈ ગયું—મૂડીવાદ અને સત્યધર્મની વચ્ચે આસમાનજમીનનું અંતર સર્જનજૂનું છે—અને તે સામ્યવાદ આવતા સુધી રહેશે જ. અનેક કોયડાઓનો ઉપાય સામ્યવાદમાં જ સમાયેલો છે.

ડૉકટરની તબીઅત જેઈલજીવનના આરામને લીધે કેટલેક અંશે સુધરી હતી. નિયમિત ખોરાક, કસરત, સ્વચ્છ હવા અને મનની શાન્તિ, બહારના જગતની ઉપાધિમાંથી મુક્તિ એ સઘળાં કારણોને લઇને સ્વાસ્થ્ય કેળવ્યું હતું. આત્મવૃતાન્ત લખવાનું કામ ચાલી રહ્યું હતું. કુટુંબપરિવાર તરફની કાંઈ ચિંતા હતી નહિ, એટલે વર્ષ તો વહી ગયું. દંડ બદલના છ મહિના બીજા કાઢવાના હતા. જે સરકાર સામે સામનો કર્યો હોય તેમનો માગ્યો દંડ તો ભરી શકાય જ નહિ—છતાં અનેક મિત્રો, સગાંસ્નેહી તરફથી પૈસા ભરી દેવાની માગણીઓ આવવા લાગી. કોઇને અમે કોઠું આપ્યું નહિ. છેવટ એમનાં એક નિકટનાં સ્નેહી બહેનથી રહેવાયું નહિ અને બારોબાર દંડ ભરી દીધો. ડૉકટરને કાંઈ જ માહિતી નહિ—અને એક સવારે એમને છૂટકારાનો હુકમ મળ્યો. એમનો જીવ ખાટો થયો. દંડ ભરાઈ ગયો તે એમને બહુ ખૂંચ્યું—પણ ભરાઇ ગયા પછી ઇલાજ ન હોતો. થોડા જ દિવસ પહેલાં મેં મુલાકાત લીધી હતી. નાશક જેઈલમાંથી છૂટીને મારી લીલા ને કાન્તુભાઈ ત્યાં જ હતાં તેમને ઘેર ગયા ને બેચાર દિવસ મુંબાઈ રહીને અમદાવાદ આવ્યા. વર્ષ દિવસમાં શરીર સુકાઈ ગયું હતું, અને વજન બાવીસેક રતલ ઘટી ગયું હતું, પણ પિત્ત વગેરેની ફરિયાદ નાબૂદ થઈ હતી. જેઈલજીવન ગાળ્યા પછી બહારના જીવન સાથે ઓતપ્રોત થતાં થોડોક વખત થયો. પછી શેરથાઆશ્રમનું અને

વડોદરારાજ્યપ્રજામંડળનું કામ હાથમાં લઈ લીધું. લડતના વાતાવરણમાં મંદી આવી ગઈ હતી અને અજંપાનુ વાતાવરણ જામી ગયુ હતું. અનેક પ્રકારના મતમતાન્તરો અને વાડા બંધાઈ ગયા હતા. જીવનમાં સ્વાસ્થ્ય કે આનંદજેવી ચીજ રહી ન હોતી. હારેલાંથાકેલાં મનુષ્યે સાથે રહીને કામ કરવાનું હતું. નિરાશામય પરિસ્થિતિ થઈ ગઇ હતી. છતાં કાર્ય કરનાર હાથ જોડીને બેસી રહી શકે નહિ, કાર્યની નવી દિશાઓ શોધી કાઢીને તે રસ્તે પ્રયાણ કરે. કામ કરનારને કામના ઢગ પડેલા હોય છે. એટલે કાંઈને કાંઈ મળી આવે, કડીપ્રાંતના ઠાકરડાનો પ્રશ્ન એમણે ફરી હાથમાં લીધો. એ પ્રજાને કોઇએ સાથ આપ્યો ન હોતો, હાથ પકડયો ન હોતો; તેમને જનતા તરફથી તેમ જ સરકાર તરફથી રાહત અપાવવા માટેની યોજના ઘડી અને તાલુકાઓમાં તપાસ કરીને માહિતી મેળવવા માંડી. ગામડાં માટે કાર્યકરોને તૈયાર કરવાનો તાલીમવર્ગ કાઢયો. શેરથા-આશ્રમની પુનર્ઘટના કરી. એ વખતે હું પણ થોડો વખત એમની સાથે શેરથામાં રહી, અને કડીપ્રાંતનાં બીજાં ગામોમાં સાથે ફરી હતી. મારાથી લાંબો વખત રહી શકાતું નહિ; છોકરાં ઘરમાં હોય અને કેટલાંક કામ હાથમાં લીધેલાં હોય તે અધવચ્ચ છોડી દેવાય નહિ—એટલે શહેરમાં રહેવું પડતું હતું. કામ સિવાય એક ઘડી પણ અમારી જતી નહિ. રાતદિવસ એ જ પ્રકારની વાતો, ચિંતન, મનન અને વ્યવહાર. સામાન્ય સામાજિક વ્યવહારોને તો ઘણા વખતથી તિલાંજલી જ આપી હતી. છોકરાંનું માનસ પણ એ જ પ્રકારનું ઘડાઇ ગયું હતું. અમારા કરતાં એ છોકરાં તો એક ડગલું આગળ હતાં. ચાલતી રૂઢિનાં બંધનો તોડવા માટે તો ઊલટાં છોકરાં અમને બોધપાઠ આપતાં હતાં. એ સંબંધી તો અમે નિશ્ચિંત હતાં—વર્ષોથી સામાન્ય કોટિના જીવન કરતાં જુદું જ જીવન ગાળતાં આવ્યાં હતાં. સ્વાર્થનો વિચાર કદી કર્યો ન હોતો. કીર્તિ કે માન મેળવવા માટે કામ આદર્યાં ન હોતાં—આત્મસિદ્ધિના માર્ગે જવાનો પ્રયત્ન કર્યો હતો—એમ ને એમ જીવન વહી જાય છે. જીવનકલા સંકેલી લેવાનો સમય પણ પાસે આવી ગયો છે. સ્મરણોની છાપ તાજી હતી તેટલી આપવાનો પ્રયાસ કર્યો છે. બહુ શ્રમ લઈને કાર્ય કરવાની શક્તિ રહી નથી; છતાં હાથપગ જોડીને

બેસી તો રહી શકાશે જ નહિ. વર્તમાન સમયનાં સંભારણાં શાં? ગુજરાતની જનતા અને વિશેષ કરીને સ્ત્રીજનતા માટે મને ઊંડી લાગણી છે. તેમની પાસેથી હું વિદાય લઉં છું. ગુજરાતનાં સ્ત્રીપુરુષોએ મારા ઉપર ખૂબ મમતા રાખી છે, પ્રેમ દર્શાવ્યો છે. મારા યત્કિંચિત પ્રયાસોમાં સફલતા મળી છે, આનંદના પ્રસંગો અસંખ્ય આવ્યા છે. વિષાદના પણ કેટલાક તો આવ્યા જ છે. અનેક સાહસોમાં જય, પરાજય મળ્યો, પણ એકંદર રીતે ભૂતકાળમાં દૃષ્ટિપાત કરતાં મારી જીવનનૌકા સરલતાથી વહે ગઈ છે.

વિદ્યાર્થીઅવસ્થા પસાર કર્યા પછીનાં લગભગ પાંત્રીસ વર્ષના લાંબા ગાળામાં આનંદ ઘણો માણ્યો છે. શ્રમ પણ સારા પ્રમાણમાં વેઠ્યો છે. જમાનાના અનેક પલટા જોયા છે અને અનુભવ્યા છે. મિત્રો અને સ્નેહીઓનો મીઠો પ્રેમ અનુભવ્યો છે અને તેમના હૃદયના ખૂણામાં સ્થાન મેળવ્યું છે. કામને અંગે પ્રાન્તભરનાં કાર્યકર્તા બહેનો અને ભાઈઓ સાથે માયાળુ સંબંધ બંધાયો છે. એ સંખ્યાબંધ મિત્રો સાથે કામ કરવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તે માટે હું મને પોતાને ધન્ય ગણું છું. એમનાં જીવનમાંથી મને અનેક પ્રસંગે કાંઈ ને કાંઈ શીખવાનું મળ્યું છે. એ સૌના સહકારથી મારા કામને વેગ મળ્યો છે. મુશ્કેલીઓના પ્રસંગે મિત્રવર્ગના સાથથી પ્રસંગનો બોજો હળવો થયો છે. કુટુંબીજનોનાં પ્રેમ, પ્રોત્સાહન અને સદ્ભાવથી માર્ગ સરલ થયો છે.

વિચાર કરવા બેસું તો જણાય છે કે સ્ત્રીઓની પ્રગતિના કેટકેટલાક પ્રશ્નમાં માથું માર્યું છે! કેટકેટલી મગજમારી કરી છે? સ્ત્રીસંસ્થાઓ, પરિષદો, શિક્ષણવર્ગોના આરંભ કરવામાં ચલાવવામાં જેટલો બન્યો છે તેટલો સક્રિય સાથ આપ્યો છે. વડોદરા, મુંબાઈ, અમદાવાદ ઈત્યાદિ સ્થળોએ સ્ત્રીસમાજો, સ્ત્રીમંદિરો, ઉદ્યોગશાળાઓ, મહિલાશાળાઓ, પાઠશાળાઓ કઢાવવામાં ને ચલાવવામાં મેં મારાથી આપી શકાય તેટલી શક્તિ ખર્ચી છે. અલબત્ત, સમાજની ઓથ વિના કાંઈ સંભવિત જ ના બનત. પરંતુ એક વસ્તુ હું સ્પષ્ટ રીતે વિના સંકોચે કહેવા માગું છું કે મારા જીવનમાં જેટલે અંશે સફળતા મળી છે તેનું મૂળભૂત કારણ તો એ જ છે કે મારા પૂરા સદ્ભાગ્યે મારા જીવનસાથી તરીકે ડૉકટર

સુમન્તજેવા પતિ પ્રાપ્ત થયા છે. મારાં સઘળાં કાર્યમાં એમનું પીઠબળ અને પ્રોત્સાહન મળતું રહ્યું છે—બલ્કે અનેક પ્રકારની અગવડો વેઠીને પોતે મારા કાર્યનો માર્ગ શોધી આપ્યો છે અને સરલ કરી આપ્યો છે. સેવાના જે ઉચ્ચ માર્ગે જવાને પોતે કટિબદ્ધ થયા તે માર્ગે મને દોરવાનો પ્રયાસ કર્યો છે. સઘળી પ્રેરણા એમના તરફથી જ મને મળી છે કેટલાં યે કામો એવાં હતાં કે જે એમની સક્રિય સહાયતાને લઈને જ ઉપસ્થિત થયાં હતાં. અનેક કામો અમે સાથે જ રહીને આદર્યાં છે અને સગર્વ સફળ થયેલાં નીહાળ્યાં છે. વર્ષોના સહચારથી વિચારસરણી લગભગ એક જ પ્રકારની બંધાઈ ગઈ છે. અને તેને લઇને બન્ને જુદાં છતાં એક જ થઈને જીવન-પ્રયાણ કર્યું છે.

આ પ્રયાણમાં મારાં પ્રેમાળ સંતાનોએ જે સાથ આપ્યો છે તે નાનોસુનો નથી. એ છ યે બાળકોએ અમારા માર્ગમાં ખૂબ સરલતા કરી આપી છે અને અમારું જીવન આનંદમય બનાવ્યું છે. તેને માટે તો હું શું કહું ? માત્ર મારા અંતરના આશીર્વાદ છે કે જીવનમાં ઉચ્ચ આદર્શ રાખીને પ્રામાણિક અને ઉચ્ચ જીવન ગાળજો, ઊંચે ને ઊંચે ચઢવાનાં સ્વપ્નાં સેવજો !

સૌને એ જ મારા આશીર્વાદ છે.

જીવનસંભારણાં

### પ્રશ્નો

૧ પોતાનાં જીવનસંભારણાંના ઉપસંહારમાં શારદાબહેન શું કહે છે ?

૨ શારદાબહેનના આ લેખ ઉપરથી આપણી હાલની રાષ્ટ્રીય ને સામાજિક સ્થિતિ વર્ણવો.

૩ શારદાબહેનનું પત્નીરૂપે ને માતારૂપે એકએક રેખાચિત્ર દોરો.



# વિનાયક મહેતા

## [ વિ. સં. ૧૯૩૯–૧૯૯૬ : ઈ. સ. ૧૮૮૩–૧૯૪૦ ]

[ સ્વર્ગસ્થ વિનાયક નંદશંકર મહેતાનો જન્મ ૧૮૮૩ માં એમના પિતા કચ્છમાં દીવાનપદે હતા ત્યારે માંડવીબંદરમાં થયો હતો. 'કરણ ઘેલો' નવલકથા લખનાર પિતાના સાહિત્યસંસ્કારો એમના બીજા નામાંકિત ભાઈઓ (સર મનુભાઈ મહેતા, સ્વર્ગસ્થ મારકંડ મહેતા) પેઠે વિનાયકરાયમાં પણ ઊતર્યાં હતા. રાજપીંપળા, લૂણાવાડા વગેરે વિવિધ સ્થળે બાળપણમાં ફરવાથી એમનું જ્ઞાન વિશાળ થયું હતું. 'વાવાભાઈ' એ લાડકા નામથી એ કુટુંબમાં ને બહાર સૌના પ્રેમપાત્ર હતા.

મુંબાઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાંથી બી.એ. થઈ એ સિવિલિયન થવા ઇંગ્લૅંડ ગયા. ગુજરાતીઓમાં એ પહેલા સિવિલિયન હતા. ૧૯૦૭ માં એમનાં લગ્ન શ્રી ઈરાવતીબહેન સાથે થયાં હતાં. ચોવીસમા વર્ષની ઉમ્મરે પહેલા એ નોકરીમાં જોડાયા. ઉત્તર હિન્દમાં એ જુદાજુદા હોદ્દા પર આવેલા. ડાયરેક્ટર ઑફ ઇન્ડસ્ટ્રીઝનો પ્રથમ હિન્દી તરીકે હોદ્દો ભોગવનાર પણ એ હતા. કાશ્મીરરાજ્યના રેવન્યુ મેમ્બર તરીકે, બિકાનેરમાં મુખ્ય પ્રધાન તરીકે થોડોક વખત અને છેવટના વખતમાં એ રેવન્યુ બોર્ડના મેમ્બર હતા. દેશભક્ત મોતીલાલ નહેરુ, સર તેજબહાદુર સપ્રુ, પંડિત સુન્દરલાલ, ચિંતામણિ વગેરેના એ મિત્ર હતા.

ચાલુ કામકાજના બોજામાં હોવા છતાં એમણે પોતાને પ્રિય સાહિત્યને કદી નહીં વિસારતાં ચાલુ કંઈ ને કંઈ લખ્યા કર્યું છે. એમનું 'નંદશંકરજીવનચિત્ર' જેવું અજોડ જીવનચિત્ર જીવનચરિતના નાયકના યુગનું યથાર્થ ચિત્ર રજુ કરે છે. બીજું પુસ્તક 'કો જાગ્રિ ?' ( કોણ જાગે છે ? ) એ નાટક છે અને તે પણ વિવિધ ગુણોથી અંકિત છે. નર્મદશતાબ્દીવખતનો એમનો લેખ 'નર્મદ–કર્મવીર કવિ' અને રમણભાઇનાં રેખાચિત્રો એ એમના બીજા લેખો છે. ]

## રસિક સુરતીઓ !

ખાવાપીવાનો પણ શોખ તે સમયમાં ભારે હતો. આગળ બતાવી ગયો છું કે મિષ્ટાન્ન ખાવા તુળજાભાઈએ કમળાનો આડંબર કરેલો ને ખીરલહેંચી સારુ જમિયતરાયના બાપને નામે મેં સચોટ વાળેલું. 'ચાલ્યો છે તડાકો કેવો તેરમાનો !' તેમ કોઈ વૃદ્ધ મર્યું કે જમવાનાં ( બહુ વચનમાં માનાર્થે ) બહુ ચાલે ને સૌ તેમાં ભાગ લે. કોઈ તો પોતાની જીવતક્રિયા

જીવતાં કરે ને સૌને નોતરી, પોતીકા મૃત્યુભોજનમાં હોંસથી ભાગ લે. અધરણીમાં પણ જમવાનું થાય તો લગ્નજનોઈમાં તો પૂછવું જ શું? સારી લગ્નસરા ચાલી તો મહિના લગી ઘેર ચૂલો બંધ. ચોવીસ કલાકે જમવાનું મળતું, તેથી જો કે ખાવાનું પેટમાં ઝાઝું ઓરાતું તો પણ પાચનશક્તિને હાનિ પહોચતી નહિ; મુળચીથી કોઇકિ મરતા હશે તોપણ 'अमृतं क्षीरभोजनं'ની ગાંડાઈ ઓછી થતી નહિ. પોતે કહેતા કે લાગણી વિનાના 'મૃત્યુભોજન'-માં ખુશી મનાતી તે જોઈ મને ઘણો ત્રાસ છૂટતો ને અમારી ટોળી તે ખાવા જતી નહિ. અમુક મહેતા મુઆ ત્યારે તેરમાની ન્યાતમાં ખીરલહેંચી થયાં. પહેલી પત્નીની પૂંઠે વરજેલી ખીર વડા પુત્રથી ન ખવાઈ. ખાય નહિ તો પિત્રીને પહોચે નહિ તેથી તેમને માટે બાસુદી આવી, ને તે ખૂબ પીવાઈ. અમને તો આ સાંભળી બહુ માઠું લાગ્યું. 'સત્યાર્થપ્રકાશ'ના કર્તા, સ્વામી દયાનંદે એક વ્યાખ્યાન આપેલું. તેમાં કહેલું કે 'બ્રમનકા પેટ કૂછ લેટરબકસ હૈ કે ઉસ્મે કૂછ અન્ન ડાલેગે વો કાગજ માફિક પિતૃકે વહાં પહુચ જાયેગા!" શાક મોળવું એ પણ એક કળા! અન્ન પીરસવું એક હુન્નર! પીરસતાં બોલવું એમાં કવન અને વકતૃત્વશક્તિનું સંઘટ્ટન! જમણવાર એ કંઈ જમણધાડ નથી, એ તો રંગભૂમિ. નાટયકાર વેશ સારો ન ભજવે તો જીવનપર્યંત રદ્દણ ઠરે. ઓચ્છવલાલ દેસાઈ કારેલાં સમારે તે જોવા મહેતાઓ તો શું પણ દેસાઇઓ પણ પરસ્પરની સ્પર્ધા છોડી દઈ આવે! 'शाकप्रियसुरतवासिनः' આમ કહીએ તો ચાલે. હિંદુસ્તાનમાં 'ટૅાટ'ની ફરિયાદી કવચિત્ જ મંડાય છે, પણ ભંડારાને દિવસે પકવાન્નના ભોજનસમયે ભાટિયાએ મઠો ખાટો કર્યો તેથી નાણાં તો ન અપાયાં પણ અદાલતે ચઢવા તૈયાર થયેલા સખસનો દાખલો મશહૂર છે. 'ઉદો' ડુંગરપોરો તે તો રસાયણશાસ્ત્રમાં 'ડીગ્રી'દાર! ભીમસેનસરખો પણ શું પોતાની કળાની ડંફાસ એની આગળ મારી શકે? ખાઉપી મઝાહ કરનાર, અલ્પવિચારી, ભવિષ્યાંધ, સહેલાણી, પતંગીઆ માફક જીવન વ્યતીત કરતા લોક, દેવામાં ડૂબેલા. મારા માતામહના પિતા મોતીરામ મહેતા એક તરેહના ઓગણીસમી સદીના નાગરભાટ હતા. જેનીતેની જમાનત કરે. મોટાઈમાં જતાં ખરડાય ને અંતે વેઠે. અરદેશર કોતવાલ ઉપર હુકમનામા (ડીક્રી)ઓ જારી તો જીમ્મેદારી મોતીરામ મહેતાની.

**દી**વાનજી દેવામાં ડૂબેલા તો ઝામિન **મો**તીરામ **મ**હેતા ! આ માત્ર નામના ભૂખ્યા ફૂલણજીને 'બેલિફો'થી છૂપાઈ રહેવું પડતું; દર મહિને સવાસો રૂપીઆનો મોટો પગાર છતાં પાછળ દેવું મૂકી ગયા. મારી માતા કહે છે કે હું નાની હતી ત્યારે દાદાજીની એવી જ સૂચના કે કોઈ નવતરો માણસ આવે–મારી ખબર કહાડે–તો વગર પૂછ્યે કહેવું કે ઘેર તથી. એક બીજા **ર**તનરામ નામે અદ્‌ભુત પુરુષ હતા. ધંધો વકીલનો ખરો પણ જે કમાઈ આવતી તે માત્ર ઊઠાવગીરપણાને લીધે. દલ્લાલી પણ કરતા ને વકીલોને 'મુડદાં' આણી આપવાનો ધંધો કરતા. એક દિવસ ઊંચી જાતની **વિ**લાયતી છત્રી લઈ પોતે જતા હતા એટલામાં સામેથી તેમના કોઈ મિત્ર **ચી**નાઈ છત્તર લઇને જતા મળ્યા. મિત્રથી બોલાયા વિના નહિ રહેવાયું: " જુઓ, આનો દોઢ રૂપીઓ આપ્યો છે –ચોવીસ આનાનો !" "પણ આ જોયું" ? **ર**તનરામ બોલ્યા. તે જોનારની આંખ તો ટાઢી થઈ ગઈ. " શી ધાપ મળી વારુ ! કે એ લીધું?" "ધાપ શેની ? ઊધાર ધાપ મારા શેઠ !" તે ઊધારખાઉએ જવાબ વાળ્યો. " મારે આનાં નાણાં આપવાં હોય તો કની ? આ નોંધપોથી ( અમે વકીલલોક મુકદ્દમાની નોંધ રાખીએ છૈયે)માં લખ્યું છે: " બચ્ચા **ર**તન ! ફલાણા મહોલ્લાનો છ મહિના સુધી ત્યાગ કર. કાનસિયા વધાર. પાઘડીનો રંગ બદલ !" **ર**તનરામને બીજું યે ભારે દેવું હતું. વેશ બદલે, નાસભાગ કરે. તે છતાં પણ વળે નહિ, ને લેણદાર તકાદો કરવા આવે તો આ બગલાભક્ત એવો **શં**કરભકત બની, રાખ ચોળી, ધ્યાનમાં બેસે કે માગવા આવનાર રોકાઈ જાય. પછી પ્રશ્ન થતાં જ તે બોલે:—"અરે દુષ્ટ ! તું મને ચીડવ નહિ. આ જો મારો ગુસ્સો !" એમ કહી શરીર ઉપર ચોળેલી ભસ્મ ઊરાડે. " આ જ્વાળાથી હું તને બાળી ભસ્મસાત્ કરી નાંખીશ !" **બ્રા**હ્મણ આ જમાનામાં પણ શાપથી દબાવતા ને માગનાર થરથર કાંપતા, વાયદો લઈ ચાલ્યા જતા. આખરે 'સો ચુઆ ખાકે બિલ્લા હજકો ચલા' તેમ જીવનની પૂર્ણાહૂતિરૂપે **ર**તનરામ **બ**નારસ ગયા. બહુ ઠાઠમાં આવ્યા. ગોરે ખૂબ આગતાસ્વાગતા કરી. દક્ષિણા માગવાનો વારો આવ્યો ત્યારે તેમણે કહ્યું કે "જુઓ **મ**હારાજ ! ક્ષણગામી દ્રવ્ય હું તમને આપતો નથી. આ મહોર કરેલા, મારાં બે ગામના વેચાણદસ્તાવેજ આપું છું." ગોરનો લોભ વધ્યો. 'જાત્રાભયો' કરાવવા સારુ **બ્રા**હ્મભોજન થવું જોઇએ. **ર**તનરામ બોલ્યા: 'હવે રોકડ

નાણું મારી પાસ છે નહિ કે બ્રહ્મભોજન થાય !' ગોરે કહ્યું:—'યજમાનરાજ ! હું છું કે નહિ?' તેણે રૂપીઆ ત્રણસો ઊધાર કાઢી આપ્યા. અડધા ઊપરાંત ખરચ કર્યાં. દક્ષિણા આપીને પછી વિદાય થયા. આ ગોરે ઘણાને મૂંડયા હશે; પણ શેરને માથે સવાશેર, આ ઉસ્તાદ, 'ગુરુ ઘંટાલ,' તેને પણ મળ્યો. પાછળથી જ્યારે ગોરના નોકરો દસ્તાવેજ લઈ સુરત આવ્યા ત્યારે જણાયું કે જે ગામ લખી આપ્યાં હતાં તેની સાથ રતનરામને કાંઈ સંબંધ હતો નહિ. નાગર-કાયસ્થ જ્યાં જુઓ ત્યાં 'આત્મારામ ભૂખણવાળા,' 'ચકાવાળા' કે 'ભંસાળીવાળા'ના કરજદાર હોય જ ! પહેલો છોકરો પરણાવવા માતા પલ્લું આપે, પણ બીજાને માટે તો કરજ કરવું જ પડે. દેસાઈઓ પણ ઋણમાં ડૂબેલા. રંગીલા તુર્કો ઝરને જુતીસમાન ગણે છે, પણ જ્યારે મહાજન પાસે નાણાં કઢાવવા જાય છે ત્યારે જુતી શિર પર મૂકવા તૈયાર થાય છે. આનું ખોટું દૃષ્ટાંત લઈ કરજદારની સ્થિતિમાં કદાપી આબરુ મનાઈ હોય ! 'હોશે તેને જ કોઈ ધીરશે' આ ખ્યાલ સચોટ થયો. જેને બારણે શેઠનો મહેતો ખરક્યો નહીં તે અમીર નહીં; હૈસીયતદાર નહિ; કન્યા તેને કોઈ આપે નહિ, ને જધાતીઓ રહી જતો. "કોઈ દિન ગાડી, કોઈ દિન ઘોડા ને કોઈ દિન પાંઉસે ચલના જી; કોઈ દિન લાડી, કોઈ દિન વાડી, કોઈ દિન ફક્કમ્ ફક્કા જી !"—સ્થિતિનું અનિશ્ચિતપણું એ જ સિદ્ધાન્ત પ્રચલિત થયો. ને 'જહાંગીરીમાંથી 'ફકીરી'માં રૂપાંતર પામતાં ક્ષણની જ વાર ! આને લીધે "ખાનાપીના હો સો ખા લો, ફિકર નહિ કલકી, આઝાદો ! ફિકર નહિ કલકી !" એવો બોધ મળતો. હજાર રૂપીઆના માસિક પગારે, અરદેશર કોતવાલને પાંચ લાખનું દેવું ! હજારો વાર જમી આવે, માલમત્તા મિત્રોને ત્યાં સંતાડાય. તે જ્યારે પાછી આવે ત્યારે અડધી જ ! જ્યારે અરદેશર પર બલાત્કારે પૈસા કઢાવવાનું તહોમત આવેલું ને કામ ચાલી તે નિર્દોષ ઠરી છૂટેલા ત્યારે સુખાસનમાં બેસી ઘેર વિદાય થતાં લોકની મોટી ઠઠ મળેલી. મારા માતામહ કહેતા કે દસદસ હજાર રૂપીઆની બે થેલીઓ સામી મૂકેલી તેમાંથી મૂઠ્ઠેમૂઠ્ઠા રૂપીઆ ચારો તરફ વેરેલા. 'અરદેશરકા બોલબાલા—દુસ્મનોકા મું કાલા !" આમ પુકારતી સુરતની ઘેલી પ્રજા તેની પૂંઠે ગયેલી. મોતીરામ મહેતાએ ભિક્ષુક નાગર બ્રાહ્મણમાં પેઠેલો કુસંપ મટાડવા કરજ કરી ન્યાત જમાડીને પીતાંબર દક્ષિણામાં આપ્યાં. જેનેતેને જાહિરદારીનો જ

શોખ. વરઘોડો દમ પર કાઢવો, 'સાબેલા' શણગારવા, ઊછીનું ઘરેણું લાવવું ને ઘરની વાહવાહ કહેવડાવવી, એ જ જેના જીવનનો ઉદ્દેશ! આમ નામ તો અમર થાય છે, એમાં જ તેઓ કૃતકૃત્ય સમજતા. વરઘોડાનો બંદોબસ્ત કરવામાં કેટલાક તો એવા પ્રવીણ કે 'વરઘોડીઆ' જ તેઓ કહેવાતા; ને ન્યાતજાતની દરકાર કીધા વગર સર્વ કોમમાં સન્માનથી તેઓને નોતરવામાં આવતા. 'સાબેલા' શણગારવામાં માકુભાઈનો પહેલો નંબર. વરઘોડે બેઠેલી છોકરીઓના ચોટલા ગૂંથવાની કળા તો તેમની જ! કપાળે આડ કરવી, ટાંકાઓ મારી ઘરેણાં લટકાવવાં એ હુન્નરમાં તે એક્કા! આ શણગાર સજવા માટે જે આંખ જોઈએ છે તે કાંઈ બધાને જ હોતી નથી. 'ઍંટોનાઇન સીઝર્સ'ના જમાનામાં 'રોમન' પ્રજા જેમ બહારનો દેખાવ કરવામાં ખુઆર થયેલી, તેમ જ સુરતવાસીઓની પડતી દશામાં આ જ ઘેલછા સૂઝેલી. જેમ એક દીવો ગુલ થતા પહેલાં જાસ્તી પ્રજ્જ્વલિત થાય છે તેવી રીતે આ સુરતી ભાઈઓની દશા થઈ. આ જમાનાનું રૂપાંતર થયા પછી પણ નવા જમાનામાં જીવન વ્યતીત કરતા કેશવરાયજી તો ઘણાના જોવામાં આવ્યા હશે. તેમણે અરદેશર કોતવાલને ત્યાં ઊમેદવારી કરેલી ને પછી કારકુની ઉપરથી શિરસ્તેદારી સુધી ગયલા. પગાર તો ટૂંકો પણ 'આડી-વેડી' આમદની ઝાઝી! જ્યારે અરદેશરની પડતી આવી, નોકરી છૂટી, ત્યારે કોઈએ સૂચવ્યું કે બીજે નોકરી કરો, ત્યારે જવાબ દીધો: "માલિક ને પતિ તે તો એક જ શોભે. નોકરી કરવી તો અરદેશરની કે જેનામાં નોશીરવાનનો ઇન્સાફ, હાતિમતાઇની સખાવત, અને યુસુફની ખૂબસુરતી!" રાયજીનું દીલ ઉદાર, હાથ છૂટો, પણ આવતી કાલનો ખ્યાલ ટૂંકો. "રાયજી! કાંઈ થવું જોઈએ હો!" એટલો સવાલ થતાં જ "જા લુચ્ચા! પેલા ગોખલામાંથી એક રૂપીઓ લે, 'મોડિયા'નો માવો લાવ!" એ પ્રમાણે આજ્ઞા અપાય. જીવ્યા ત્યાં સુધી ચૌટામાં એમની દુકાન હતી તેનું ભાડું ઊઘરાવવા જાય ત્યારે 'વાહ! રાયજીકાકા! વાહ!' એવા ઉદ્‌ગાર લોકોના મોંથી સાંભળે. એકાદબેને આનો બે આના ઇનામ પણ આપી દે. સોદો ખરીદે, ત્યાં ભાવ ઠેરવતાં હઝાર વાનાં સંભળાવે ને આખર નાણું વિશેષ આપે ને બોલે: "આ અરદેશરની અમલદારી નથી તેથી થાય છે હો!" એમ કહી પાન ચાવતાચાવતા ચાલ્યા જાય. ઘડીઆળ રાખતા તે ઈસ્તાંબુલની,

અરદેશરે આપેલી તે. ઘડીઆળ લટકાવી રોબમાં ફરતાં રસ્તામાં મળતા અન્ય ગૃહસ્થને પોતાની ઘડીઆળ કાઢી પૂછે: 'જુઓ તો, કેટલા વાગ્યા છે?' ફક્કડ કપડાં પેહેરેલાં એટલે કોણ જાણે કે એમને ઘડીઆળ જોતાં પણ નહીં આવડતું હોય? એમ પણ કદાચ હોય કે પોતાની પાસેની સુશોભિત ચીજનાં દર્શન પણ બીજાને કરાવીએ! એક પ્રસંગે અક્કડ અંગરખું પહેરી, બેલગાડીમાં સવાર થઈ ધૂળ પડવાને દહાડે, કેશવરાય અરદેશરને ત્યાં જતા હતા. એ દિવસે શેતાનફળિયું વટાવવું ને 'ખૈબરપાસ' વટાવવો સરખો! ધૂળે છંટાયા વિના આગળ જવાય જ નહિ. કેશવરાયના પિતા અમરીતરાય ડોસા ઓટલે બેઠેલા તેમણે હુકમ આપ્યો: "જુઓ છો શું? નાંખો કેશવ પર ધૂળ. પળમાં ગર્દથી ખરડાયા. બાપબેટા વચ્ચે વાગ્બાણ છૂટયાં. કેશવરાયે પોતાના સીપાઈને હુકમ કીધો: 'ગુનેહગારને પકડો!' તે હુકમ થતાં જ કેટલાક નાગરના છોકરાઓને પકડીને કોતવાળીમાં લઈ જવામાં આવ્યા. તેમની કુમકમાં અમરીતરાય ડોસા પણ આગળ ચાલ્યા. પ્રજામાન્ય કોતવાળ પાસે તેઓને હાજર કરતાં અમલદારની આંખ બુઢ્ઢા પર પડી. એટલામાં કેશવરાયજી બોલ્યા, "આ બુઢ્ઢાની અક્કલ ખોખું થઈ ગઈ છે. આપનું નામ લીધું તો યે મારા પર ધૂળ નંખાવી." બુઢ્ઢા બોલ્યા: "હા બચ્ચા! નાગરકાયસ્થનું નામ બોળવું હતું કે અમે ધૂળપડવે વગર ખરડાયલો તને જવા દઇએ! બંદો ખોટું કહે છે, હુઝુર!" એમ અરદેશર તરફ નજર કરી બુઢ્ઢા બોલ્યા. સોહરાબને રૂસ્તમનું યુદ્ધ થવા પામ્યું નહિ. બુઢ્ઢાને શાન્ત પાડી પાછા કાઢયા ને કેશવરાયને મૂછ નીચી કરવી પડી.

રાયજી વિષે બીજી એક રમૂજી કહાણી એ કહેવાય છે કે એક વેળા તેમના એક જુવાન મિત્રે તેને કહ્યું: "જગન્નાથ શંકરશેઠ જોડે મિત્રતાનો દાવો કરી રહ્યા છો, પણ અમે શું જાણીએ કે એ સત્ય છે?" ત્યારે જવાબ મળ્યો કે "ખાંડ ખાઓ છો! એમની છબી લઈ આવું તો કેમ!" તે મમતી, નિરુદ્યમી, પુરુષ મુંબાઈ બીડયા. વિનાયકરાવ જગન્નાથ શંકર શેઠને ત્યાં ગયા, ને વરધી કહેવડાવી કે મરહૂમ શેઠના કોઈ મિત્ર આવ્યા છે. હાવભાવથી સત્કાર થયો. ત્યાં શેઠનું એક મોટું ચિત્ર ટાંગેલું હતું તે તરફ જોઈ રહ્યા ને પછી રોયા. શેઠે પૂછ્યું: "શું કામ રુઓ છો?" ત્યારે તેઓ બોલ્યા: "શું

કહું ? એઓ મારા પર પિતા સમાન હેત રાખતા, પણ તે વાત મારા વંશજો કેમ જાણશે ? મને એમણે છબી આપવાની કબૂલાત આપેલી, પણ તેઓનો એટલામાં કૈલાસવાસ થઈ ગયો. હૃદયમાંની મૂર્તિ તો મારા દેહ સાથે જશે, પણ ઘરમાં તેની શી નિશાની રહેશે ?" "અહો ! એમાં શી મોટી વાત છે ! લો આ તસ્વીર" એમ બોલી તસ્વીર આપવામાં આવી. હોડ પૂરી કરી, મૂછ પર તાલ દેતા રાયજી સુરત આવ્યા. રાયજીસાહેબ બધાના જ વાલી ને મુરબ્બી. વારસ તો માત્ર એકના જ ! બધે ઠેકાણે મોટો કારભાર કરવામાં ઝંપલાવવામાં તૈયાર. જો કારભારમાં જસ મળે તો મૂછે તાલ દે; નિષ્ફળ થાય તો જુદું જુદું ચાવે પણ તે મોંડા પર સ્મિત તો રમતું જ! એક વખતે અમરીતરાયને એમના ભાઈ સંપતરાયે કહ્યું, "ભાઈ! તું અભડાયો, હવે ન્હવેણમાં પેસીશ નહીં" "હું અભડાયો !" ક્રોધાન્ધ અવાજે વૃદ્ધ રાયજી બોલ્યા, "લો ત્યારે" એમ કહી અન્નઘ્રાણથી નીશો પામી તુર્યાવસ્થામાં એક કૂતરું ત્યાં પડયું હતું તેની બે ટાંગ પકડી ન્હવેણમાં તેને પટકયું ! "કયાંઉં ! કયાંઉં !" કરી ચીસ પાડતું તે કૂતરું હડેહડેનાં અવાજો વચ્ચે ન્હવેણ છોડી બહાર નાસી ગયું ને સૌ "તેરી મેરી ચૂપ" કરી કામે વળગી ગયાં.

તે જમાનાનાં બૈરાં શરીરે કદાવર હતાં. સૌ કામગારાં એટલે શરીરે કસાયલાં હતાં. ઘરમાં જાથુનો "હાંડીધોયો" કોઇને ત્યાં ન મળે. પાણી ટાંકામાંથી હાથે કહાડવું, ઘર સ્વચ્છ રાખવું, છોકરાંને સંભાળવાં, રાંધવુ, ને આ સૌ એકલહથ્થે એટલે સ્ત્રીઓને પૂરતી કસરત મળતી. નાગરીન્યાતમાંથી હજુ સૌન્દર્ય ગયું ન હતું. દયારામની નાજુક કવનશ્રેણિમાં નાગરોનાં વખાણ જણાઈ આવશે. તેમનામાં તન્દુરસ્તી હતી. કળા ટાપટીપ પણ છાજે તેટલી હતી. કુદરતી લખલખાટ જ્યાંત્યાં પ્રદર્શિત થતો હતો. "નાગરીઆં કાંચળી લાવશે, પણ પાંસળી કયાંથી લાવશે ?" એ કહેવત ઉપરથી, જણાય છે કે વસ્ત્રની ઢબનું અનુકરણ નાગર સ્ત્રી ઉપરથી બીજી કોમનાં બૈરાં કરતાં. તેઓ સ્વભાવે ઢીલાં-પોચાં ન હતાં. મારા માતામહ દીવાનજીના કુટુંબની કહાણીઓ છટાદાર ભાષામાં કહેતા: "જ્યારે મયારામ દીવાનજી મરણ પામ્યા ત્યારે દુષ્ટ, કૃતઘ્ની નવાબ તેઘબખ્તખાને પોતાના નિમકહલાલ, મરહૂમ દીવાનના ઘર પર જપ્તી બેસડાવી તેમનું શબ અવલ મંજલે લઈ જતાં પહેલાં તેમની વિધવા પોતાના

બે સગીર પુત્ર, કીરપારામ તથા કાશીરામને લઈ, ભારે કીમતનું ઘરેણું છાનુંમાનું લઈ એકલી ઓરપાડ ચાલી ગઈ. ત્યાં પેશ્વાઈની પનાહ, એટલે સહીસલામત રહી. પોતાના પુત્રના ભવિષ્યની કાળજી રાખી તે બાઇએ પોતાનું સુરતનું ઘર લૂંટાવા દીધું." એક વખતે એમણે બીજી એક વાત કહેલી તે એ હતી કે "દીવાનજીના ઘરની એકાદ સ્ત્રી ઉપર નવાબના નોકરની નજર બગડેલી. બાદશાહે મયારામને કહ્યું કે 'તમારે ત્યાં હું મ્યાનો મોકલું છું તેમાં તમારા ઘરમાં અમુક બાઈ છે તેને મોકલો, મારે એને મળવું છે.' ઘેર નવાબસાહેબની પાલખી આવેલી, છતાં ઘરનાં માણસો જરા પણ ગભરાયલાં જણાયાં નહીં. એકદમ, હળાહળ સોમલ હાજર કરવામાં આવ્યું ને નવાબની મુલાકાત માટે સજ્જ થતી આ સોળ વર્ષની રંભા યમનાથને મળવા માટે સામગ્રી કરી સુતી! પાલખીવાળા બેસી રહ્યા. એટલામાં ન્યાતીલાઓએ આવી તેના શબને શ્મશાન લઈ જવા તૈયારી કરવા માંડી. આ પ્રમાણે ઇજ્જત બચી." શરીરે સુકુમાર પણ લઢવે શૂરી ને કામમાં પૂરી સુરતવાસિની! તારામાં જે મોહક-કામણ-શક્તિ છે તે હજુ સુધી ગઈ નથી! ઓટલે એકઠી થઈ ન્યાતચર્ચા કરતી, રસ્તે જનાર જોડે વાતોમાં ભળતી 'કેમ બેઠાં? કેમ ઊભાં?' આમ પ્રશ્નપરંપરાનું પહેલું અસ્ત્ર છોડતી, ને તે છૂટતાં જ વાગ્બાણનો વેગ વધારતી, હજુ પણ તું તારું પ્રાધાન્ય જાળવી રહી છે. લગ્નપ્રસંગે જોડકણાં જોતજોતામાં જોડાતાં. ચાચરિયાં તો વગર મોસમે પણ બોલાતાં ને એદ્વારા અપ્રિય વ્યક્તિ ચકલે ચઢતી, અર્થાત્ " મળે ચાર ચોટલા તો ભાંગે ઓટલા, " એ કહેવત યથાર્થ થતી. નાગરી ન્યાતમાં લગ્ન પહેલાં, ઘાઘરી નવાડવામાં આવતી; અધરણીપ્રસંગે કપાળે ચિતરાવતી, દસિયાં ચરતી, ઘેણુરાણી મહાલતી. માતા થયા પછી સંતતિવિવાહના તોડજોડમાં મશ્ગુલ રહેતી. લગ્નનો જાતિ અનુભવ યાદ નહિ તેથી સંતતિલગ્નમાં લહાવો લેતી. રંડાપો આવે મોં વાળી, રીઢી થઈ, વિરૂપા બની રહેતી. 'સમય હર્ષનો ત્યારે હર્ષદૃષ્ટિ સમય શોકનો ત્યારે બાષ્પવૃષ્ટિ. પણ સંતપ્ત ભૂમિમાં જેમ વરસાદના પાણીની નિશાની રહેતી નથી તેમ અશ્રુસ્રાવના શેરડા તેના ગાલ પર તરત સૂકાઈ જતા. માયાનાં બાળકો માયાના મોહમાં પડી કહેતાં કે

' સુખદુ:ખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે રઘુનાથનાં જડીઆં.'

સુખદુ:ખ મનનાં માનેલાં છે! આ જમાનો માયાબદ્ધ હોવાથી સુખી હતો. ( Where ignorance is bliss 'tis folly to be wise )." અખો કહી ગયો છે :–' અંધારો કૂવો, ઝગડો ચૂકવી કોઈ નહિ મુઓ.' પોતાના શબ્દોમાં કહીએ તો ગુણસુંદરી પેઠે તેઓ બોલતા :–' પીડાકારણ શું હશે જગતમાં શોધ્યાતણું પાપ રે ?' તે સમયમાં સોંઘવારી વિશેષ તેથી કમાણીની ન્યૂનતા, દ્રવ્યની અધિક્તર ઉપાર્જનશક્તિને લીધે ઢંકાઈ જતી હતી. જીવન સરલ હતું. આનંદઊર્મિઓથી સરસપાટી ક્ષુબ્ધ રહેતી. બધી જાતના મોજશોખ મારતી. વૈધવ્યની છાયા પાસે આવતી જતી જોઈ દુ:ખ મનમાં ન આણી, ટાણે કે આડે દિવસે, શણગાર સજી મહાલતી. ' પડશે તેવાં દેવાશે,' એ જ ન્યાય તેને માન્ય હતો. મુસલમાની રાજ્યની અધોગતિનાં પરિણામ પ્રજાવર્ગ ઉપર કેવાં થયેલાં તેનો ચિતાર ' કરણઘેલો 'ના તેરમા પ્રકરણમાં પોતે નીચે પ્રમાણે આપ્યો છે : " તેઓનો જુસ્સો નરમ પડી ગયો, તેઓનું શૂરાતન નબળું પડવા લાગ્યું, અને તેઓની તલવાર તથા બીજાં લડાઈનાં શસ્ત્રો કટાવા લાગ્યાં. બિચારા હિંદુઓ ભાજીખાઉજેવા થઈ ગયા. લઢવાને બદલે બબડવાનું કામ વધારે ચાલ્યું. જેમજેમ તલવાર કટાતી ગઇ, તેમતેમ જીભ વધારે તેજ થતી ગઈ અને ગુલામગીરી તથા જુલમ ઘણા દહાડા મૂંગામૂંગા સહન કરવાથી જુઠું બોલવાની ટેવ, ઢોંગ, લુચ્ચાઈ, હલકાઈ, નબળાઈ, આળસ વગેરે ઘણાએક દુર્ગુણો એ લોકમાં આવ્યા અને તેની અસર આજ પાંચસે વર્ષ થવા આવ્યાં તો પણ છેક ગઇ નથી.

મારા પિતાનું લગ્ન મોતીરામ મહેતાના પુત્ર વિદ્યારામની પુત્રી નંદાગૌરી સાથે ઈ. સ. ૧૮૫૫ ની સાલમાં થયું. તે વેળા મારાં માતુ:શ્રીનું વય માત્ર નવ વર્ષનું હતું. તે વિષે આનંદોર્મિથી વાત કરતાં પોતે કહેતા કે, ' હું તે વખતે સાહેબ સાથે નિશાળોની તપાસણી સારુ પ્રગણામાં ફરતો હતો. લગ્નપ્રસંગે સુરત જવા સારુ સાહેબ પાસે રજા માગતાં તેણે બહુ આનાકાની સાથે માત્ર સાત દિવસની રજા આપી. તે વખતે મુસાફરીનાં

સાધનો બરાબર નહીં હોવાથી લાંબો વખત જવાઆવવામાં લાગતો. અમારી સ્થિતિને અનુસરીને ટૂંકા ખર્ચમાં લગ્ન કર્યાં તોપણ રૂઢિથી માન્ય થયેલી સઘળી ક્રિયા કરેલી. તે વખતે માત્ર વરરાજાના ઘોડાની અગાડી કાગળના ફૂલની વાડી આજની માફક રાખવામાં આવતી, અને કન્યાનો માંડવો પાસે આવતાં તેને લૂંટવામાં આવતી. આ રીવાજ મુસલમાનોમાંથી દાખલ થયો હશે. મારા ઘોડા અગાડી રાખેલી વાડી લૂંટાઈ ત્યારે મારા ઘોડાએ ચમકી મસ્તી કીધેલી અને તેથી મારા માથા પરની પાઘડી પડી ગયેલી. સૌએ માન્યું કે ભારે અપશકુન થયા. મોતીરામ મહેતા વહેમીલા એટલે વિનાયકશાંતિ કરવાની મને ફરજ પાડેલી કે વિઘ્ન દૂર થાય.' મારી માતા દસ વર્ષની ઊમ્મરથી સાસરે આવવા લાગી. સવારસાંજ રાંધી ચાલી જાય. દાદાજીનાં ભારે લાડ હતાં. તેઓ પણ જ્યારે ચાલતા થયા અને ઘરમાં કોઇ વડીલ રહ્યું નહીં ત્યારે પડોસણે તે ગરજ સારી ને મારી માતા આવતીજતી રહી. મારી માતાની તે વખતની કાંતિનું વર્ણન કરતાં મારા માતામહની છાતી હર્ષથી ફૂલી આવતી. 'નંદગૌરી મધ્યમ કદની હતી. તેની ચામડી ઉજ્જ્વલ, તેમાં તનદુરસ્તીથી લોહી પસરેલું તે જ્યાંત્યાં લાલી પ્રદર્શિત થયેલી. કપાળ વિશાળ, મુખ બહુ મોટું નહિ, પણ ભવ્ય ને લંબગોળ; સ્નેહમયી મોહક આંખ; એકવડું શરીર, આખા દેહલતિકામાં, તેના હાવભાવમાં, જાગૃતિ વ્યાપેલી, વિદ્યુત્સમ અહીંતહીં ચમકતી તે જણાય.' આ લાવણ્યમયી, ભાગ્યશાલી, લક્ષ્મી અમારા ગરીબ નિવાસમાં દાખલ થઈ ત્યારથી બધા મહોલ્લાવાળાનું માનવું હતું કે અમારો સિતારો ચમકવા લાગ્યો. તે વેળા એક જ ચાકરડી ઘરમાં કામ કરનારી હતી પણ ઘરખટરાગ બધો તેને માથે, એટલે કામ તો ખૂબ જ હોય તેમાં શી નવાઈ! (આજે વૃદ્ધાવસ્થામાં છે, કુડીબંધ નોકરો છે, છતાં પણ તેનાથી બેસી નથી રહેવાતું.) 'કામ કીધું તેણે કામણ કીધું:' આ ગુણ એનામાં હતો. હોંસીલી અથાગ: 'તોડીખલ'ના દુશ્મન. એકત્ર કુટુંબજાળમાંથી છૂટેલા અંજન માફક અનિયન્ત્રિત તેને રહેવા મળ્યું, ને મંદમંદ હસતી કળી જે પિતૃઘરમાંથી નીકળેલી, તે સુશિક્ષિત પ્રેમળ ભર્તારના સમાગમમાં આવી પ્રૌઢ પ્રતાપી પુષ્પમાં ખીલી. તેનો કાંતિપ્રભાવ ઈશ્વરકૃપાથી હજુ સુધી કાયમ છે. મોતીરામ મહેતાના કુટુંબમાં, સામાન્ય

હિંદુ કુટુંબીઓ પેઠે, બાળકી પર કમ મહેરબાની રહેતી. કોણ જાણે કોને પરણશે? સુખી થશે કે દુઃખી? ઘરમાંથી જાય તેમાં જ ફળ. એ તો ‘જાયફળ’. કોઈએ એનો એ પણ અર્થ કર્યો કે સંસારથી જાય તેમાં જ ફળ. આવા લોકના ખ્યાલ ત્યારે દેવતાઓ તો રમણ કરવા ક્યાંથી આવે? ભૂતો ભૂસ્કા મારે! આ નવા વાતાવરણમાં આવી, સુખઘેલી, માનવૃત્તિ ઉત્પન્ન કરાવનાર પ્રૌઢવૃક્ષ સાથે નાજુક વેલી પેઠે વીંટાઇ ગઈ—જીવનમાં ઓતપ્રોત થઈ ગઈ.

ગૃહસંસાર સૃષ્ટિનો અજબ વણાટ છે. પુરુષ તે તાણો ને સ્ત્રી તે વાણો. વણાટ ટકાઉ જોઈએ, કુમાસ નરમ જોઈએ તો બન્ને વાનાં સરખાં સામિલ થવાં જોઈએ. આથી જ હિંદમાં નારીને અર્ધાંગના કહી છે. અમે ગરીબ હતાં પણ ટકાનું દેવું ન હતું. જેમજેમ પગાર વધતો ગયો તેમતેમ મોકળે હાથે રહેવા લાગ્યાં; માત્ર રહેવાની રહેણીકરણીમાં બહુ ફેરફાર કીધો નહીં. પોતે બહેનોને આપે તે બાબત હું જરા પણ કટાણું મોં કરતી નહિ. ભાઈ પાસે છે તો બહેન માગે છે ને તેને અપાય છે. મારા બધા મનોરથ એમણે પૂરા પાડ્યા; મેં કરકસરથી એકઠું કરવા માંડયું. અઢીસેં રૂપીઆનો પગાર થયો પણ નોકર એક જ! બળદગાડી ઘેર હતી. તે હાંકનાર બહારનું કામ પણ કરતો. સવારે પોતે ‘સ્કૂલ’ જાય, એટલે હું બાજી (મારાં માતામહી)ને ઘેર જાઉં. સાયંકાળે પાછી આવું. બીક શું એ એમના સમાગમથી હું જાણતી જ નહિ. ઈષ્ટ દેવતા ઉપર મને ભરોંસો હતો. તેણે સૌ સારાં વાનાં કર્યાં.” ઈ. સ. ૧૮૫૪ થી ૧૮૫૮ સુધી ‘ઍસિસ્ટંટ માસ્ટર’ રહ્યા. ઈ. સ. ૧૮૫૮ મા જે શાળામાં ગરીબ વિદ્યાર્થી તરીકે પ્રથમ દાખલ થયેલા તે જ શાળાના મુખ્ય અધ્યાપક નીમાયા. પગાર અઢીસેં રૂપિયાનો મળતો. પોતે પહેલા જ દેશી ‘હેડ માસ્ટર’ હતા. અમારા ઘરમાં પરાપૂર્વથી નવરાત્રીમાં માતાની સ્થાપના થતી. બાર વર્ષ લગી પોને નવરાત્રીમાં ફળાહાર પણ કરેલો. મારી માતા નવરાત્રી બહુ ધામધૂમથી ઊજવતી. ‘કરણ ઘેલો’ના પહેલા પ્રકરણમાં માધવના ઘરમાં થયેલા હોમનું જે વર્ણન આપ્યું છે તેના કરતાં ઘણુ વધારે ભભકાથી નાંદોદમાં ને ત્યાર બાદ સુરતમાં મારી માતા નવરાત્રમાં દેવીનું પૂજન

કરતી. સુરતની અંબામાતા ઉપર નાગરોનો પક્ષપાત જાદે છે. જૈનલોકના સમાગમથી તેનો પૂજનવિધિ વૈષ્ણવમય બન્યો છે. દહેરું રક્તથી સુઘડ આથી જ રહ્યું એમ પોતે કહેતા. તેનો પરતો મોટો ગણાય છે. ને તેની સોડમાં સુરતના લોક રસિકતા શીખ્યા છે. સુરતમાં ગવાતા ગરબા અસલથી પ્રખ્યાત ગણાય છે. શ્રાવકજેવા ઘેલા શ્રોતાજનો ભાગ્યે જ બીજે મળશે! "નાગડીનો ગડબો છે, બચ્ચા ઢમા? જડુડ જોવો જોઈએ" વીરચર્યા માટે નીકળેલા કરણની આંખે પડતો જે દસેરાનો દેખાવ આલેખ્યો છે તેનો પોતાને પણ બચપણમાં અનુભવ થયો હશે. કોઇ પણ જાણવા જોગ બનાવ બને કે સુરતવાસી તે ઉપર ગરબી લખે! એક ગોલા ઉપર કોઈ સોનારણ ઊડાવી લઇ જવાનું તહોમત મૂકાયું ને તે ગોલો છૂટી ગયો તો તે બાબત પણ લાવણી લખાઈ; ને કોબાવાળી છોબંધ ફૂટતીફૂટતી હજુ યે તે ગાણું ગાય છે: 'એકવાર રામરામ બોલો, પેલી નવાપરાની સોનારણને લઇ ગયો ગોલો!' એકવાર એક વાણીઓશેઠે કોઈ નોકરનું ખૂન કર્યું તો તરત તે વિષે ગીત જોડાયું: "જુઓ જુઓ રે શહેરના લોક, જગુભાઈએ જુલમ કર્યો; તેનો દીકરો મોતીરામ સખટ (ત) માર તેણે રે માર્યો!" ત્રવાડીજી બાબત તો કેટલી રાગરાગણીઓ જોડાઇ હશે. સુરતવાસી તે રસજ્ઞ, બટકબોલા, ટીખલી. હજુ યે સુખદુ:ખમાં જેવા ને તેવા જ રહ્યા છે. મારાં માતામહી એક કહેવત ઘણીવાર બોલતાં કે 'ગધેડે બેઠા તો પછી ગામ બહાર શાને ઊતરવું'? પોતાને મેં પૂછેલું કે આ કહેવત શાથી પડી? ત્યારે એમણે કહેલું કે અમારા નાનપણમાં પ્રતિજ્ઞા ઉપર જુઠી જબાની આપવા માટે અને ખોટા દસ્તાવેઝ બનાવવા માટે કેદખાનાની સજા ઉપરાંત કે તેને બદલે, પુરાણા વખતની ગધેડે બેસવાની સજા પણ કરવામાં આવતી. નવાબીમાં તો ગધેડા ઉપર બેસાડ્યા ઉપરાંત અધું માથું, મૂછ, બોડાવવાની પણ સજા થતી. એકવાર એક નફ્ટ, રીઢો, ગુનેહગાર આ સજામાં જકડાયો. આખા ગામમાં ગધેડા ઉપર બેસાડી ઢંઢેરો પીટતાંપીટતાં એને ફેરવવામાં આવ્યો ને શહેરની બહાર એને ગધેડેથી ઊતારી મૂક્યો. આ વેળા એણે ગધેવાનને વિનંતિ કરી કે "ભાઈ, સજા તો ખમી પણ હવે ઘર લગી ચાલતો ન મોકલ." તો "અલ્યા, તને શરમ નહીં લાગે?" ત્યારે ઉત્તરમાં આ વેણ કહેલું, 'ગધેડે બેઠા તો ઘેર જ

ઊતરવું.' તેથી આ જ વાહન ઉપર વિરાજિત થઈ આ સહેલાણી પોતાને આંગણે ઊતર્યા. કરવું તો ઠેઠ કરવું; પછી એમાં શરમાવું શાને? લાજ મૂકી તો તદ્દન મૂકવી. તે વેળાની ઈનસાફ કરવાની શૈલી ઉપર મશ્કરી કરતાં પોતે કહેતા: "કાઝીનો ઓદ્ધો વંશપરંપરાનો થઈ જવાથી હાસ્યાસ્પદ નીવડ્યો હતો. એક ઘાંચીના બળદે બીજા મુસલમાનના બળદ જોડે લઢી તેનું શીંગડું ભાંગી નાંખ્યું. કાઝી પાસે ફરિઆદ ગઈ તો કાઝીજી શરહની કિતાબ ઊથલાવી શેર બોલ્યા :—

લાલ કિતાબમેં લિખા યું
તેલી (ઘાંચી) બેલ લદાવે કયું!

એમ કરીને બળદની અદલાબદલી કરી દેવાની સજા થઈ."

દીવાળીનો તહેવાર તે સમયમાં બહુ ધામધૂમથી ઊજવવામાં આવતો. પાટણની સુંદરીઓ નાના પ્રકારના રંગ લઈને હાથવડે તથા લાકડાનાં બીબાં વડે રમણીક સાથિયા પૂરતી હતી, અને કોનો સાથિયો સારો પૂરાય છે તે બાબે માંહોમાંહે સ્પર્ધા કરતી હતી. પૂરઆનંદમાં સ્ત્રીઓ સારાં લૂગડાંઘરેણાં પહેરીને મહાલતી હતી અને વખતેવખતે તેઓના હૈયામાંથી હર્ષ ઊભરાઇ જતો હોય એમ તેઓનાં ગીત ગાવાથી જણાઈ આવતું હતું." 'પાટણ'ની જગાએ 'સુરત' રાખીએ તો સુરતશહેરમાં ઊજવાતો દીવાળીનો ઓચ્છવ આપણી સન્મુખ ખડો થાય છે.

નંદશંકરજીવનચિત્ર

### પ્રશ્નો

૧ વિનાયક મહેતાના લેખ ઉપરથી સુરતના લોકજીવનની કેટલીક વિલક્ષણ ખાસિયતો વર્ણવો.

૨ સુરતના અસલી નાગરોનાં કે બીજી ઉચ્ચ કોમનાં જીવન અને રહેણી-કરણીનો ટૂંકો ખ્યાલ આપો.

૩ 'રસિક સુરતી' અથવા 'સુરતી લાલા'નું રેખાચિત્ર દોરો.

૪ સુરતની અસલની સ્ત્રીઓ કેવી હતી? તેમના લેખકે આપેલા અભિપ્રાય ચર્ચો.

# દત્તાત્રેય કાલેલકર

[ જન્મ વિ. સં. ૧૯૪૨ : ઇ. સ. ૧૮૮૬ ]

[ શ્રી બાલકૃષ્ણ કાલેલકર, જ્ઞાતિએ ગૌડ સારસ્વત બ્રાહ્મણ છે. એમનું મૂળ વતન શહાપુર (બેલગામજીલ્લો) છે. એમના પિતાનું નામ બાલકૃષ્ણ જીવાજી કાલેલકર. માતાનું નામ રાધાબાઈ. બાલકૃષ્ણ કાલેલકર બ્રિટિશ રાજ્યમાં હેડ એકાઉંટંટ ને ટ્રેઝરર હતા. ત્યાંથી પેન્શન લઈ સાંગલીસંસ્થાનમાં નોકરીએ રહ્યા. દત્તાત્રેયનો જન્મ સાતારામાં ૧૮૮૬ માં થયો હતો. પાંચ ભાઇ ને એક બહેન મળી એ સાત ભાંડુ હતાં.

દત્તાત્રેયે પ્રાથમિક કેળવણી સાતારા, પૂના, કારવાર, રામદુર્ગ, શહાપુર, મિરજ, જત, સુધ્રોળ ને બેલગામ ઇત્યાદિ વિવિધ સ્થળોમાં લીધી હતી. એમની માધ્યમિક કેળવણી શહાપુર, બેલગામ, કારવાર, સાવંતવાડી ને ધારવાડ વગેરે સ્થળે એમણે લીધેલી. કૉલેજની ઉંચી કેળવણી એમણે પૂના ને મુંબાઈમાં લીધેલી.

દત્તાત્રેય એમના પિતાના ગૃહસ્થાશ્રમના સુંદર કલસમા એક ઓર સંસ્કાર-મૂર્તિ છે. એમની બાલલીલાઓ એમણે 'કુમાર' માસિકમાં ( વિ. સં. ૧૯૯૧ ) રસપૂર્વક જાળવી આલેખી છે. ગુજરાતના લોકપ્રિય કાકા થયા પહેલાંના આ જીવનચિત્રમાંથી કાકાસાહેબના વિલક્ષણ ને પચરંગી જીવનની આપણને ખૂબ જ માહિતી મળે છે.

કાકા કાલેલકરે બી.એ. ની પરીક્ષા પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાંથી બીજા વર્ગમાં પસાર કરી હતી. એમના વિષયો ન્યાય અને તત્વજ્ઞાન હતાં. બધાં જ વર્ષો એ કૉલેજમાં સ્કૉલર હતા. આ પછી મુંબાઈ રહી પહેલી એલએલ.બી.ની પરીક્ષામાં એ ઉત્તીર્ણ થયા. બીજી એલએલ.બી. નું સત્ર એમણે પૂરું કર્યું હતું. ખૂદ પરીક્ષા આપવા પણ એ ગયેલા. પણ તેમાં ન બેસતાં દેશમાં ચાલતી ચળવળથી એ આકર્ષાયા ને તેમાં જોડાયા. મુંબાઈના જીવન ઉપર એક વાર પ્રોત્સાહક અસર કરનાર 'રાષ્ટ્રમત' પત્રના લેખકમંડલમાં એ હતા. પછી વડોદરાના ગંગનાથ વિદ્યાલયના એ આચાર્ય બન્યા. તેને છેલ્લી સલામ કરી એમનો પ્રગતિપ્રિય આત્મા હિમાલયને પ્રવાસે ઊડવા તૈયાર થયો. એમની સુંદર આત્મકથાજેવા 'હિમાલયના પ્રવાસ'માં એમણે આ વખતના એમના જીવનનાં તાદશ સંસ્મરણો સર્જનાત્મક ને પ્રાણવાન કલામયતાથી રજૂ કર્યાં છે. આપણા દેશકાલના જીવનનું આ ગ્રંથમાં રજૂ થયેલું ચિત્રપટ આપણને આકર્ષ્યા જ કરે છે. એ વાસ્તવિક જીવનચિત્ર 'સ્મરણયાત્રા' હવે પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયું છે.

કાકાશ્રી કાલેલકરનાં લગ્ન ૧૯૦૨ માં બેલગામના શહાપુરગામમાં શ્રી સુંદરાબાઈ વામનરાવ શિરોડકરનાં પુત્રી અ. સૌ. કે. લક્ષ્મીબાઈ સાથે થયાં હતાં. એ સહધર્મચારિણીનું ૧૯૨૯ માં ગાંધીજીના આશ્રમમાં મૃત્યુ થયું હતું.

હિંદમાં વેરાયલાં વિવિધ પ્રકૃતિનાં મનુષ્યો, તેમનાં વિવિધતામય જીવન-વિધાનો, પર્વતરાજ હિમાલયની અદ્‌ભુત સૃષ્ટિશોભા તથા સંપત્તિ ને મહામંથને ચઢેલો દેશકાલ : આ સૌને જાગતાં ને ઊંઘતાં જોવાનાં સ્વપ્ન સેવનાર દત્તાત્રેયને નિશ્ચિન્ત પ્રવાસી બનાવ્યા. એમણે ઉત્તર હિંદનો પ્રવાસ કર્યો. સિંધુબ્રહ્મચર્યાશ્રમમાં એ જઈ રહ્યા. કલાના આદર્શોની જીવંત શિક્ષણસંસ્થાજેવા રવીન્દ્રનાથ ટાગોરના બોલપુરના શાંતિનિકેતનમાં એ જઈ રહ્યા. ત્યાં એ સંસ્કૃત વગેરેનો વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવતા. ૧૯૧૪ માં ગાંધીજી ત્યાં ગયા ત્યારે ત્યાંથી કાલેલકરને ગુજરાતમાં ઉઠાવી લાવ્યા ને તેમને ગુજરાતી બનાવ્યા.

પુરુષાર્થી કાકાના જીવનમાં પ્રખર દેશભકતનો ઉચ્ચ આત્મા છે. પ્રેમ, સ્વાતંત્ર્ય, શાંતિ, સ્થિતપ્રજ્ઞતાના એ ગાઢ મિત્ર છે. એ સૌને હાલ એ જીવનમાં ઉતારી રહ્યા છે. સ્વર્ગસ્થ લોકમાન્ય ટિળકના કર્મવાદને જીવનમાં રૂંએરૂંએ ઉતારી મહાત્મા ગાંધીજીના નિષ્કામ ગીતાજીવનમાં એકરસ ને એકરૂપ એ થઈ રહ્યા છે.

કાકાશ્રી ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય ને વાઈસચૅન્સેલરપદે હતા. એમણે ગાંધીજીના 'નવજીવન' કે 'Young India'નું વિષમ પરિસ્થિતિઓમાં કાંટાળું તંત્રીપદ લીધું હતું. ગુજરાતી કે અંગ્રેજી બંનેમાં એમનો આત્મા રેડી એમણે પ્રજાને કંઈ ને કંઈ જીવનસત્યો સમજાવ્યાં છે.

૧૯૨૧ માં એક વર્ષ એ જેઈલમાં રહી આવેલા. તે વખતે સાબરમતી આશ્રમ પાસેની 'ઓતરાતી દીવાલો'ને એમણે પુસ્તકમાં ઉતારી છે. સત્યાગ્રહહિલચાલમાં એ ફરી જેઇલ જઈ આવી પાંચ માસ મહાત્માજી સાથે યરોડામાં રહ્યા હતા.

કાલેલકર કહે છે : મારા જીવન ઉપર સબળ અસર કરનાર સ્ત્રીપુરૂષો કે પુસ્તકો સ્વામી વિવેકાનંદ, રામતીર્થ, રાનડે, અરવિંદ ઘોષ, ટાગોર, ગાંધીજી કુમારસ્વામી, નિવેદિતા, ઉપનિષદો, ગીતા, જ્યોતિષ, તુકારામના અભંગો વગેરે વગેરે છે.

ગદ્યસર્જનની કાલેલકરે અદ્‌ભુત કલા કેળવી છે. એમાં કહીંકહીં દોષ તો છે છતાં એ કલા એમના સિદ્ધ હાથની જામેલી કલા છે. ગાંધીજીના સિદ્ધાન્તોના સંપૂર્ણ સવિસ્તર ભાષ્ય એટલે કાકાસાહેબ કાલેલકર.

**કાલેલકરના ગ્રંથો**

પ્રથમ કૃતિ **મરાઠી 'રામતીર્થ'–બે ભાગ'**, (**ઓતરાતી દીવાલો**, **હિમાલયનો પ્રવાસ** ( ૨૪ ), **પૂર્વરંગ**, **કાલેલકરના લેખો–બે–ભાગ**–( '૨૪–'૨૫). ઉપરાંત **નવજીવન ને યંગઇંડિઆ**, **સાબરમતી**, **પુરાતત્ત્વ**, **વસંત**, **યુગધર્મ**, **કુમાર**, ગુજરાત વગેરે સામયિકોમાંના સંખ્યાબંધ લેખોના પુનઃ મુદ્રણરૂપે **જીવનવિકાસ**, **જીવનનો આનંદ**. **જીવનભારતી**, **લોકમાતા**, **સ્મરણયાત્રા**, **નક્ષત્રમાળા**, **જીવતા તહેવારો** ને **જીવનસંસ્કૃતિ** વગેરે વગેરે. ]

# શિક્ષકની ઇર્ષ્યા

નાનપણથી મને કૉપી કરવા બાબત ભારે ચીઢ હતી. બીજા છોકરાની નોટ કે ચોપડીમાં જોઈને જવાબ લખ્યાનો એકે ય દાખલો મારા જીવનમાં નથી. પરીક્ષાવખતે પડોશના છોકરાને પૂછવું અથવા છાની ચોપડી રાખી એમાંથી જવાબ જોઈ લેવો, પહેરણની બાંહ્ય ઉપર પેનસિલથી ઉપયુક્ત માહિતી લખી રાખી પરીક્ષામાં તેનો ઉપયોગ કરવો, શાહીચૂસ પર એક ખૂણે ઇતિહાસના સન લખી રાખવા, પડોશના છોકરા સાથે કાગળની અદલબદલ કરવી વગેરે ચૌર્યશાસ્ત્રનાં તત્ત્વો હું બરાબર જાણતો છતાં એકે ય દિવસ મેં એનો ઉપયોગ કર્યો નથી. જેજે નિશાળે ગયો છું ( અને મેં કંઈ ઓછી નિશાળો નથી જોઈ; કોઈ પણ નિશાળમાં એક સામટું એક વર્ષ તો મેં પૂરું કર્યું જ નથી ) તેતે નિશાળોમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓમાં મારી પ્રામાણિકતા સંશયાતીત રહેતી. શિક્ષકની ગેરહાજરીમાં વર્ગમાં કંઈ બનાવ બને અને શિક્ષક સુધી તકરાર જાય તો બન્ને પક્ષના વિદ્યાર્થીઓ મારી સાક્ષી ટાંકે. અનેકવાર તો હું સાક્ષી આપવાની જ ના પાડું. પણ જેટલું કરું તેટલું સાચેસાચું.

એક વખતે કારવારમાં મારા એક દીલોજાન દોસ્ત વિષે કંઈક કહેવાનો પ્રસંગ આવ્યો. હરિમાસ્તરે મને એક મુદ્દાનો સવાલ પૂછ્યો. મારી શાખ વટાવીને જુઠું બોલવાનું અને સહેજે મારા મિત્રને બચાવવાનું મન થઈ આવ્યું. મનમાં જવાબનું વાક્ય પણ ગોઠવાયું. હિંમત કરી અને શરુઆત કરવા ગયો ત્યાં હિંમત ભાંગી પડી. અરધીએક ક્ષણ મન સાથે લઢયો અને સાચેસાચું કહી દીધું. ભલા માસ્તરની દુષ્ટ આંખોએ મારું

મનોમંથન બરાબર જોઈ લીધું. તેઓ હસી પડ્યા. મારો માનસિક ગુનો ઊઘાડો પડયો. હું શરમાયો. પણ આખરે મારી લાગણી સમજી શિક્ષકે મારા મિત્રને નહિજેવી સજાકરી તે દિવસથી શિક્ષક આગળ મારી શાખ ઘટવાને બદલે વધી. એ તો હું પાછળથી જોઈ શકયો.

કૉપી કરવામાં હિચકારાપણું છે એ તો સ્વાભાવિકપણે મારી રગેરગમાં હતું; પણ કૉપી આપવી એમાં તો બહાદુરી છે, દાનશૂરતા છે એમ તે વખતે લાગતું. અને એથી યે વધારે તો, ચોકીદારની આંખે આમતેમ ફરનાર શિક્ષકો સામે વેર વાળવાની એક સરસ તક છે એમ પણ હું માનતો. પણ એ બહુ નાનપણની વાત. જરાક મોટો થયો એટલે એ પણ મેં છોડી દીધું હતું. કોઈ છોકરો કૉપી માગે તો બહુ જ સૌમ્ય રીતે હું ના પાડતો. ફરીફરીને અને કરગરીને કૉપી માગે ત્યારે શિક્ષકને કહી દેવાની એને બીક બતાવતો. છતાં કોઈ કાળે મેં કોઈને આવી રીતે ઊઘાડા પડ્યાનું સ્મરણ નથી. માત્ર એક દિવસ આબાદ કૉપી આપ્યાનો દાખલો હજી બરાબર યાદ છે.

ગોખલેમાસ્તર નવસવા બી.એ. પાસ થઈ અમારી નિશાળમાં આવ્યા હતા. એમનું ગોળ માથું, લીંબુજેવી કાંતિ, ધૂર્ત આંખો, ઠીંગણું શરીર,–બધું જ આકર્ષક હતું. એમના અંગ્રેજીના ઠાવકા ઉચ્ચારો અને છોકરાઓ પ્રત્યેનો વિવેક એ એમની ખાસિયત હતી. 'ઈંડિયા'ને બદલે તેઓ 'ઈંડિય' ઉચ્ચાર કરતા. તેઓ હસતાહસતા છોકરાઓને કહેતા કે 'તમારી બધી યુક્તિઓ હું જાણું છું. મને તમે છેતરી ન શકો. હું પણ તમારામાંનો એક છું એમ માનજો. ગોખલેમાસ્તર પ્રત્યે અમારો બધાનો સદ્‌ભાવ ખરો, પણ અમારાથી એ ન છેતરાઈ જાય એનો અર્થ શો? એ તો વિદ્યાર્થીઓનું હડહડતું અપમાન! શું અમે આટલા મોળા થઈ ગયા? શિક્ષકોમાં જો આવો આત્મવિશ્વાસ વધવા દઈશું તો જોતજોતમાં એ આપણને પામી જશે, અને પછી તો એમનું આખું રાજ્ય સહીસલામત ચાલશે. ના, આ માસ્તરને તો પહોચી વળ્યે જ છૂટકો.

અમારી સત્રાંક કે વાર્ષિક પરીક્ષા હશે. શાહપુરની નિશાળમાં અમે અંગ્રેજી બીજી ભણતા. ગોખલે ભૂગોળની પરીક્ષા લેવાના હતા. મને તો

પચાસમાંથી પચાસ મળવાના છે એ ખાતરી. પણ આજે ગોખલેમાસ્તરને જરૂર છેતરવા, એવો મેં મન સાથે સંકલ્પ કર્યો. લેખી પરીક્ષાનો શિક્ષકો તેમ જ વિદ્યાર્થીઓને કંટાળો હોય છે અને જબાની પરીક્ષામાં બધાને સરખા જ અઘરા સવાલો નથી પૂછાતા. આ અગવડને પહોંચી વળવા ગોખલેમાસ્તરે એક ઉપાય શોધી કાઢ્યો. પરીક્ષ્ય વિદ્યાર્થી બધાઓને બહાર કાઢયા અને એક ઓરડીમાં બેસવાનું કહ્યું. પરીક્ષા માટે જુદી ઓરડી રાખી એમાં એકેક વિદ્યાર્થીને બોલાવે. આ ઓરડી સાથેની વચલી ઓરડી ખાલી રાખેલી. એમાં બીજા નંબરનો વિદ્યાર્થી આવીને બેસે. પહેલાની પરીક્ષા પૂરી થાય એટલે એ બારણું ખોલી નંબર બેને બોલાવે. નંબર બે અંદર આવતા પહેલાં બહારની ઓરડીમાં બેઠેલા નંબર ત્રણને બૂમ પાડી વચલી ઓરડીમાં આવી બેસવાનું કહે અને પછી પોતે કતલ-ખાનામાં દાખલ થાય. જેની પરીક્ષા થઈ તે તો પરીક્ષાની ઓરડીમાં જ આખર સુધી પૂરાઈ રહે. માસ્તરના હાથમાં પચીસ સવાલો લખેલો એક કાગળ હતો. એમાંથી જ દરેક વિદ્યાર્થીને સવાલ પૂછે અને દોકડા મૂકતા જાય.

આવા સજ્જ કિલ્લામાંથી ચોરી કરીને પરીક્ષાના સવાલો બહાર ફોડવા એ સહેલી વાત ન હતી. વર્ગના વિદ્યાર્થીઓ કહેવા લાગ્યા કે આપણે હાર્યા છીએ. મેં કહ્યું, ‘આમ તો લાજ ન જ ગૂમાવાય. હું જઇને સવાલો તમને ચોક્કસ લખી મોકલીશ. પરીક્ષાની ઓરડી મેડા પર હતી. મેં એક વિદ્યાર્થીને કહ્યું, ‘તું બારી નીચે જઈને બેસજે. હું સવાલોનો કાગળ ઉપરથી ફેંકી દઈશ તે ઝટ લઈને ત્યાંથી નાસી જજે. ઊભો રહ્યો તો આપણે બંને માર્યા ગયા જાણજે.’

મારો વારો આવ્યો મેં ઝટ જવાબો આપ્યા અને પચાસમાંથી ઊડતાળીસ દોકડા મેળવ્યાનું સમાધાન લઇને એક ખણામાં ઢળિયા (ડેસ્ક) આગળ જઇને બેઠો. પછી ગજવામાંથી ત્રણ કાગળ પર કેટલીક મરાઠી કવિતાઓ લખી, બીજા પર ભૂગોળના સવાલો, અને ત્રીજા પર કેટલાક રમૂજી ટુચકા. કવિતાનો કાગળ તો ઢળિયા પર જ રાખ્યો. ભૂગોળના સવાલવાળો કાગળ વાળી, એની અંદર એક કાંકરો મૂકી, એ તૈયાર રાખ્યો.

પછી ટુચકાવાળો કાગળ ફાડીને એના નાનાનાના દસબાર ટુકડા કર્યા. અને પછી કાંકરાવાળો કાગળ તેમ જ પેલા નાના કકડા હાથમાં લઈ સીધો ચાલતો બારી આગળ ગયો અને બારી બહાર ફેંકી દીધા. શિક્ષકનું ધ્યાન મારી તરફ ન જાય એવું તો હતું જ નહિ. મેં તો શાહુકારની પેઠે સીધા ચાલતા બારી સુધી જઈ કાગળો ફેંકયા હતા. કાંકરાવાળો કાગળ તો ઝટ નીચે પડી ગયો. પડી જાય શાનો ? મારા મિત્રે અદ્ધરથી જ ઝીલી લીધો અને એ ત્યાંથી નાઠો.

શિક્ષકને મારી હિંમત જોઈને જ મારા પર શક આણવાનું નહિ રુચ્યું હોય એક જ ક્ષણ અનિશ્ચિતતામાં ગાળી તેઓ ઝટ ઊઠયા. દોડતા-દોડતા બારી પાસે આવ્યા ને જુએ છે તો બારીમાંથી કાગળના કકડા નીચે ઊડતા પડે છે. મને પૂછયું, 'તેં નીચે શું ફેંકયું છે ?' મેં કહ્યું, 'નકામા કાગળના કકડા !' બારી આગળ ધ્યાન રાખી એમણે ઢળિયા પરનો મારો કાગળ જોયો. એના પર તો મરાઠી કવિતા જ હતી, એટલે શંકાનિવૃત્તિ થઈ. છતાં ઔરંગઝેબ કંઈ વિશ્વાસથી ચાલે ? માસ્તરે પોતે બારીમાં જ ઊભા રહી વર્ગના મૉનિટરને નીચે મોકલ્યો અને પડેલા બધા કાગળોના કકડા ભેગા કરી આવવાનું કહ્યું. મૉનિટરને દોડતા જઈ દોડતા આવવાનું કહેતાં તેઓ ભૂલ્યા ન હોતા; કેમ કે રસ્તામાં એ જ સવાલો કહી દે તો ?

મૉનિટર ગયો. બધા કકડાના આકાર તપાસીતપાસીને મેજ પર ગોઠવ્યા, ને વાંચી જોયું તો એના પર રમૂજી ટુચકા સિવાય કશું હતું નહિ ! એમણે મને એટલું કહ્યું, 'ફરી કાગળ ફેંકીશ નહિ. જો કેટલો વખત નકામો ગયો ?' મેં પણ ડાહ્યા થઈ ને કહ્યું, 'હા જી.'

પછી જેમજેમ વિદ્યાર્થીઓ આવવા લાગ્યા તેમતેમ સવાલોના તેમના જવાબ સાચા પડવા લાગ્યા. શિક્ષકને શક ગયો. દરેક આવનાર વિદ્યાર્થીને પૂછવા લાગ્યા કે સવાલો બહાર ફૂટયા છે ? પણ કબૂલ કોણ કરે ? આખરે એક છોકરો આવ્યો. અમારા વર્ગનો એ ઠોઠ નિશાળિયો. એ તો એકે ય વિષયમાં પાસ ન થાય, એટલે એને કોઈએ સવાલો કહ્યા ન હતા. પોતાનો આવો બહિષ્કાર એને બહુ સાલ્યો. એને જ્યારે શિક્ષકે પૂછયું, 'કેમ નારાયણ, સવાલો બહાર ફૂટયા છે ?' ત્યારે એણે પૂછયું, 'હા જી.' હું

તો એટલે ઠેકાણે ઓગળી જ ગયો! પગમાં પહેરેલા બૂટ પણ ભારે થઈ ગયા. છાતી ધડકવા લાગી. અત્યાર સુધીની શાખ ધળમાં મળશે. ગોખલે-માસ્તર ઘણી વખત મારા ભાઈને મળે. એટલે આબરુનું નિશાળમાં જ નહિ, પરંતુ ઘરમાં પણ દેવાળું નીકળવાનું! મને ક્યાંથી એ કુબુદ્ધિ સૂઝી? ગયું, બધું ગયું, હવે ગમે તેટલો સાચો થઈશ તો યે ડાઘો કાયમને માટે રહેવાનો. ક્યાં આ શિક્ષકની ઈર્ષ્યા કરવા ગયો?

ઈશ્વરને ઘેર કેવો કાયદો છે એ જણાતું નથી. કોઇક વખતે ઘણા અપરાધ કર્યા છતાં માણસને સજા થતી જ નથી. એ અપરાધમાં વધ્યે જ જાય છે અને છેલ્લી ઘડીએ જ અપરાધનું સાટું વળાય છે. કેટલીક વાર પહેલી ઘડીએ જ એવી તો સખત સજા થાય છે કે ફરી એ અપરાધ કરવાનું નામ જ ભૂલી જાય છે. આને હું ઈશ્વરની કઠોર કૃપા કહું છું. કોઈક વાર માણસનો પ્રશ્ચાત્તાપ એ જ એને પૂરતી સજા છે એમ સમજી ઈશ્વર એને બચાવી લેતો હશે. આ છેલ્લો પ્રસંગ મહાકઠિન. બચી જવામાં જો એ ઈશ્વરની દયા ઓળખી શકે તો ફરી ગુનો ન કરે. પણ જો બચી જવામાં પોતાના ભાગ્યની જ મહત્તા ગણે અથવા નીતિના નિયમની શિથિલતાનું અનુમાન કરે, તો તો એ વધારે ને વધારે અંધારા ખાડામાં ડૂબી જવાનો. ઈશ્વર ગમે તે નીતિ અખત્યાર કરે તો યે ઈશ્વર ન્યાયી છે, તેથી જ દયાળુ છે, એને સુનીતિ પ્રિય છે. એટલું જો આપણે ધ્યાનમાં રાખીએ અને એ વિચારને જ દૃઢતાથી વળગી રહીએ તો જ આપણે બચી જવાના.

શિક્ષકે પૂછ્યું, 'જવાબો ક્યાંથી બહાર પડ્યા?' નારાયણે કહ્યું, 'મૉનિટર પટવેકરે ફલાણા ભાઈને કહ્યું, ફલાણાએ ઢીંકણાભાઈને કહ્યું, એમ સવાલો બધે ફેલાઈ ગયા છે. મને કોઈએ કહ્યું નહિ; મારો બધાએ બહિષ્કાર કર્યો છે.'

કમબખ્ત મૉનિટરે બારણું ખોલતાં એકબે સવાલો હળવેથી કહી દીધા હતા, ને મારા કાગળો લાવવા નીચે ગયેલો ત્યારે પણ એકબે કહી દીધેલા. એની દુર્બુદ્ધિની ઢાલ પાછળ હું બચી ગયો. બચી ગયો એટલે કે શિક્ષક આગળ ઊઘાડો ન પડ્યો. વર્ગમાં કોઈની સાથે મારે દુશ્મનાઈ ન હતી, એટલે મારું નામ બહાર ન આવ્યું.

વર્ગના છોકરાઓ તો એ પ્રસંગ ભૂલી પણ ગયા હશે. પણ એ છેલ્લી ચારપાંચ ક્ષણમાં મેં જે માનસિક વેદના વેઠી છે અને મારી જાતને જે શિખામણ આપી છે તે તો મારા જીવનના કીમતી પ્રસંગ તરીકે યાદગાર રહેશે. એ હું કદી નહિ ભૂલી શકું.

જેને મેં સવાલોનો કાગળ આપ્યો હતો એ વણકરનો છોકરો હતો. એણે મને સૂતરના પડીકાની બે બાજુ વપરાતાં જાડાં પૂઠાંમાંથી એક સરસ પૂઠું ભેટ દાખલ આપી દીધું. કેટલાં ય વરસ સુધી એ પૂઠું મારી પાસે હતું અને દરેક વખતે તે દિવસની વાતનું મને સ્મરણ કરાવતું.

સ્મરણયાત્રા

## પ્રશ્નો

૧ કાલેલકરે વિદ્યાર્થીજીવનમાં શિક્ષકની ઈર્ષ્યા શાથી ને કેવી રીતે કરી ?

૨ 'કૉપી કરવાની કળા' એ વિષે એક હળવી વિનોદભરી નિબંધિકા લખો.

૩ કાલેલકરના વિદ્યાર્થીજીવનનો ટૂંકો ખ્યાલ આપો.



# કનૈયાલાલ મુનશી

## ( જન્મ વિ. સં. ૧૯૪૩ : ઇ. સ. ૧૮૮૭ )

[ અગ્રગણ્ય નવલકથાકાર, નવલિકાકાર, નાટકકાર અને નિબંધલેખક **શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી** જ્ઞાતિએ **ભાર્ગવ બ્રાહ્મણ** ગૃહસ્થ ને પુરાણપ્રસિદ્ધ ભરૂચના વતની છે. એમનો જન્મ ૧૮૮૭ માં ભરૂચમાં થયો હતો. એમના પૂર્વજો સરકારી ઓદ્ધેદારો અને મુત્સદ્દીઓ હતા. **માણેકલાલ નરભેરામ મુનશી** ગુજરાતના જુદાજુદા જીલ્લાઓમાં ઊંચી સરકારી નોકરીમાં—એક વખતે **સચીનના દીવાન**—હતા. મુનશીનાં માતાનું નામ **તાપીગૌરી**. મુનશીને એમના વિદ્યાર્થીજીવનને ગુજરાતમાં ઠેરઠેર ફેરવવાનો અને તેતે સ્થળે પ્રાથમિક ને માધ્યમિક કેળવણી લેવાનો લાભ મળ્યો હતો. ચૌદ વર્ષને વયે ૧૯૦૧ માં એમણે મૅટ્રિકની પરીક્ષામાં સફળતા મેળવી. ૧૯૦૬ માં બી.એ., ૧૯૧૦ માં ઍલઍલ.બી. અને ૧૯૧૩ માં મુંબાઈ હાઇકૉર્ટની ઍડવોકેટની પરીક્ષાઓમાં એ ઉત્તીર્ણ થયા. થોડાં જ વર્ષોમાં એ હાઇકૉર્ટની '**ઑરિજિનલ સાઈડ**'ના 'બાર' માં મોખરે આવ્યા.

મુનશીએ વિદ્યાર્થીઆશ્રમમાં જ અનેક માનસિક પ્રવૃત્તિઓ આદરી. ૧૯૧૧ માં એમણે "**સામાજિક સેવાનાં સિદ્ધાંત ને પદ્ધતી**" એ નિબંધ લખી "**મોતીવાળા પારિતોષિક**" મેળવ્યું હતું. ૧૯૧૨ માં એમની જ્ઞાતિના '**ભાર્ગવત્રૈમાસિક**'નું એમણે તંત્રીપદ લીધું. ૧૯૧૪ માં ઇંદુલાલ યાજ્ઞિકના સહકાર્યમાં એમણે '**નવજીવન અને સત્ય**' માસિક ચલાવવા માંડયું. પછી તેને જ ગાંધીજીએ 'સાપ્તાહિક' તરીકે ચલાવ્યું. એ જ વર્ષમાં મુંબાઈના સાપ્તાહિક 'ગુજરાતી'માં એમણે '**વેરની વસુલાત**' એ સામાજિક નવલકથા પ્રસિદ્ધ કરવા માંડી. ૧૯૧૫ માં **શ્રી જમનાદાસ દ્વારકાદાસ**ના સહતંત્રમાં એમણે અંગ્રેજી સાપ્તાહિક "**યંગ ઇંડિઆ**" ચલાવવા માંડયું. તે પણ પછી મહાત્માજીના તંત્રમાં ગયું હતું. એ જ વર્ષમાં એમની પહેલી ઐતિહાસિક નવલકથા "**પાટણની પ્રભુતા**" ગુજરાતી સાપ્તાહિકની વાર્ષિક ભેટ તરીકે પ્રસિદ્ધ થઈ. આ પછી "**હિંદુસ્તાન**" દૈનિકની સાપ્તાહિક આવૃત્તિમાં "**કોનો વાંક ?**" એ સામાજિક વાર્તા કટકેકટકે પ્રસિદ્ધ થઈ. બાકીની પછીથી **શ્રી બટુભાઈ ઊમરવાડીઆ**સંપાદિત "**ચેતન**"માસિકમાં પ્રસિદ્ધ થઈ હતી. ૧૯૧૭ માં '**પાટણની પ્રભુતા**'ના અનુસંધાનમાં "**વીસમી સદી**" માસિકમાં એમણે "**ગુજરાતનો નાથ**" શરૂ કરી. તે પછી એમની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ "**મારી કમળા અને બીજી વાતો**" એ નામથી થયો. '**પૃથિવીવલ્લભ**' "**વીસમી સદી**"માં ૧૯૨૦ માં શરુ કરવામાં આવી. ૧૯૨૨ માં ગુજરાતના સાહિત્યકલાના રસિકોની "**ગુજરાતી સાહિત્ય સંસદ**" એ સાહિત્યસંસ્થાની મુંબાઈમાં સ્થાપના થઈ

અને એના પ્રમુખ તરીકે મુનશીની ચૂંટણી થઈ. એ સંસ્થાના પ્રમુખ તરીકે "ગુજરાત" માસિકના એ તંત્રી થયા. 'ગુજરાત'ના આરંભમાં એમણે "ગુજરાતનો નાથ" ના અનુસંધાનમાં "રાજાધિરાજ" ની ઐતિહાસિક નવલકથા શરૂ કરી. એમનું વેદકાલનું વાતાવરણ આલેખતું નાટક "પુરંદરપરાજય" એ પછી "ગુજરાત"માં પ્રસિદ્ધ થયું. ૧૯૨૩ માં એ યુરોપને પ્રવાસે જઈ આવ્યા અને તેનાં સંસ્મરણોને "એક પ્રવાસ, મારા પ્રવાસની બીનજવાબદાર કહાણી' એ લેખમાળારૂપે એમણે આરંભ્યાં. આ વર્ષમાં એમનાં પ્રથમ પત્ની સૌ. અતિલક્ષ્મીનું અવસાન થયું. એ જ વર્ષમાં "ગુજરાત"માં "અવિભકત આત્મા" નામનું નાટક પ્રસિદ્ધ થયું. ૧૯૨૪ થી "ગુજરાતી સાહિત્ય" એ શીર્ષકથી ગુજરાતી સાહિત્યની ઇતિહાસમાલાની યોજનાનો સંસદે આરંભ કર્યો. તેનો પાંચમો ખંડ ૧૯૨૫ માં પ્રસિદ્ધ થઈ ગયો છે. "રાજાધિરાજ" પૂરી કરી એમણે "સ્વપ્નદ્રષ્ટા", "ભગવાન કૌટિલ્ય" નવલો લખી. પછી "તર્પણ" અને "બે ખરાબ જણ" એ નાટકો પ્રસિદ્ધ થયાં. આ સાથે "કેટલાક લેખો"માં એક પુસ્તકાકારમાં એમનાં જુદેજુદે પ્રસંગે લખાયલાં નિબંધો, વ્યાખ્યાનો અને વિવેચનો ૧૯૨૬ માં પ્રસિદ્ધ થયાં. એ જ વર્ષમાં એમણે સુપ્રસિદ્ધ જૈન લેખિકા શ્રી લીલાવતીબહેનસાથે પુનર્લગ્ન કર્યાં.

એમનાં "કાકાની શશી", "ધ્રુવસ્વામિની દેવી", "પુત્ર સમોવડી", "આજ્ઞાંકિત" વગેરે સામાજિક ને પૌરાણિક નાટકો ૧૯૨૯ માં છૂટાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થયાં.

ગઈ અસહકારની ચળવળમાં જોડાતાં મુનશીને બે વાર કારાવાસ મળ્યો હતો અને તે દરમીઆન યરોડા, નાશક ને બીજાપુર જેઈલમાં એમણે જેઇલડાયરી (અપ્રસિદ્ધ), બ્રહ્મચર્યાશ્રમ, Gujarat and its Literature, નર્મદશતાબ્દી માટે જીવનચરિત્રલેખ, નરસૈંયો–ભકત–હરિનો વગેરે લખ્યાં હતાં.

છેક હોમરુલ લીગનાં ૧૯૧૫-૧૯૨૦ સુધીનાં વર્ષોથી એમણે રાજકીય ક્ષેત્રમાં સક્રિય ભાગ લેવા માંડયો છે. આ પછી થોડોક સમય રાજકીય ક્ષેત્રમાંથી નિવૃત્તિ લઈ મુંબાઈની યુનિવર્સિટીની સેવા કરવા એ પ્રેરાયા. '૨૫ માં રજિસ્ટર્ડ ગ્રેજ્યુએટોથી ચૂંટાઈ એ યુનિવર્સિટીસેનેટમાં ગયા. '૨૬ માં તેઓ તે સંસ્થાની સિંડિકેટમાં ચૂંટાયા. '૨૭ માં યુનિવર્સિટીએ એમને 'ગુજરાતી બોર્ડ ઑફ સ્ટડીઝ'ના પ્રમુખ ચૂંટયા. પછી '૨૮ માં મુંબાઈ યુનિવર્સિટીની એકેડેમિક કાઉન્સિલના બોર્ડ ઑફ પોસ્ટ ગ્રેજ્યુએટ સ્ટડીઝના તે સભ્ય ચૂંટાયા. એમના બે વારના જેઇલનિવાસ પછી પાછા એ યુનિવર્સિટીમાં જઇને એમની સેવા આપી રહ્યા છે.

'૨૭ માં યુનિવર્સિટીદ્વારા એ આપણી ધારાસભામાં ગયા ત્યારે પણ કેળવણીવિષયક ઉપયોગી કાર્ય એમણે કર્યાં હતાં. પછી બારડોલીસત્યાગ્રહ પ્રકરણ ઊભું થતાં એમણે જાતે તપાસ કરી તે વખતના ગવર્નરને એમનો ઐતિહાસિક પત્ર લખ્યો ને ધારાસભામાંથી રાજીનામું આપ્યું. બારડોલીના ખેડુતોની એમણે સંગીન સેવા કરી હતી. મહાસભા તરફથી વડી ધારાસભામાં જવા માટે એ તૈયાર થયા પણ ચૂંટાયા ન હોતા. મહાસભાએ જ્યારે સરકાર સાથે સહકાર કર્યો ત્યારે મુંબાઈ સરકારનું 'હોમ મેમ્બરનું' તંત્ર એમણે ખૂબ બાહોશીથી ચલાવ્યું હતું.

## મુનશીની સાહિત્યકૃતિઓ

નવલકથાઓ : પાટણની પ્રભુતા, ગુજરાતનો નાથ, રાજાધિરાજ, વેરની વસુલાત, કોનો વાંક ?, પૃથિવીવલ્લભ, સ્વપ્નદ્રષ્ટા, ભગવાન કૌટિલ્ય, સ્નેહ-સંભ્રમ, લોપામુદ્રા અને જય સોમનાથ.

નવલિકાઓ : મારી કમલા અને બીજી વાતો-નવે નામે—'નવલિકાઓ.'

નાટક : પૌરાણિક નાટકો : પુરંદર પરાજય, અવિભક્ત આત્મા, તર્પણ, પુત્રસમોવડી. સામાજિક નાટકો : વાવાશેઠનું સ્વાતંત્ર્ય, બે ખરાબ જણ, આજ્ઞાંકિત, કાકાની શશી, સ્નેહસંભ્રમ, ધ્રુવસ્વામિનીદેવી (ઐતિહાસિક નાટક), લોપામુદ્રા ભાગ ૨, ૩, ૪ (પૌરાણિક નાટકો.)

નિબંધ : કેટલાક લેખો ભા. ૧-૨, થોડાંક રસદર્શનો, આદિવચનો (સંસદનાં વ્યાખ્યાનોનો સંગ્રહ).

પ્રહસન : બ્રહ્મચર્યાશ્રમ.

ચિત્રાત્મક કથા : શિશુ અને સખી.

જીવનકથાચિત્ર : નરસૈંયો-ભક્ત-હરિનો, નર્મદ : અર્વાચીનોમાં આદ્ય,

રેખાચિત્રો : ગુજરાતના જ્યોતિર્ધરો.

આ ઉપરાંત મારી સુસાફરીની બીનજવાબદાર કહાણી, Gujarat and its Literature વગેરે, વગેરે.]

## પ્રસ્થાન

કીર્તિદેવની આંખમાં આંસુ આવ્યાં. મુંજાલમહેતા ગંભીર ચહેરે ઊભા હતા. તેનાં ઓઠ ને નયનો નિશ્ચલ હતાં, માત્ર તેના ધીમા અવાજમાં કાંઈ લાગણીનો પડઘો હતો. "પિતાજી !" કીર્તિદેવે આંખમાંથી આંસુ લૂછી કહ્યું, "મારું હૃદય ચીરાઇ જાય છે. પણ હું શું કરું ?"

"બેટા !" અસ્થિર અવાજને સ્થિર કરતાં મુંજાલે કહ્યું, "તું શું કરવાનો હતો? બધું ભાવિ કરે છે. તું અવન્તી જઈ રહે તે જ યોગ્ય છે. મારું ઘર તો સદા યે પુત્ર વિનાનું છે એમ હું માનતો આવ્યો છું પણ બીચારા ઉબક પરમારનો તો આધાર તારા પર છે."

"પિતાજી! પિતાજી! તમે એમ નહિ બોલો."

"હું સાચું કહું છું, હું દુઃખે એવો આંધળો નથી થયો કે બીજાનું સુખ જોઈ ન શકું. તું અવન્તી. જાય તેમાં સાર છે. પાટણમાં તને કદી રુચવાનું નથી. અમારી રીત જુદી છે, અમારા સંસ્કારો જુદા છે. તને– મુંજ ને ભોજના સંસ્કારે ન્યારી બની રહેલી ભૂમિના–સંસ્કારો છે. તું અહિયાં નહિ સુખી થાય."

"પિતાજી! કટાક્ષમાં બોલો છો?"

"ના. દીકરા! દુઃખ પડીપડી, તટસ્થતાથી જોવાની મને ટેવ પડી ગઈ છે."

"ને હું તે દુઃખમાં વધારો કરું છું."

"ના, તારે સુખે હું સુખી. પરમારના પાટનગરમાં તારું સ્થાન છે. મારી તો એક જ વિનંતિ–"

"વિનંતિ!"

"હા. કોઈકોઈ વખત સમાચાર કહાવતો રહેજે ને હવે બ્રહ્મચર્ય છોડજે."

"પિતાજી! તમારી આજ્ઞા માથે ચઢાવીશ."

"મને તો એટલું જ કે મારું નામ રહે. પુત્રને તો ન રમાડયો, કોઈ દિવસ પૌત્રને તો રમાડું."

"પિતાજી!" વાત ફેરવતાં કીર્તિદેવે કહ્યું, "હવે કોણ જાણે ક્યારે મળીશું?"

મુંજાલની આંખમાં તીક્ષ્ણતા આવી. "જયદેવમહારાજ અવન્તી લેશે ત્યારે."

કીર્તિદેવ ચમકયો. "હેં શું કહો છો?"

"ત્યારે બીજું શું? મારો ધર્મ અહીંઆં રહેવાનો છે; તારો અવન્તીમાં રહેવાનો છે, એ સિવાય બીજે રસ્તે આપણે કેમ મળીએ?" મુંજાલના ઓઠ જરા ગર્વમાં મરડાયા.

"પિતાજી!" બારી બહાર જોઈ કીર્તિદેવે કહ્યું, "આ મંડલેશ્વર-મહારાજ આવી લાગ્યા!' મુંજાલ પ્રયત્ન કરી વધારે સ્વસ્થ થયો, અને ત્રિભુનપાલ અને કાકને આવકાર દેવા આગળ આવ્યો.

"ત્રિભુવન! કાક! આવી પહોચ્યા?" મુંજાલે જરા હસીને પૂછયું.

"હા, મામા! ત્રિભુવનપાલે કહ્યું. તે વીરની આંખો ચમકતી હતી. "હું જરા બાને ને મહારાજને મળી આવું. જવાનો વખત થઈ ગયો."

"હા. સુખેથી," મુંજાલે કહ્યું ને ત્રિભુવનપાલ અંદર ગયા.

"કાક!" તેણે કહ્યું, "આજે તો મારા ત્રણ દીકરા જાય છે."

"મહારાજ! મને દીકરો ગણો છો એમાં આપની વડાઈ છે."

"ના, કાક! કીર્તિદેવ ને ત્રિભુવનપાલ ગયા હોત ને તું રહ્યો હોત તો પણ મને જરા ઠીક પડત."

"મહારાજની આજ્ઞા થઈ એટલે કાંઈ છૂટકો થાય?" કાકે કહ્યું.

"ખરી વાત છે. તું અહિયાં રહ્યો હોત તો મારે માથેથી ભાર જરા ઓછો થાત. પણ હવે લાટનો બધો ભાર તારે શિર."

"મંડલેશ્વરમહારાજ છે ને?"

"તે ખરું, પણ એટલું યાદ રાખજે કે તમે માત્ર લાટ જીતવા નથી જતા, તેને ગુજરાત બનાવવા જાઓ છો."

"જી!"

"માત્ર તેનાં સૈન્યો હરાવવાં નથી, તેના વાસીઓનાં હૃદય ને ટેક બે વશ કરવાં છે. ત્યાર વગરનો વિજય નકામો."

"મહારાજ! આપનાં વચન સોનાસમાણાં છે. હું તો લાટનો છું–મને કેટલાક પાટણનો દાસ ગણે છે. પણ આપ કહે છો એવી જો પાટણની રાજ્યનીતિ રહે તો મારા દાસત્વમાં મને નાનમ નથી."

"મંજરી કેમ છે?"

" ખુશીમાં છે."

" મોટાંબાને મળી ગઇ ?"

" જી હા. હમણાં જ કાશ્મીરાબા અને એ મળીને નીકળ્યાં."

એટલામાં મીનળદેવી, જયદેવમહારાજ ને ત્રિભુવનપાલ આવી લાગ્યાં. " મહેતાજી !" મીનળદેવીએ કહ્યું, " તું આ બધાને ભીમનાથને આરે વળાવવા જાય છે કે ?"

" હા," મુંજાલે કહ્યું.

" કાક !" મીનળદેવીએ કહ્યું, " જોજે હોં. હવે લાટ પૂરેપૂરું જીતવાનું છે."

" બા, આપની આજ્ઞા થઈ એટલે પછી એમાં બાકી શું રહે ?"

" ને પેલી મૃણાલકુંવરને ત્રિભુવનને વરાવવી છે."

" ત્રિભુવન તેને ન પરણે તેથી તો કાશ્મીરા એની સાથે જાય છે." મુંજાલ હસ્યો.

" કાક !" જયદેવે જરા તિરસ્કારપૂર્વક કહ્યું.

" જી !"

મીનળદેવી જરા ગંભીર થયાં. જયદેવ જે વર્તણુક કાક સાથે ચલાવતો હતો તે તેને પસંદ ન હોતી.

" ત્યારે હવે જૂનાગઢ જીતવા કયારે જશે ?" જયદેવે જરાક ટોળમાં કહ્યું.

" જ્યારે આપ મને આજ્ઞા કરો ત્યારે."

" મને" પર ભાર મૂકી ગર્વથી માથું ઊંચું કરી કાકે કહ્યું. તેણે પણ જયદેવના હૃદયમાં વસેલો દ્વેષ પારખ્યો હતો, અને પોતાનું ગૌરવ સાચવવા તેણે નિશ્ચય કર્યો હતો. તેણે પણ અસ્પષ્ટ તિરસ્કારથી ઊમેર્યું.

" આપને મારી જરુર જણાય એટલે કહાવજો. હું તરત આવી પહોચીશ."

" ખેંગાર તારો મિત્ર થાય છે એટલે જરુર તો જણાશે જ," મુંજાલે હસીને વાત ઊડાવવા માંડી.

" આપણે તો ખેંગારના મિત્રો નથી જોઈતા. આપણે તો દુશ્મનો જોઇએ છે." જયદેવે કહ્યું.

"એમ કહો મહારાજ!" માથું ઊંચું કરી ભયંકર અવાજે કાકે ઉત્તર વાળ્યો "કે ખેંગારજેવા વીર શ્રેષ્ઠ જોડે લડવા વીરો જોઇએ છે. જેવાતેવાથી જૂનાગઢ ભાંગે એમ નથી."

મીનળદેવીને પણ લાગ્યું કે તે વચ્ચે પડશે નહિ તો વાત વધી પડશે. "લે આ સજ્જનમહેતા આવ્યા!" "ત્રિભુવન! વખત થયો. બહાર હાથીઓ ખોટી થાય છે."

"હા, બા! આજ્ઞા. રજા લઈશ"

"દીકરા! સો વર્ષનો થજે."

"મહારાજ! આજ્ઞા."

"હા ભાઈ, ખબર અંતર કહાવજે," કહી જયદેવ ને ત્રિભુવનપાલ ભેટયા. કીર્તિદેવ ને કાકે પણ રજા લીધી ને મુંજાલ સહિત તે બધા હાથીએ ચઢી ભીમનાથને આરે આવ્યા.

ઓવારા પર લોકોની મેદની ભેગી થઈ હતી, અને આ ચારે જણને ઊતરતા જોઈ લોકોએ હર્ષનાદ કર્યો. મહાજનોએ શ્રીફલ આપ્યાં, શ્રોત્રીયોએ આશીર્વચન ઉચ્ચાર્યાં. મુંજાલમહેતા ને બીજા મંત્રીઓ ત્રણે જણાને ભેટયા ને શુભાશીષો દીધી.

× × × ×

સૂર્યના તેજમાં નાચતા સરસ્વતીના તરંગો પર એક નાની નાવડી જતી હતી. તેમાં પાંચસાત યુવતીઓ બેઠી હતી. તેમાંની બે તેજસ્વી, નવયૌવના મદભરી હતી; એક કાશ્મીરા હતી, બીજી મંજરી હતી. કાશ્મીરાની આંખો તોફાનમાં નાચતી હતી; તેણે એકદમ મંજરીને પગે ચોંટી દીધી."

"ઓ! ઓ! બા, શું જોયા કરો છો?"

"તો પાછી વળી ત્યાં શું જોયા કરે છે?"

"હું તો જોઉં છું કે પાટણ અહિયાંથી કેવું દેખાય છે."

કાશ્મીરાએ મંજરીને એક તમાચો માર્યો. "જુઠ્ઠી! નજર તો પેલા આરા પર હતી." મંજરીનું મોં લાલચોળ થઈ ગયું.

"ત્યાં શું જએ છે? ત્યાં તો બધા વહેંતીઆ વીરો છે. ક્યાં અમારા ભીષ્મ, ને દ્રોણ, ને પરશુરામ?"

મંજરીના ઉચ્ચારણુના ચાળા પાડતાં કાશ્મીરાદેવીએ ટાણો માર્યો.

"આ જમાનામાં એવા છે કયાં?" ત્યાં બેઠેલી સ્ત્રીઓ બધી હસી પડી.

"હા, બધા વહેંતીઆ જ છે." ગર્વથી મંજરીએ કહ્યું, "એક સિવાય"—તેણે ઊમેર્યું.

"એક કોણ?" કહી કાશ્મીરાદેવીએ મંજરીનો હાથ પકડી હસતાંહસતાં દાબવા માંડયો. "બોલ, કોણ મંડલેશ્વર, નહિ? બોલ."

"ઓ બા! મારો હાથ ભાંગશે," ચીસ પાડતાં મંજરીએ કહ્યું.

"તો પીડા ઓછી. બોલ હરામખોર! એક કોણ?"—કહી તેણે વધારે હાથ મરડ્યો.

મંજરીની આંખમાં હસતાંહસતાં પાણી આવ્યાં, "લો, હાથ જોઈએ તો ભાંગી નાંખો. હું જુઠું નહિ બોલું—"

"એક કોણ? બોલ!"

"ઉદો, નવઘણ, ખેંગાર ને કાળ-ભૈરવ-એ ચારનો વિજેતા હોય તે."

"હજી કોઈ રહી ગયું છે?" કાશ્મીરાએ હસતાં પૂછ્યું.

"હા, ને પેલી કવિકુલશિરોમણિ એ પાંચનો વિજેતા."

"લુચ્ચી! હરામખોર! શરમ નથી આવતી? તારી બધી પંડિતાઈ ગઈ કયાં?"

"સમાઈ ગઈ બધી ત્યાં?" કહી મંજરીએ જે હોડીમાં મંડલેશ્વર, કીર્તિદેવ ને કાક બેઠા હતા તે તરફ આંગળી કરી.

"નફ્ફટ!" કાશ્મીરાએ કહ્યું.

"તમે બનાવી. પરણાવી શું કામ?"

મંડલેશ્વર, કીર્તિદેવ અને કાક એ હોડીમાં બેઠા, અને ત્રણ જણ મૂંગામંગા ઓવારા તરફ જોઇ રહ્યા. ઓવારા પર બધાથી નીરાળો, ટટ્ટાર બની, પાટણની સત્તાનો પ્રતિનિધિ, દુ:ખભીની આંખે જોઈ રહ્યો હતો. તે સ્વસ્થ લાગતો,–અરણ્યમાં એકલું એક મહાવૃક્ષ ઊભું હોય તેમ; પણ તે સ્વસ્થતા, તે એકલતા, દયાજનક લાગતી હતી.

"બિચારા મામા છે ત્યાં સુધી એકલા જ રહેવાના," મંડલેશ્વરે કહ્યું.

"પણ એ છે ત્યાં સુધી જ પાટણનો પ્રતાપ રહેવાનો," કાકે કહ્યું.

"ને એ છે ત્યાં સુધી આર્યાવર્તમાં એકતા પણ નહિ આવવાની." કીર્તિદેવે ઉમેર્યું.

"કેમ કીર્તિદેવજી! તમે નિરાશ થવા લાગ્યા કે?" કાકે પૂછ્યું.

"ભટ્ટરાજ!" કીર્તિદેવે કહ્યું, "હું પાટણ ન આવ્યો હોત તો સારું થાત. મારું કુલ ન હોતો જાણતો ત્યાં સુધી હું મારી જાતને દૈવી માનતો. મારા બાહુમાં ઈંદ્રિસમાન બળ હતું—આર્યાવર્તમાં ઐક્ય કરવું એ રમતવાત લાગતી. તે વખતે મારી શક્તિઓને મર્યાદા ન હોતી. પણ જ્યારથી મેં મારું કુલ જાણ્યું ત્યારથી કોણ જાણે કેમ મારા હાથ ભાંગી ગયા છે. હું આવ્યો ત્યારે દેવ હતો—આખરે માણસ થઈ પાછો ચાલ્યો!"

"ભાઈ!" ત્રિભુવનપાલે પૂછ્યું, "મુંજાલમહેતાથી તો તમે કેવા-એક પિતાની આશા રાખી હતી?"

"એમ નહીં મહારાજ! વસ્તુ મપાય નહિ ત્યાં સુધી જ મોહ રહે; મપાય કે પછી માત્ર ગણતરી."

"એમ નિરાશ શું થાઓ છો?" કાકે કહ્યું.

"નિરાશ નથી થતો. પણ ભટ્ટરાજ! તમારી બુદ્ધિ તો ન્યારી જ છે. શ્રદ્ધાની ઝનૂન વગર તમે પરાક્રમ કરો છો તેમ મારાથી નથી થતાં."

અને, મુંજાલે દેખીતી સ્વસ્થતાથી દૂર ને દૂર જતી નાવડીઓ તરફ જોયા કર્યું.

ગુજરાતનો નાથ

## ૨

## યુરોપ જતાં

સ્ટીમરના ઊતારુઓ યુરોપના જુદાજુદા દેશના અને અમેરિકાના હતા, અને બધા—માત્ર થોડાક અંગ્રેજ સિવાય—મોજ કરવા નીકળ્યા હોય એવી લહેરમાં હતા; એકમેકની સાથે મળતા, હસતા, બોલતા, અને વગર-કારણે આનંદમાં રહેવાનો સફલ પ્રયાસ કરતા. તેમાં કેટલીક વ્યક્તિઓ તો સ્મરણમાં નોંધવા જેવી હતી.

અમારો કૅપ્ટન ઠીંગણો, જાડો ને વૃદ્ધ ઇટાલીઅન હતો. તેની લાંબી દાઢી તેને અમારી જીવનદોરી પંદર દિવસ હાથમાં રાખવાનો અધિકાર આપતી. તેની મોજીલી આંખો બધાંને જોઇ હસતી. તે જ્યાં જતો ત્યાં સ્ત્રીઓને જોતાં અડધો નમી પડતો; અને આખા દિવસમાં બધી સ્ત્રીઉતારુઓ પાસે વારાફરતી બેસી આવી, તેમની ખબર પૂછવાનો હક્ક છોડતો નહીં. ખાસ કરી કોઈ સ્ત્રીને જો આકાશના તારા જોવા હોય તો તે દેખાડવા તરત તૈયાર થઇ જતો. એક દિવસ અમને પોતાની કૅબિનમાં બોલાવી પોતાની પત્ની ને પુત્રની છબી બતાવી. પોતાના હૃદયની આર્દ્રતા દેખાડવાનો મજબૂત પ્રયત્ન એણે કર્યો. એ આર્દ્રતા કેટલે અંશે અંતરની હતી ને કેટલે અંશે મુસાફરને ખુશ કરવાની કલાથી ઉદ્ભવી હતી તેનો હું નિર્ણય કરી શકયો નહીં.

ડૉકટર સ્ટીમરસંઘનો 'કૂક્કડ' હતો. વગરકરચલીનાં કપડાં પહેરી તે લટકમટક ફરતો; કેટલીક સ્ત્રીઓને તે પોતાની કીમતી સોબતનો લાભ આપતો; અને તેમાંની કોઇને પણ પીઆનો શીખવાનો કે ગાવાનો શોખ થાય તો તે એકપગે પોતાની હાજરી આપતો. અને ઘડીકમાં ફર્સ્ટ કલાસના દીવાનખાનામાં તો ઘડીકમાં સેંકડ કલાસના દીવાનખાનામાં તેનો સંસ્કારી સૂર ગાજતો સંભળાતો. તે સ્ટીમરના બધા અમલદારોથી પોતાની જાતને નીરાળો માનતો; અને માથું ઊંચું રાખી ફરતો. એકબે જણની માંદગીવખતે તેની બાહોશી જોવાનો પ્રસંગ મને આવ્યો; અને તે ઉપરથી મને ખાતરી થઈ કે એનામાં ડૉકટર તરીકે મુખ્ય ગુણ તો માત્ર બધાંને પોતાના ખુશમીજાજથી અને સંગીતથી પ્રફુલ્લિત રાખવાનો હતો.

સંગીતને વૈદ્યકમાં આવું સ્થાન મળેલું જોઇ અમને ઘણો આનંદ થયો. આ જ્ઞાનનો ઉપયોગ કરવા અમે એક સીરસ્તો નક્કી કર્યો; અને તે અમે શ્રદ્ધાથી આખી મુસાફરીમાં પાળ્યો. સ્ટીમરમાં કે હૉટેલમાં ગમે ત્યાં પીઆનો પડયો હોય કે તેનો કબજો લેવો; અને બીજા બધા ગમે તે ધારે તેની પરવા કર્યા વિના ગુર્જર સંગીત ગજવવું. તેમાં રખેને અમારી રાષ્ટ્રભકિત વિસરાઇ જાય કે અમે ગુજરાતી છીએ તે અમે ભૂલી જઇએ

એવા કોઈ ભયથી કે પછી બીજા કોઇ કારણથી અમે નર્મદના 'જય ! જય ! ગરવી ગુજરાત!'ના પડઘા મુંબાઇથી બ્રિંડિસી ને બ્રિંડિસીથી પાછા માર્સેલ્સ સુધી ઠેકાણેઠેકાણે પાડતાં ચાલ્યાં આવ્યાં.

...અને એન વેરોનિકા આખી સ્ટીમરમાં અદ્ભુત હતી. તે બધાંને પ્રિય હતી, અને બધાંની સાથે થોડાથોડા વખત તે કંઈ ને કંઈ વાત કરી જતી. હું ને તે ઘણાં જ મિત્ર થઈ ગયાં હતાં. હું ડેક પર આવી તેની શોધમાં ફરતો. હું કસરતશાળામાં જતો તો તે મને શોધી કાઢતી.

તેની મોહકતા જબરી હતી. તેની વાણીમાં મીઠાશ હતી. તે મજાકમાં કે મરડમાં બોલી દરેકનું મન હરતી. તે રોજરોજ કંઈ ને કંઈ નવાં ટીખળ કાઢતી. તેને જોઇ બધા ઘેલા થઇ જતા. તે એક દિવસ મારા સ્વપ્નમાં આવી......

તે પાંચ વર્ષની અંગ્રેજ બાલિકા હતી. તેના ગંડેરીઆ હાથપગ, હસમુખું મોઢું, ઊછળતા વાળ, અને શારીરિક સ્ફુર્તિ ચારે તરફ પ્રફુલ્લતા પ્રસારતાં. તે એક વખત અમારી જોડે અમારી કૅબિનમાં ખાવા આવી. કાલાકાલા બોલોથી તેની આયાની વાત તેણે કરી; અને સેવ, હલવો ને સોપારી હોંસથી ખાધાં. વાત કરતાં તેણે અમારી અડધી અંગ્રેજી રીતભાત તરફ અજાયબી જણાવી. તેના નાનકડા મગજમાં સવાલ પેદા થયો હતો કે આ તેની આયાના રંગના લોકો સારું અંગ્રેજી કેમ બોલતા, તેમનાં જેવાં સારાં કપડાં કેમ પહેરતા, ને ચમચેકાંટે કેમ ખાતા. "You don't eat with your hands like dirty natives?" (તમે ગંદા દેશીઓની માફક હાથથી નથી ખાતા ?) તેણે નિર્દોષતાથી પૂછ્યું. મને કંપારી વછૂટી. આ વાકય પાછળ કેટલો સાંસ્કારિક તિરસ્કાર હતો ! અંગ્રેજોની જોડે મૈત્રી કરવા મરી ફીટતા મહેરબાનોને તેમના તરફ અંગ્રેજોનો કેવો તિરસ્કાર કેળવાય છે તેનો ખ્યાલ આવે તો એ મૈત્રીનો કેટલો મોહ રહે ? હું એ નિર્દોષ ને મોહક બાળકી તરફ જોઈ રહ્યો. એ સ્ત્રી થશે, એને પરિવાર થશે, એનો પરિવાર મારા દેશ પર રાજ્ય કરવા આવશે—ને સાથે આ મૌલિક તિરસ્કારનો વારસો લેતો આવશે. અને મારા સ્વદેશબંધુઓની પરંપરા તેની મહેરબાની યાચી પેટ ભરવા જશે !

કોણ જાણે કેમ તે દિવસથી મને એન વેરોનિકા જોડે વાત કરવી ગમતી નહીં; પણ છતાં હું રોજ તેની તંદુરસ્તી, તેની ચંચલતા, તેનું ડહાપણ, ને તેના સ્વભાવનું તોફાન જોઈ રાચ્યા વિના રહી શકતો નહીં. એક દિવસ હું એની અને આપણાં સામાન્ય ગુજરાતી છોકરાંની વચ્ચેના ફેરનો વિચાર કરતો સૂઈ ગયો......

હું જાગી ઊઠયો. કૅબિનમાં અંધારું હતું. કૃષ્ણપક્ષનો ક્ષીણ થયેલો ચંદ્ર પૉર્ટહોલમાંથી દેખાતા સમુદ્ર પર આછો પ્રકાશ નાંખતો. બહાર પૉર્ટહોલની નીચે મોજાં સ્ટીમર સાથે અથડાતાં. પૉર્ટહોલમાંથી કોઇનો રડવાનો અવાજ આવ્યો. અવાજ એક ન હોતો, બે હતા—ને તે નાનાં છોકરાંના હતા. રડતાંરડતાં તે ધ્રુસ્કાં ખાતાં.

મેં આંખો ચોળી. દરીઆને પેલે તીરે, અસ્પષ્ટ ચાંદનીમાં મેં બે છોકરાં સ્પષ્ટ રીતે જોયાં. એક છોકરો હતો—બીજી છોકરી હતી. બન્ને એકબીજાનો હાથ ઝાલી ઊભાં હતાં. છોકરો મૂઠીઓ વતી આંસુ લૂછતો હતો; છોકરીની આંખો રડીરડી સૂઝી ગઇ હતી. બન્નેનાં મોઢાં સુકુમાર ને તેજસ્વી હતાં. બન્નેના હાથપગનાં ગંડેરીઆં એન વેરોનિકા જેવાં સબળ હતાં. બન્નેની આંખોમાં તેજસ્વિતા હતી, બન્નેના મુખ પર તોફાનીપણાની છાપ હતી...તે ઊગતા જીવનની આશાની બાલમૂર્તિઓજેવાં હતાં.

મારો જીવ તણાયો. ન સમજાય એવા આકર્ષણે મારું અંતર ખેંચ્યું. તેમનું આક્રંદ દુઃસહ થઈ પડયું...તે ગુજરાતી છોકરાં લાગ્યાં. આવી રાતે, આવી નિર્જનતામાં આ કેમ એકલાં ઊભાં હશે?

દિશા ને કાલનું અંતર કોણ જાણે મેં કેમ ભેદ્યું? મેં સ્નેહભીને હૈયે પૂછ્યું: "બાપુ! તમે કોણ છો?" મારા અવાજમાં અણપાડયાં આંસુ હતાં.

છોકરાંનું આક્રંદ જરા શમ્યું, પણ તેમની અધીરાઇ વધી.

"અમે?" છોકરાંના કાલાકાલા બોલોએ મારા હૈયામાં કંઈ અજબ એવા પડઘા પાડયા. "અમે ગુજરાતી છીએ."

એ તો કોણ જાણે કેમ હું જાણતો હતો. પેલી અધીરી છોકરી ગુસ્સામાં, રડતાંરડતાં બોલી: "ઓ બા! તું મને લઈ જાની...... "

આ નિર્જન સમુદ્રતીરે છોકરાં રખડાવનારી તેમની મા પર મને

ગુસ્સો આવ્યો. મારું દીલ દુઃખાયું. મને એ મોહક બાલિકાને લઈ છાતીસરસી ચાંપવાનું મન થયું...પણ આટલે દૂરથી તે કેમ થાય?

"બહેન! છાની રહે." મેં હેતભર્યે હૈયે આશ્વાસન આપ્યું. "તમારાં માબાપ ક્યાં ગયાં? તે કેમ તમને લઇ જતાં નથી?"

છોકરાંએ આક્રંદ કરતાં જવાબ આપ્યો: "એમની વાટ જોતાં તો વર્ષો થયાં." તેણે ધ્રુસકું ખાધું ને બહેનનું રક્ષણ કરવા તેના ખભા પર હાથ મૂક્યો. મને સમજ ન પડી.

"તે કેમ તમને લઇ જતાં નથી?" મેં પૂછ્યું.

"કોણ જાણે, અમે શું કરીએ?" છોકરાએ કહ્યું, "અમે વાટ જોતાં થાકી ગયાં, અમે ક્યારે આવીશું?" તેનો સ્વર ધ્રુસકામાં ભળી ગયો.

અને છોકરીએ છાતીફાટ રુદન શરુ કર્યું. "ઓ બા! મને ક્યારે લઈ જશે? ......" રુદન દૂર ગયું; પવનના, તરંગોના નાદમાં ભળી ગયું. હતું તેનાથી વધારે અપાર્થિવ બન્યું.

મને આંખે અંધારાં આવ્યાં. મને છાતીમાં ડૂમો ભરાઈ આવ્યો. મારું ચાલત તો તેમને લઈ હું છાતીસરસાં દાબત, તેમનાં આંસુ લૂછત, તેમને મારી પાંખમાં ઘાલત. આ મોહક છોકરીના રુદને મારું રોમેરોમ ઊભું થઈ ગયું......

હું આંખો ચોળતો બેઠો હતો...મને મારી ભ્રમણાનું ભાન થયું... ખરેખર આ સ્વપ્નમાં ગૂઢ અર્થ રહ્યો હતો...એન વેરોનિકા કરતાં યે વધારે પ્રતાપી ભાવિ બાલગુજરાત અનંતતાને પેલે તીરે વાટ જોતું હતું. આપણે ત્યાં વધારે સશક્ત ને પ્રભાવશાળી માતાપિતા ન આવે ત્યાં સુધી તે બીચારું ત્યાં ઊભુંઊભું આક્રંદ કર્યા જ કરવાનું.

બોટ પર કેટલાક ઘણા જ સારા અમેરિકનો હતા. આખી મુસાફરીમાં ઘણા અમેરિકનોને અમે મળ્યા; અને બધા માયાળુ, મળતાવડા ને રાગદ્વેષ વિનાના હતા. એક પાદરી એક મોટા મિશનનો મંત્રી હતો. તેનો ને તેની બૈરીનો અમને ઘણો પરિચય થયો. ઘડપણમાં પણ એ બંનેનો પ્રેમ, એકતાનતા, ને ઉત્સાહ ઘણાં નવાં પરણેલાં જોડાંને દાખલારૂપ થાય એવાં હતાં. એ બંને જોડે ઘણી વાતચીત થઈ—ને આપણું રાષ્ટ્રીય દષ્ટિબિંદુ તેમણે ઘણા રસથી સાંભળ્યું. ગાંધીજી રવીંદ્રનાથથી માનવતામાં

ઘણા ચઢીઆતા છે; રડિયાડ કિપ્લિંગને કેળવાયલા હિંદીવાનો રાષ્ટ્રીય બદનક્ષી માટે ધિક્કારે છે; અંગ્રેજો આવ્યા પછી જ ઘણે ભાગે હિંદુઓ દારૂ પીતાં શીખ્યા–એવા મારા અભિપ્રાયો ને હકીકત સાંભળી તેમના અચંબાનો પાર રહ્યો નહીં.

પણ આમ દરેકની વિગત ક્યાં આપતો ફરું? એક અમેરિકન પ્રોફેસર ને તેની પત્ની ચોપડીમાં ચિત્રો જ ચોંટાડયા કરતાં. એક પુરુષ ને સ્ત્રી રોજ સાથે કંઈ વાંચતાં, વારાફરતી કંઈ ટાઇપ કરતાં, અને અવારનવાર મારામારી કરતાં. એક અનેક છોકરાંવાળી સ્ત્રી કાં તો કોઇને ખવડાવતી કે સૂવાડતી, રમાડતી કે રડાવતી જ હમેશાં દેખાતી; અને એક ગૃહસ્થ બધાંને ઊભા રાખી, વળગીવળગી વાત જ કર્યાં કરતો; અને અમારી જોડે અંગ્રેજો જુલ્મી છે એ વાત પર બે મિનીટમાં આવી જતો. અને આ વાતચીત તે એવા પારદર્શક મુદ્દાથી કરતો મને લાગ્યો કે મને બધા દેશીઓને ચેતવવાની જરૂર જણાઈ.

અમારી બોટ પરનાં કેટલાંક સ્થૂલદેહી સ્ત્રીપુરુષો વિષે ગભરાતાં-ગભરાતાં બે બોલ બોલ્યા વિના મને ચાલતું નથી. મને શક્તિ માટે માન છે; લંબાઇચોડાઇની પ્રશંસા કરી શકું છું; પણ કેટલાંકનાં શરીર પ્રભુ! તું કઈ ફુરસદની વખતે ઘડે છે? તેમાં શરીરશાસ્ત્રનો કોઈપણ નિયમ નજરે નથી ચઢતો; તેમાં સૌંદર્યના કોઈ સિદ્ધાંત માટે માન નથી હોતું; જોનારની આંખને માટે પરવા નથી હોતી. માત્ર ચારે તરફ અનેક પ્રકારની નિઃસીમ વિશાલતા વિસ્તરે છે; અને તે વિસ્તાર પણ આડો નહીં, ઊભો નહીં; પણ વર્તુલાકાર. જેમ કલાને ખાતર કલા, પ્રેમને ખાતર જ પ્રેમ, તેમ માત્ર જાડાઈને ખાતર જ જાડાઈ નજરે ચઢે છે.

કાં તો આવી વિશાલતા જોઈ મારી કલાદૃષ્ટિ મૂર્છા પામે છે તેથી કે કાં તો એ વિશાલતા મારે નસીબે નિર્માઈ નથી તેથી અદેખાઈ આવે છે તેથી–ગમે તે કારણ હોય–પણ હું આ નરનારીઓને જોતાં ભયંકર વ્યથા અનુભવતો. એમને જોતાં સમુદ્રમાંથી ગાંભીર્ય જતું રહેતું; વ્યોમમાંથી ભવ્યતા જતી રહેતી; એન વેરોનિકામાંથી આકર્ષકતા જતી રહેતી. આવી બે સ્ત્રીઓ સાથેસાથે ફરતી, અને સામે મળતાં મારે 'ગૂડ મોર્નિંગ!' કરવું પડતું. આખા દિવસમાં તે પ્રસંગથી હું ત્રાસતો. એ પ્રસંગ ન આવે માટે

હું સંતાતો ફરતો; એ પ્રસંગ ન આવે માટે હું ફરવાનો વખત ચૂકવતો; કોણ જાણે કેમ જરા ફરવા નીકળું કે થોડી વારમાં એ બરફના પહાડો દરીઆમાં તરતા આવતા હોય ને સ્ટીમરનો કૅપ્ટન બચાવવાની આશા છોડે તેમ મારી કલાદષ્ટિ આશા છોડી દેતી; અને એ વિશાલ દેહનો પ્રતાપ મારી કલાદષ્ટિ ને રસવૃત્તિની પાછળ ભૂતની પેઠે ભમતો...અમે બ્રિડિંસી ઊતર્યાં ત્યારે મને નીરાંત થઈ—પણ ચોથે દહાડે નેપલ્સના 'એકવેરિયમ'માં એક માછલીના અદ્દ્ભુત રંગો હું નીહાળી રહ્યો હતો ને મને ઓચિંતી કંપારી આવી. મારી આંખ બીકથી અસ્થિર બની.

"ગૂડ મૉર્નિંગ ! મિસ્ટર મુનશી !" પાછળથી અવાજ આવ્યો. અસલના રાજાઓને પનોતીઓ પડતાં પહેલાં સંબોધતી તેવું આ સંબોધન લાગ્યું. મારાં ગાત્ર ગળ્યાં. હું પાછો ફર્યો...જૂની ઓળખાણ તાજી કરાવવા આનંદમાં એ નિઃસીમ વિશાલતાઓ હસી રહી હતી......

ત્રીજા વર્ગનાં ઊતારુઓમાં એડન જતાં કેટલાંક ગુજરાતી કુટુંબો હતાં. તેઓ પથારી નાંખી નીરાંતે પડયાં રહેતાં, અને સગડી ચેતાવી પોતાનું ખાવાનું તૈયાર કરતાં. ઘણી વખત ત્રીજા કલાસ તરફ અમે જતાં અને એ ગુજરાતી કુટુંબો સાથે કંઈ વાતચીત કરતાં. એડન પણ બૃહદ્દ્ગુજરાતનો એક ભાગ છે એનો મને સ્પષ્ટ ખ્યાલ ત્યારે જ આવ્યો.

ગુજરાત

## પ્રશ્નો

૧ કોણકોણ પ્રસ્થાન કરે છે ?

૨ મુંજાલ અને કીર્તિદેવ એ પિતાપુત્રે એકબીજાની વિદાયગીરી શી રીતે લીધી ? તેમની વચ્ચે શી વાત થઈ ?

૩ કાશ્મીરાદેવી અને મંજરી વચ્ચેનો સંવાદ વર્ણવો.

૪ મુંજાલનું પિતા તરીકે અને ગુજરાતના મહાઅમાત્ય તરીકે એકએક રેખાચિત્ર આલેખો.

૫ શ્રી મુનશીના યુરોપપ્રવાસનું આ ગદ્યખંડ ઉપરથી વર્ણન કરો.

૬ સ્ટીમરના ઊતારુઓ વિષે શ્રીમુનશીના મન ઉપર પડેલી છાપનું ટૂંકું વર્ણન આપો.

૭ એન વેરોનિકા કોણ હતી ? એના નાના મન પર હિન્દીઓ વિષે શાશા સંસ્કાર જણાયા ?

૮ બૃહદ્દ્ગુજરાત એટલે શું ? એડન અને ગુજરાતીઓનો સંબંધ શો છે ?

૯ 'તમે કરેલો કોઈ સમુદ્રપ્રવાસ' એ વિષે આશરે વીસેક લીટીમાં નિબંધ લખો.

# રામનારાયણ પાઠક

**[ જન્મ વિ. સં. ૧૯૪૩ : ઇ. સ. ૧૮૮૭ ]**

[ **શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક** જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ ૧૮૮૭ માં થયો હતો. એમના પિતાનું નામ **વિશ્વનાથ** અને માતાનું **આદિત્યબાઈ**. એમના પિતા પોરબંદરમાં એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર હતા. એ ધાર્મિક વૃત્તિના હતા અને **પંચદશી, નચિકેતા સુમનગુચ્છ, ભગવદ્‌ગીતા, મહિમ્નસ્તોત્ર** વગેરેના અનુવાદક હતા. એમનું વતન ધોળકાતાલુકાનું **ભોળાદ** ગામ છે. રામનારાયણે પ્રાથમિક શિક્ષણ રાજકોટમાં લીધું હતું. ભાવનગર હાઈસ્કૂલમાંથી મૅટ્રિક થઈ એ પ્રથમ ત્યાંની શામળદાસ કૉલેજમાં અને પછી મુંબાઈની વિલ્સન કૉલેજમાં અભ્યાસાર્થે ગયા હતા. આ કૉલેજમાંથી’૦૮ માં ઐચ્છિક વિષય તરીકે લૉજિક અને મૉરલ ફિલસોફી લઈ પહેલા વર્ગમાં બી.એ. ની પરીક્ષા એમણે પસાર કરી હતી. આ પછી એક વર્ષ એ કૉલેજના દક્ષિણા ફેલો રહી સંસ્કૃતના અધ્યાપનનું એમણે કામ કર્યું હતું. ઍલઍલ.બી. થયા પછી એક વર્ષ અમદાવાદમાં રહી એમણે વકીલાત કરવા માંડી. પણ નાદુરુસ્ત તબિયતને લીધે શહેરી જીવન તજી ગામડામાં રહેવાની વૈદ્યકીય સલાહ મળતાં એ સાબરકાંઠા એજંસીના મુખ્ય સ્થળ સાદરામાં રહેવા લાગ્યા. અહીં એમણે સાતેક વર્ષ વકીલાત કરી. એજંસીનું ખટપટિયું વકીલજીવન જોઈ એ અમદાવાદ આવ્યા અને ‘ ગુજરાત કેળવણીમંડળ’ના સ્વયંસેવક થઈ તેની ન્યુ ઇંગ્લિશ સ્કૂલમાં શિક્ષક તરીકે કામ કરવા લાગ્યા. એ શાળા સરકારી ગ્રાંટ લેતી હતી. મહાત્મા ગાંધીજીએ એટલામાં અસહકાર અંગે વકીલાત, વિદ્યાર્થીજીવન વગેરે મોકૂફ રાખી શકે એવા સ્વયંસેવકોની માગણી કરી. રામનારાયણ શાળાની સેવા છોડી મહાત્માજીસ્થાપિત ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા. ’૩૦ની સામુદાયિક અસહકારની ચળવળમાં કાયદો તોડવાથી એમને છ માસની સખ્ત કેદ મળી હતી.

**શ્રી**પાઠકની મહત્ત્વાકાંક્ષા પહેલેથી જ વકીલાતના ધંધામાંથી નિવૃત્તિ લઈ સાહિત્ય અને સમાજસેવા કરવાની હતી. એમની એ ભાવનામાં એમનાં પત્નીનો પણ સહચાર હતો. પણ થોડા જ વખતમાં તેમની એ સહધર્મિણીને મૃત્યુએ ઊપાડી લીધાં.

**શ્રી**પાઠકના પ્રિય વિષય સાહિત્ય અને તત્ત્વજ્ઞાન હોવાથી એ વિષયોમાં એમણે વિદ્યાપીઠના અધ્યાપકપદે રહી અભ્યાસ વધાર્યો. સ્વભાવે બહુ જ ચોક્કસ

હોવાથી એમણે લેખક તરીકે લખવાનું બહુ જ મોડું-પહેલવહેલું છેક ૧૯૨૨ના રાજકીય અસહકારયુગમાં—શરુ કર્યું. એમનો પ્રથમ લેખ 'કવિ બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયાનાં કાવ્યો' એ વિષે 'સાબરમતી' ત્રૈમાસિકમાં પ્રગટ થયો હતો. આ પછી એમની વાચન ને સાહિત્યલેખનની સમૃદ્ધિ એમણે ઘણી જ વધારી એ જ વર્ષમાં વિદ્યાપીઠના પાઠયપુસ્તક માટે એમણે એમના પ્રિય વિષય તર્કશાસ્ત્રનો સ્વતંત્ર ગ્રંથ 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા' રચ્યો. '૨૨ થી' ૨૪માં એમણે ગુજરાતના નવીન કાવ્યસાહિત્યનો અભ્યાસ કરી નવીન કાવ્ય સાહિત્યકારોની કૃતિઓમાંથી પદ્યસમુચ્ચય ભાગ ૧–૨ પ્રસિદ્ધ કર્યા.

ગાંધીજીનું સહકારમંડલ આ વખતે સાહિત્ય અને લોકસેવાનાં જુદાંજુદાં ક્ષેત્રોમાં કામ કરવા જમે થતું હતું. ઈન્દુલાલ યાજ્ઞિક, રસિકલાલ પરીખ, મહાદેવ દેસાઇ, સ્વામી આનંદ, કાકા કાલેલકર, જીનવિજયજી, પંડિત બેચરલાલ વગેરેવગેરેમાં એક બીજાના સહચારમાં વિદ્યાપીઠના શિક્ષણનાં સાધનપુસ્તકોના પ્રકાશન માટે સરસાઈ ચાલવા માંડી. પરિણામે ગુજરાતી ભાષાસાહિત્યના અભ્યાસમાં ઉપયોગી નીવડે એવાં સમર્થ પુસ્તકો એકએક પ્રસિદ્ધ થવા લાગ્યાં. ગાંધીજીના મંડળના ઉપગ્રહ જેવા પાઠકજી પણ ગાંધીજીના તેજે ઝટ પ્રકાશમાં આવી ગયા.

શ્રીઈન્દુભાઈએ ઊભું કરેલું 'યુગધર્મ'માસિક વિદ્યાપીઠના લેખકમંડળનું મુખપત્ર બન્યું. તેદ્વારા આ લેખકમંડળે બહુધા રાષ્ટ્રીય દૃષ્ટિકોણથી રાષ્ટ્રના, સમાજના, અર્થશાસ્ત્રના અને સાહિત્યના પ્રશ્નો ચર્ચતી લેખમાલાઓ પ્રગટ કરવા માંડી. શ્રીપાઠકના સાહિત્યકારજીવનની આ પ્રવૃત્તિશીલ પશ્ચાદ્‌ભૂમિ છે. 'યુગધર્મ' માસિક શ્રીમુનશીનાતંત્ર તળે ચાલતા 'સાહિત્યસંસદ'ના મુખપત્ર 'ગુજરાત' સાથે ભળી ગયું. શ્રીપાઠકે એમના સાહિત્યાદર્શો ચાલુ રાખવા 'પ્રસ્થાન' માસિક શરુ કર્યું.

એ એક સફળ વિવેચક, ગંભીર ચિન્તનાત્મક કવિ, તર્ક અને ન્યાયના સફળ અભ્યાસના પરિપાકરૂપ નવલિકાકાર અને ગંભીર વિનોદલેખક છે. 'શેષ' ઉપનામે એમણે કાવ્યો લખ્યાં છે, 'દ્વિરેફ' ઉપનામે નવલિકાઓ અને 'સ્વૈરવિહારી' ઉપનામે વિનોદાત્મક લેખાવલિઓ લખી છે.

## શ્રીપાઠકની સાહિત્યકૃતિઓ

પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા, કાવ્યસમુચ્ચય (કાવ્યસંગ્રહ) ભાગ ૧–૨, નરસિંહ મહેતાકૃતગોવિંદગમન (સંપાદનકાર્ય),કાવ્યપ્રકાશ ઉલ્લાસ૧-૬ (ભાષાંતર). ધમ્મપદ, દ્વિરેફની વાતો ભા. ૧–૨, સ્વૈરવિહાર ભા. ૧–૨, શેષનાં કાવ્યો. વગેરે વગેરે.]

## વાર્તાલેખન

રસ્તે જતાં એક તંત્રીજી મળી ગયા. મારી મળવાની ઇચ્છા ન હોતી. મનમાં ડર કે રખેને ક્યાંક ઊભા રાખી લેખની માગણી કરશે. ત્યાં તો



તંત્રીજી મળ્યા

સાચે જ મને મળ્યા, લેખની માગણી કરી. અને તે પણ કોઈ સામાન્ય લેખની નહિ, પણ વારતાની.

હમણાં તો વારતાનું નામ પણ સાંભળવું નથી ગમતું. દીવાળી પહેલાં પાંચ મહિનાથી જુદાંજુદાં વર્તમાનપત્રો એ જ માગણી કરતાં હતાં. સૌને વારતા જોઇએ. પેલું નાનુંસરખું વાર્ષિક "**વીણા**" તેને પણ વારતા જોઇએ!

આટલી બધી વારતાની ભૂખ પ્રજામાં પહેલાં કદી ન હોતી. યુરોપમાં સાંભળ્યું છે કે સારા ક્રિકેટિયર કે હવામાં ઊડનારને સ્ત્રીઓ મુગ્ધ થઇ પરણે છે. આપણે ત્યાં કોઇ સ્ત્રી, વારતા કહેનાર કે લખનાર ઉપર મુગ્ધ થઈ પરણે તો મને નવાઈ ન લાગે! ઑથેલો પોતાના પરાક્રમોની વાતો કહેતો તેથી ડેસડીમોના તેના ઉપર મોહી પડી હતી. પણ તે તો સાચી અથવા સાચીજેવી હશે. પણ ગુજરાત તો ખોટી વાતો ઉપર મુગ્ધ થવા માંડયું છે. ગુજરાત ગાંડી તે માટે જ કહેવાતી હશે.

વારતા તો છોકરાં કહેવરાવે. 'એક સારી...વારતા કહો ને!' પણ આ તો પ્રજા આખી બાળક થઈ ગઈ લાગે છે!

પણ વારતા તે કઈ રીતે લખું? સૌ કોઈ જાણે છે કે વારતા એટલે ટૂંકી વારતા. લાંબી વારતાનો જમાનો ગયો છે. સૌકોઈ જાણે છે કે ટૂંકી વારતામાં વ્યંગ્યાર્થ જોઇએ. પણ વ્યંગ્યાર્થ લાવવો કઈ રીતે?

અત્યારે શબ્દમાં અને શબ્દના અર્થમાં વ્યંજક શક્તિ જ રહી નથી. પહેલાંના જમાનામાં ધારો કે કોઈ માણસ વાર્તા માંડે કે 'એક હતો વાણીઓ—' એટલે આપણને સમજાઈ જાય કે લોભની, બીકની કે ચતુરાઇની વાર્તા આવવાની. અથવા કહેશે, 'એક હતા મિયાંભાઇ...' એટલે આપણને સમજાઇ જાય કે કાંઇ બેવકૂફી કે મશ્કરીની વાત આવવાની. અને વારતા આગળ ચાલ્યા પહેલાં સાંભળનાર હસવા માંડે. કાં તો કહેશે, 'એક હતો રાજા...' એટલે તરત સમજાય કે પરાક્રમની અથવા અણમાનીતી રાણીની કે કુંવરને દેશવટો દેવાની વાત આવવાની. અત્યારે આમાંનું કશું જ નથી. અત્યારે તો વારતામાં નાત કહેવાય પણ નહિ સરસ્વતીચંદ્ર બ્રાહ્મણ હતો કે નાગર, અથવા કેવો નાગર કે બ્રાહ્મણ હતો એ કયાં ય કહ્યું જ નથી. માત્ર તેની જનોઇએ વીંટી હતી તે ઉપરથી માનવું હોય તો માનો

કે તે બ્રાહ્મણ અથવા નાગર હશે. પણ લુવાણો શા માટે નહિ ? કાંઇ જ કહી ન શકાય. અને વાણીઓ એમ વારતામાં કહ્યું તોપણ કશું જ સમજાય નહિ કે એ તે શાક વેચતો, કે હીંગ તોળતો, કે મિલ ચલાવતો, કે બૅંક ચલાવતો, કે દેવાળું કાઢતો, કે ઈજીનિયર હતો, કે કાઠિયાવડી છોકરીને બદલે કોઈ છોકરાને પરણાવી દેતો, કે કુસ્તી કરતો !

કોઈ સુધારકને લાગે કે એ તો નાતજાતનાં બંધનો તૂટવા માંડયાં તેથી એમ થાય છે. પણ તેવું તો કાંઇ દેખાતું નથી. કેટલાં વર્ણાન્તર લગ્નો થયાં ? મને તો ઊલટી નાતની સત્તા બીજાં ક્ષેત્રો ઉપર ધસારો કરતી લાગે છે.

કાઉંસિલની ચૂંટણીમાં જુઓ, અરે ! તમારા ગ્રૅજ્યુએટોએ આપેલા મતો જુઓ, દરેકમાં પોતાની નાતના મતોનું કેટલું પ્રમાણ નીકળે છે ! વિશેષ શું ? અમદાવાદ મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં પણ દરેક મતદારને પોતાની નાતમાંથી મળેલા મતો જુઓ. કોઈ પણ સરકારી ખાતું જુઓ કે મુખ્ય ઉપરીની નાતના તેમાં કેટલા માણસો છે ? કોઈ પણ સ્ટેટમાં જુઓ. કે કારભારીની નાતના કેટલા માણસો છે ? મુસલમાન રાજ્યમાં મુસલમાનની સંખ્યા જુઓ.અને હવે વળી સાંભળીએ છીએ કે રજપૂતોમાં નવી જાગૃતિ આવી છે એટલે રજપૂત રાજ્યોમાં રજપૂતોને મોટી નોકરી અને હોદ્દાઓ આપવાની હીલચાલ ચાલે છે. આમાં નાતનાં બંધનો કયાં તૂટ્યાં ? પણ આ તો આડફેટે ચઢી ગયો. મૂળ વાત પર આવું.

હિંદુમુસલમાન વૈમનસ્યના જમાનામાં મિયાંભાઇની તો વાત જ ન થાય. કહેશે કે કાયદેસર સ્થપાયેલા રાજ્યની પ્રજાના એક વર્ગને બીજાની સામે ઉશ્કેરે છે; સીધા જેઈલમાં જવાનો વખત આવે. અથવા મુસલમાન ભાઇઓને લાગી જાય કે તેમના ધર્મની કે તેમના ધર્મસ્થાપકની નિન્દા કરી છે. એટલે તેમની તો વાત જ ન થાય. રાજાની વાત કરીએ પણ તેમાં કંઈ શકરવાર ન વળે. હવેના રાજા શું પરાક્રમ કરે ? કોઇની દીકરી ઊપાડી લાવે, પણ બટુભાઈ ઉમરવાડીઆએ એક નાટક લખીને બતાવી દીધું કે એમ તો કોઇથી ન બને. આ અંગ્રેજી રાજ્યની શાન્તિ છે ત્યાં સુધી કોઈ બીજા રાજા ઉપર શી રીતે ચડાઈ કરે ! તેમ જ કુંવરને શી રીતે દેશવટો દે ! બહુબહુ તો ગામ બાળે કે ભાયાતનું ખૂન કરાવે તેમાં કાંઈ વારતા થાય, કાંઇ પરાક્રમ આવે !

તેવી જ મુશ્કેલી નામની છે. પહેલાંના જમાનામાં કહો કે ગૌરીશંકર એટલે તરત જ સમજાય કે બ્રાહ્મણ હશે, નવનીતરાય એટલે તરત સમજાય કે નાગર હશે, ખંડુભાઈ એટલે તરત સમજાય કે અનાવલા હશે, મરઘાભાઈ એટલે પાટીદાર હશે, કોદર એટલે તરત સમજાય કે કોઈ નીચ વર્ણ હશે. પણ અત્યારે કશું જ ન સમજાય. કહે છે કે રાજકોટમાં પહેલાં નાગર પાર્ટી અને વાણીઆ પાર્ટી હતી, બન્નેની વચ્ચે એજન્સી અને રાજ્યની નોકરીની હરિફાઈ હતી. તેમાં નાગરની સમાન થવા વાણીઆએ પોતાનાં નામો નાગર-જેવાં પાડવા માંડયાં ત્યારથી નામની અવ્યવસ્થા થઈ ગઈ. હવે તો મારા ધાંયજાનું નામ પણ કાંચનપ્રસાદ છે. ઠાકરડાનું નામ પહેલાં બે કે ત્રણ અક્ષરથી મોટું ન હોતું અને છેવટે જી મૂકે ત્યારે ચોથો અક્ષર થાય. અમરાજી, ડુંગરજી, કેશાજી, અમથાજી, પથાજી,...ચંદાજી, સદાજી; પણ હવે ઠાકરડા જેમ બૂટમોજાં પહેરવા માંડયા છે તેમ મોટાં નામો પણ પાડવા માંડયા છે. અને કાલ સવારે કનૈયાલાલ અને મહેરામણસિંહજેવાં નામો ઠાકરડામાં પણ પડવાનાં. પહેલાંના લોકો, શામળભટે ના કહી હતી છતાં, નામમહિમા રાખતા; અત્યારે 'નામ મોટાં ને દરશન ખોટાં' એ દિવસ આવ્યો છે. નામથી નાગર લાગે અને નીકળે કુંભાર!

વ્યાકરણશાસ્ત્રીઓ, એટલે અંગ્રેજ વ્યાકરણશાસ્ત્રીઓનો એક પક્ષ કહે છે કે વિશેષ નામનો અર્થ ન થાય. તેમના વિરોધીઓ કહે છે કે કંઈક તો અર્થ થાય જ. જૅક કહો એટલે પુરુષ છે, મૅરી કહો એટલે સ્ત્રી છે એટલું તો સમજાય જ. પણ આપણા આ જમાનામાં તો આપણે અંગ્રેજોથી પણ એક ડગલું આગળ ગયા. વિષ્ણુ, મદન, હરિ, મંજન, વિલાસ, કંચન, એ છોકરીઓનાં નામો હોઈ શકે!

આ નામોના ગોટાળાના જમાનામાં મને એકબે સૂચના કરવા ઇચ્છા થાય છે. એક એ કે જૂનાં વૈદિક નામો પાડવા માંડવાં જોઇએ. શા માટે વ્યાસ, વાલ્મીકિ, વસિષ્ઠ, વિશ્વામિત્ર, ગૃત્સ્નમદ, શુનઃશેપ, શુનઃપુચ્છ, શુનોલાંગૂલ એવાં નામો ન પાડવાં? હું તો કહું છું એવાં નામો પાડવાં! હું તો કહું છું નામો બનાવનારા સ્પેશિયાલિસ્ટો પણ જોઇએ. ખરાબ નામથી જે નુકસાન થાય છે તે અસહ્યછે. ધારો કે તમારું નામ નવનીતરાય કે

ગૌરવપ્રસાદ હોય તો લેખની નીચે કે ઉપર કે કાગળના શિરનામામાં કે દુકાનના પાટીઆ ઉપર ખુશીથી શોભે. પણ તમારા બાપનું નામ મકનજી કે નાથાભાઇ હોય તો ? 'ગૌરવપ્રસાદ નાથાભાઈ', 'નવનીતરાય મકનજી' જરા ય શોભે છે ? એક બિચારા સરકારી નોકરના બાપનું નામ ખરાબ હતું તે પછી તેણે તે લખવું જ બંધ કરેલું હતું. માણસ કપડાં સીવડાવે છે તે પણ ફિટ આવવાં જોઇએ, તો નામ તો જિંદગીભર ચાલવાનાં છે. માટે કાં તો દીકરાને પોતાનું તેમ જ બાપનું નામ ફેરવવાની છૂટ મળવી જોઇએ અથવા બાપનું નામ લખ્યા વિના ચાલે તેવો રિવાજ દાખલ કરવો જોઇએ. દક્ષિણ હિન્દમાં બાપનું નામ લખવાનો રિવાજ નથી. 'ભાષ્યમ્ આયંગર' નામ અને અટક બે જ. બંગાળીઓએ નામના ત્રણ ટુકડા સાચવવા બીજી યુક્તિ કરી છે. પોતાના નામના જ બે વિભાગ તેઓ કરે છે. અચ્યુત કુમાર ચટ્ટોપાધ્યાય. સ્પેશિયાલિસ્ટો ન મળે તો નામ પાડવા માટે વકીલોની સલાહ લેવાની મારી ભલામણ છે. વકીલોનો ધંધો વધારે સારો ચાલે માટે હું આ કહેતો નથી— મારે કાંઈ એ ધંધા સાથે લેવાદેવા નથી—પણ તેમની પાસે નામોનો પુષ્કળ જથ્થો હોય છે માટે કહું છું. લાંબાં સંસ્કૃત નામો તેઓ કલકત્તા હાઈકોર્ટ રિપૉર્ટમાંથી શોધી આપી શકશે. હેમન્તકુમારીદેવી, અમૃતાક્ષીદેવી, વગેરે. નાનામાં નાનાં નામો મહારાષ્ટ્રમાંથી મળશે. તે રાષ્ટ્ર મોટો છે પણ તેનાં નામો નાનાં છે. માત્ર તેમની અડકો લાંબી હોય છે. હરિ બાળ દેઉસકર ધોંડુ ભાંડુ વિજાપુરકર!! બાપદીકરાનાં નામોના સરવાળાથી પણ લાંબી અડક! ઉચ્ચાર જ ન કરી શકાય તેવાં નામો મદ્રાસ તરફથી મળે. વ્યંકટાપ્પા ચેણમુલ. તેમાં પણ આપણા વકીલોની સલાહથી જો નામ પાડશો તો આખો હિંદુસ્તાન તાજુબ થાય તેવાં નામો પડશે. કારણ કે મદ્રાસી નામો મૂળ તો ન ઉચ્ચારાય તેવાં અને તેમાં વળી અંગ્રેજીમાં લખેલાં ગુજરાતી વકીલો આપશે, તેનો ઉચ્ચાર કરતાં વળી આપણે એટલાં બદલાવીશું કે ખુદ મદ્રાસીઓ પણ તેનો ઉચ્ચાર નહિ કરી શકે!

આપણને નાનાં નામો ગમતાં નથી. ગુજરાત માટે નાનાલાલ કવિ કહે છે:

ખેતરો નાનાં, નાનીશી પોળ,  
નાતજાતે નાનાડ્યા ધોળ;

ક્ષત્રીજાયાનાં નાનલ રાજ્ય,
ધર્મના નાનકડા જ સમાજ.

( ગુજરાતમાં કવિ પણ એક નાનલ છે એમ કેમ ન કહ્યું ? શું કંઇ શરમાયા ? ) પણ જેમ નાનલ કવિ ' વિરાટ ' શબ્દ વારંવાર લખે છે, તેમ નાનલ ગુજરાત પોતાનાં નામો બહુ મોટાં પાડે છે ! મહારાષ્ટ્ર નાનાં નામો પાડે, તો નાની ગાંડી ગુજરાત મોટાં ડહાપણવાળાં નામો પાડે એ ઠીક છે. એથી આંતરપ્રાંતીય સમતોલપણું સચવાઈ રહે છે.

સ્વૈર વિહાર : ભાગ ૧

પ્રશ્નો

૧ સ્વૈરવિહાર એટલે શું ?

૨ ગુજરાતીઓને વાર્તા શા માટે ગમે છે ?

૩ શ્રીપાઠકના આ લેખનું હાર્દ સમજાવો અને એમાં વિનોદ ક્યાંક્યાં છે તે લખો.

૪ ' તંત્રી ' એ વિષય ઉપર એક નાનો નિબંધ લખો.

૫ હાલમાં આપણે ત્યાં ગુજરાતમાં બાળકોનાં નામો કેવી રીતે પાડવામાં આવે છે ? તમે એ માટે કઈકઈ સૂચનાઓ કરો ?

૬ ગુજરાતીઓના આદર્શો અનુસાર પચ્ચીસ છોકરાનાં ને પચ્ચીસ છોકરીનાં નામોની એક યાદી તૈયાર કરો.



# શંકરપ્રસાદ રાવલ

**[ જન્મ : વિ. સં ૧૯૪૩ : ઈ. સ. ૧૮૮૭ ]**

[ **શ્રીશંકરપ્રસાદ છગનલાલ રાવલ સાબરકાંઠા એજંસીના ડભોડા-વડોદરાગામના** વતની ને જ્ઞાતિએ **ઔદીચ્ય સહસ્ર** બ્રાહ્મણ છે. વતનમાં ગુજરાતી અભ્યાસ શરુ કરી **ભરૂચ**માં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ પૂરું કરી એ ૧૯૦૬ માં મૅટ્રિક થયા. ૧૯૦૮ માં **મુંબાઈની વિલ્સન કૉલેજ**માં એમણે એક વર્ષ ગાળ્યું ને કૉલેજજીવનને અધુરું મૂકયું. ૧૯૦૮ ની સાલથી એમણે સાહિત્યલેખન પ્રવૃત્તિ શરુ કરી. એમના પ્રિય વિષયો કાવ્યો, વિવેચન, ટૂંકી વાર્તા અને જૂનાંનવાં ગુજરાતી સાહિત્ય અને ભાષા છે. શિષ્ટ માસિકોમાં એમના લેખો ચાલુ આવ્યા કરે છે. હાલ **મુંબાઈની બાઈ કબીબાઈ હિન્દુ હાઈસ્કૂલ**માં એ શિક્ષક છે.

**ગ્રંથો**

**સાહિત્યવિષયક:** ઑલિવર ગોલ્ડસ્મિથના ડેઝર્ટેડ **વિલેજનું ભાષાંતર**, **ભક્તકવિ શ્રીદયારામનું** જીવનચરિત, **માંડણ**કૃત ઊખાણા અથવા **પ્રબોધબત્રીશી**, **શ્રીધર**કૃત **રાવણમંદોદરીસંવાદ**, નરપતિકૃત **પંચદંડની વાર્તા**, **મધુસૂદનવ્યાસ**કૃત **હંસાવતીવિક્રમચરિત્રવિવાહ** એ **જૂની ગુજરાતીની** સંશોધનકૃતિઓ, **નર્મદશતાબ્દી**-ગ્રંથ ( સંપાદન ) અને ગુજરાતી **સાહિત્યના યાત્રાળુઓ** વગેરે.

**શાળોપયોગી ગ્રંથો:** ક્રમિક પાઠયપુસ્તક ભાગ ૧-૨-૪, ગદ્યસમુચ્ચય ભાગ ૧, ગુજરાતનો **નાથ : અવલોકન ને ટીકા; નવલિકાપુષ્પો: માલા ૧-૨**, વગેરે વગેરે. ]

## મંજરીનું પાત્ર

**મંજરી** એ ઐતિહાસિક સ્ત્રીપાત્ર નથી. **શ્રીકનૈયાલાલ મુનશીની** રસભર કલ્પનાની એ સુંદર ને સરસ પુત્રી છે. કાકને **મંજરી** પરણાવીને એમની ઐતિહાસિક ત્રિવેણીની વાર્તાને એમણે એક આદર્શ યુગલ આપ્યું છે. આ યુગલની પ્રેમકથા પણ વિલક્ષણ છે. કાક પ્રેમી છે, સૈનિકના જીવન-કલહમાં રાતદિવસ રચ્ચોપચ્યો યોદ્ધો છે; **મંજરી** કાશ્મીરી બ્રાહ્મણપંડિતની પુત્રી છે. એ સંસ્કારગર્વિતા ને જ્ઞાનગર્વિતા છે. એમનાં લગ્ન હૃદયગ્રન્થિથી ને વિધિથી આખરે જોડાયાં તે પહેલાં કંઈકંઈ વિવિધ પ્રસંગો બન્યા છે.

કાક સદા પ્રેમપિપાસુ ને આતુર હોય છે ત્યારે મંજરી છેવટ સુધી આઘી ને આઘી જ ખસતી રહે છે, ખસતી જાય છે.

મંજરીના પિતા મરી ગયા હતા. એની માતા ખંભાતની ધર્મે જૈન હતી. ઉદો મહેતો આ બાલાના અનુપમ સૌંદર્ય પાછળ ગાંડો થઈ ગયો હતો. ઉદાને પરણી લેવાને માતા એના ઉપર જુલમ કરતી હતી. તેમ નહીં તો એણે આરજા બનવાનું જ હતું. મંજરી શુ કરે ? માતા આગળ એ ત્રાડે છેઃ

"માતા ! માતા ! તેં મને જન્મ આપ્યો પણ તું મને ઓળખતી નથી. હું—શ્રાવકને—પરણું ?" દરેક શબ્દ ઉપર ભાર દેતાં તે બાલા બોલતી સંભળાઈ, "હું—હું ? કવિકુલશિરોમણિની આત્મજા—હું—એનું પાણિગ્રહણ કરું ?"

"એ કોણ છે ? ભલે, દુનિઆનો માલીક હોય, મારે મન કોણ છે ? કહું ? મારા પાદ પૂજવાનો પણ તે આધકારી નથી. મા ! મા ! રુદ્રદત્ત વાચસ્પતિની અર્ધાંગના થઈ છતાં તારો ઉદ્ધાર થયો નહીં કે તું આજે શ્રાવક બની ગઈ છે ? આજે શ્રાવક સાથે મને પરણાવવા તૈયાર થઈ છે ? અને શી પદવીની લાલચે ? કવિકુલશિરોમણિજેવાની છોકરી—મારે મન મહારાજાધિરાજનો હિસાબ નથી તો તારા આજકાલના ધનાઢ્યનો શો હિસાબ ?"

"હા ! મને મારા બાપનું, મારા વર્ણનું, મારા ધર્મનું અભિમાન છે."

"સૃષ્ટિના સર્જનકાલથી પુનિત એવું બ્રહ્મનિષ્ઠ વેદમૂર્તિઓનું લોહી હું કલંકિત કરું ? આ ભવે ને તે ભવે ચાંડાલ થઇ રહું ? તેના કરતાં કુંવારી મરું તે શું ખોટું ? સરસ્વતી રહી તો મને રહેતાં શું પાપ ?"

"તેમ નહીં રહેવાય !"

"કેમ ! બધાં તારા જેવાં શીરા સારુ શ્રાવક થતાં હશે ?"

"નહીં માને તો પરમ દિવસે મહારાજ દીક્ષા અપાવશે."

"તારી ને તારા મહારાજોની શી મગદુર છે ?

"તું શું કરશે ?"

"ત્રિપુરારિએ દાંત આપ્યા છે. ધર્મભ્રષ્ટ થતા પહેલાં જીભ કરડતાં નહીં આવડે ?"

" મંજરી ! જીવ આપવો એ કહેવું સહેલું છે, કરવું કપરું છે." જો, હજુ વિચાર કર ! મહારાજ જાતે કાલે અહીં આવશે.

" કહેજે કે તસ્દી નહીં લે. "

' કેમ ? '

' નહીં તો એને જોઈ મારી આંખો અપવિત્ર થશે. '

' તારા ગર્વનો પાર નથી. '

" તારી અધોગતિનો યે પાર નથી રહ્યો એટલે તને એમ જ લાગે તો !" દીકરીએ કહ્યું, ' હવે તું સાધ્વી થઇ જા કે જીનશાસનનો ઉદ્ધાર થાય !"

" તું આવો આડંબર ક્યાં સુધી રાખે છે તે હું જોઇશ. ને આજે તને ત્રણ દહાડાનો ઉપવાસ ભંગાવ્યો તેથી આટલું જોર આવ્યું છે કે ? "

" ત્રણ શું–ત્રણ યુગના ઉપવાસ કરાવની ! બ્રાહ્મણ રહેવાની. "

" ઠીક છે. કાલે આવીશ. "

—આવી અડિયલ–આડી–મંજરીને કાકે બચાવી. એને કાક ઉપર પહેલે જ પ્રસંગે વિશ્વાસ બેઠો. એ બંને ખંભાતથી છાનામાંનાં સટકી છૂટયાં. હોડીમાં નવ દિવસ એમણે મુસાફરી કરી. રસ્તામાં બંનેએ એકબીજાને પારખ્યાં પણ અતડાઇથી. કાકના હૃદયમાં કોઈ છૂપા છતાં સજ્જડ મંજરી માટે પ્રેમસંસ્કાર પડયા. મંજરી તો બેદરકાર જ હતી. કાકનાં રીતભાત ને સંસ્કારથી તે સંસ્કારમૂર્તિ ચીઢાતી. એની રસિકતા આગળ કાકભટજી પાણી ભરતા હતા. મંજરી કંઈકંઈ પ્રશ્નોથી કાકની પરીક્ષા લેતી હતી. કાકને પણ નીસાસો મૂકવો પડયો—ક્યાં મંજરી અને ક્યાં હું પોતે ?

કર્ણાવતી ઊતરીને કાક પોતાના સ્વચ્છંદી મનોરાજ્યમાં રમતી મંજરીને દાદાકને ઘેર મૂકી આવ્યો. ત્યાંથી એ રા'પ્રકરણમાં જોડાયો.

કાક મંજરીને મનથી પોતાની જ ગણતો હતો. તેણે તે વાત ત્રિભુવનપાળને કરી. પણ એ એની પાછળ ઉદો ખાઈપીને મંડયો જ રહેતો.

પાટણમાં મંજરી એના પિતાના મિત્ર પંડિતજી ગજાનન વાચસ્પતિને ઘેર ઊતરી હતી. કાશ્મીરાદેવી એનું કાક માટે માગુ કરે છે; કારણ કે એનો કન્યાકાલ વીતી ગયો છે. એની પાછળ કામીઓનાં કાવતરાં ચાલુ જ હતાં.

મંજરી અહીં ઉદાને જુએ છે ને પેલા કેશીરાક્ષસના ભયથી ગભરાયલી પેલી ઉર્વશીજેવી પંડિતજીના ઘરમાં દોડી આવે છે. કાશ્મીરા એને પોતાને ત્યાં લઇ જાય છે. પંડિતજી અને પંડિતાણી હવે કાકને મંજરી લગ્નદાનમાં આપવાની બાબતમાં એકમત થયાં છે.

ખીલતી શશીકલા મંજરીના દિવસો ચાલ્યા જતા હતા. કાક એને પોતાની કરવા ટાંપી રહ્યો હતો. કાશ્મીરા મંજરીને કાક માટે પલાળતી હતી. પણ મંજરી તો બધાંના યે માથાની હતી.

મંજરી આ સંબંધમાં કાશ્મીરાદેવી સાથે સંવાદ કરે છે :

"બા, મને કોની જોડે સંબંધ હોય ? મારા પિતા ગયા પછી સંસારમાં કોઈ મને સમજે એવું દેખાતું નથી. ક્યાં મારા મનોરાજ્યમાં મોંઘા માનેલા વીરો ? અને ક્યાં આ બધા નિર્માલ્ય નિરાધાર વહેંતીઆઓ ? કોઇમાં નથી બુદ્ધિ, નથી બળ, નથી આદર્શ; બધાનું લક્ષણ જોઇએ તો અલ્પતા."

જવાબમાં કાશ્મીરા હસી.

"મૂર્ખી ! કંઈ ભાન છે ? પાટણમાં જેવા વીરો છે તેવા બીજે ક્યાં પણ છે ?"

"હં !" તિરસ્કારથી મંજરી બોલી. "તમારા પાટણના વીરો અને પંડિતો બધા—"

"તેનો તને હિસાબ નથી !"

"બા ! મારી સાથે વાત કરતાં માથું પાકશે. જવા દો. હું તમારા કાલની નથી. ત્રિભુવન ગજાવનારા મહાકવિઓના કાલની છું; હું પાટણની બ્રાહ્મણી નથી–પણ બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રને ખોળામાં છૂપાવવાની હોંસ ધારતી બીજી અનસૂયા છું."

"તે તો કોણ જાણે ? પણ તું ગાંડી તો છે !"

"મારું ગાંડપણ મારે મન ડહાપણ છે."

"પણ તું આમ ને આમ ક્યાં સુધી રહેશે ? નથી બાપ, નથી ભાઈ; તારી ઉમ્મરે તો આમ એકલવાયાં ક્યાં સુધી ચાલશે ? અનસૂયા થશે તો કોઈ અત્રિ હશે ત્યારે ને ?" કાશ્મીરાએ હસતાંહસતાં ઉમેર્યું.

"બા ! તે હું જાણું છું. પેલો કાક નહીં હોત તો મારે મરવું પડત. મોહિનીએ જેમ દેવદાનવો ડોલાવ્યા તેમ મારા રૂપમાં પણ ભયંકર શક્તિ

છે; એટલે લાલસાના સેવકો દુઃખ દેવા આવશે. દુઃખ દેશે, રીબાવશે, પણ હું કોને પરણું? કોની જોડે સંબંધ બાંધું? બા! મેં તમને શું કહ્યું? જ્યાં જોઉં છું ત્યાં વહેંતીઆઓ નજરે ચઢે છે. એમાંથી કોની દાસી થાઉં?"

ભયંકર કટાક્ષમયતાથી મંજરીએ આમ કહ્યું. તેના શબ્દો કરતાં તેની બોલવાની રીત ગર્વ ભરી, હૃદયભેદક હતી. છૂપાઇને સાંભળતા કાકનું હૈયું રડી ઊઠ્યું. મંજરીનાં વચનો ખરાં હતાં; છતાં તેની આશાઓની તે કતલ કરતાં હતાં.

કાશ્મીરા મંજરીને કલાવે છે. પણ મંજરીનું ગૌરવ અંતરના ઊછાળા સાથે પોતાના મનના માન્યા સ્વામીઓના આદર્શોના ને સંસાર વિષેના છૂટથી અભિપ્રાયો બેધડક આપે જાય છે. એણે શ્રાવકોને નિંદ્યા. આ બાબત શ્રાવકપિયરની ને પતિની કાશ્મીરાએ ખોટો ગુસ્સો કર્યો ત્યારે મંજરી તેને કેવી સંભળાવે છે?"

"ત્યારે બોલાવો છો શું કામ?" જાણે પોતે મહારાણી હોય અને મંડલેશ્વરની પટ્ટરાણી કોઇક દાસી હોય એવા ગૌરવથી મંજરીએ પૂછ્યું, "મારાથી કેમ પરણાય?"

"એ તો એની મેળે સમજાશે. ધણીઓ આંધળાપાંગળા ધણી સેવે છે. તેનું શું?"

"હું પણ સેવું છું જે મારે હૃદયે ઊતર્યા છે તે. બીજાને મન તે ધણી યે નકામા છે.'

પણ એના ઉગ્ર આવેશો આગળ કાશ્મીરાદેવી ચમકતી હતી. આ નાની છોકરીના ભયંકર શબ્દો સાંભળી એ લાજી મરતી હતી. એ કુંવારી કન્યા છે છતાં કેવુંકેવું બોલે છે?

"હું ક્યાં વાત ઊડાવું છું? તમે કહો છો કે હું એકલી છું—ખરું જોતાં તો મારો સંસાર ભરચક છે. તમે કહો છો કે મારે પરણવું જોઇએ. ખરું કહું તો હું પરણેલી છું."

"શું બકે છે?"

"ખરી વાત. તમને પરણે જે સુખ મળે છે તેથી વધારે મારા નાથો મને આપે છે."

કાશ્મીરા ચમકી ! આ તે કઈ કુંવારી બીજી દ્રુપદતનયા ?

"નાથો ! તું ભાનમાં છે કે નહીં ?" કહી એકદમ હિંચકો રાખી મંજરીને ચકમ ધારી કાશ્મીરા હેઠળ ઊતરી, ડોળા ફાડી તેની સામું જોઇ રહી.

"ભાનમાં છું. ગભરાશો નહીં. મારે નાથ ઘણા છે. પાંચાળી કરતાં યે વધારે."

મંજરી આમ કુંવારી છતાં કોઈ દૃઢ શાંતિમાં કોઈ સનાતન નવોઢાનાં નિર્દોષ અને સાત્ત્વિક સુખો લેતી હતી. એના પતિઓ રસરાજવી કાલિદાસ ને નક્ષત્રિય પૃથ્વી કરનાર ભાર્ગવ પરશુરામ છે. એના સંસારોમાં છોકરાંની લીલીછમ વાડીઓ છે. ઊંચા રસની અમોલી લૂંટો છે, સમરાંગણનાં વીરખેલન છે, કાવ્યની મહાસરિતાઓ છે. ઊંચાઊંચા વ્યોમના વિહારો છે. આ બધાં આગળ મંજરી સારુ કાક શા માટે ? શી લાયકાતથી ? કાશ્મીરા તો એ ભટકતા ભટજી પાછળ નાહક ગાંડાં થઈ ગયાં છે !

કાશ્મીરા આ અદ્ભુત બાળાને શું કરે ? એના ઉપર એ વારી જાય છે. એને એ હેતથી હૈયામાં લે છે. પ્રેમથી જોરથી ભેટે છે. કાક માટે એ છેલ્લે શું કહે છે ?

"પહેલાં સંસ્કાર અને શુદ્ધતા જોઇએ. જો ભૂદેવો જ સંસ્કાર કે શુદ્ધતાથી ભ્રષ્ટ થાય તો પૃથ્વી રસાતલ જાય."

કાશ્મીરા : "એટલે તારે મન કાક સંસ્કારી યે નથી ને શુદ્ધ નથી, નહીં ? ઠીક છે, કહેવા દે તેને."

"કહેજો."

નરવીર કાકને આવી કુમારી માનિનીના મહાગર્વનું મર્દન કરવાનું હતું.

મંજરીના પાત્રને એના કલાવિધાયક આમ સમર્થ રીતે ખીલવે છે. સંજોગોના દબાણે છેવટે મંજરી કાક સાથે લગ્ન કબૂલ રાખે છે. પણ મંજરીને માથે દુઃખનાં વાદળ ઝઝૂમી રહ્યાં છે. ઉદો એને ઊપાડી જવા હજી કારસ્તાન કરી જ રહ્યો છે. બીજી વાર કાક વળી એને બચાવે છે. એનું અભિમાન હજી ઓસર્યું નથી. એ જોતી હતી કે કાક એને એના દાદાને ત્યાં જૂનાગઢ ક્યારે મૂકી આવે છે.

એણે આનંદરાત્રિને જાણી નથી. ઉદો એને વિમલ મહેતાના અપાસરામાંના ભોંયરામાં પૂરે છે. એના કેદખાનાના સાથી કીર્તિદેવ સાથે આ પંડિતાણી સંસ્કૃતમાં વાતો કરી પોતાના સૌભાગ્યનાથની ઓળખ આપે છે એને છોડાવવા કાક જાય છે ત્યારે આ હઠીલી યુવતી એના કારાવાસના સાથી વગર આવવાની ના પાડે છે. કાકને એ મહાજોખમમાં હડસેલે છે. મુંજાલની સાથે કાક ને કીર્તિદેવનું વિનાશક યુદ્ધ થાય છે ત્યારે એ વીરાંગના તરવાર સામે પડી! એ વખતનો મુંજાલનો અને એનો સંવાદ એનો હૃદયવિકાસ કેટલા બધા ગર્વથી રજુ કરે છે?

"કોણ છે તું?"

"હું! કાકભટ્ટની અર્ધાંગના."

"તું અહીંઆં ક્યાંથી?"

"મારા સૌભાગ્યનાથની સાથે."

મુંજાલ પુત્ર પ્રાપ્ત થવાથી પુત્રવાન થયો હતો. મંજરી ઓગળી આર્દ્ર થવા માંડે છે ત્યારે કાકને વળી ગર્વ ધરવાનો વારો આવે છે. કોઈ કવિએ બરાબર જ કહ્યું છે:

"મીઠું નક્કી સુખ કંઈ હશે પ્રેમીનાં રુસણાંમાં!"

મંજરીકાકનાં આ રુસણાંનાં સુખ આપણે હજી ઉત્સુકતાથી જોઈએ, સાંભળીએ તેવાં છે. કાકને એણે કૂતરો કહ્યો હતો. હવે એ જ હંસની એ હંસી બની હતી. આ દંપતિના હૃદયવિકાસના ક્રમ એક પછી એક ઝીણવટથી કાકમંજરી સંબંધનાં પ્રકરણોમાં જોવા જેવા છે. માતામહના ઘેરથી એ કારાગૃહમાંના પતિની મુક્તિ કરવા ગઈ ત્યાંથી બંને વનમાં ને ગામડાંમાં સજોડે સંચર્યાં. ગિરનારનું સિંહનાદભર્યું ને વનનું મોંઘું સૌંદર્ય સંસારનાં આ વિરલ દંપતિને પૂરપ્રેમથી સત્કારી કહ્યું હતું. પણ પતિ આડો હતો, એનામાં ઊર્મિ ન હોતી. પ્રવાસમાં નાજુક મંજરીનો પગ કપાયો હતો. કાકે પાટા બાંધ્યા. પણ એ નિર્વિકારી શાંતિમાં હતો. મંજરી જોગમાયા બની. આ આર્યધર્મની અભિમાની સંસ્કારી આર્યાએ પતિની લાતથી પૂજા કરી! એ ભયંકર કટાક્ષથી કહે છે:

"તમે તે માણસ છો કે રાક્ષસ?"

* * *

"આ શું કહો છો? તમને આંખો નથી? શા માટે રીબાવો છો? હું ક્યારની તલસું છું. મારો જીવ જાય છે, તમને હૃદય છે કે નહિ? **ભટ્ટજી! ભટ્ટજી!**" કહી **મંજરી** ડૂસકેડૂસકે રોવા લાગી.

આ પછી શું જોઈએ છીએ? બન્ને આત્માઓ પૂર અદ્વૈતમાં ભીડાયા છે. આગળ જતાં ઉષા આ યુગલને દૃષ્ટિ ભરીભરીને નિરખે છે. **નવલત્રિવેણી**નાં યુગલોમાં શ્રેષ્ઠ **રાણક** ને **રા'** સાથે આપણે **મંજરી** ને **કાક**ને જોઇએ છીએ. **પાટણ**થી પત્ની અને રાજપ્રેમ સાથે પ્રસ્થાન કરતા **કાક**ને આપણે જોઇએ છીએ. પેલી **મંજરી** હવે **કાશ્મીરા**ને ત્યાં શું કહેતી સંભળાય છે? **પાટણ**માં હવે પેલાં જૂનાં વહેંતિયાં નથી. પણ માત્ર એક સિવાય. આ એક તે કોણ?

"એક કોણ? બોલ!"

"ઉદો, **નવઘણ ખેંગાર**, ને **કાળભૈરવ** એ ચારનો વિજેતા હોય તે."

"હજી કોઈ રહી ગયું છે?" **કાશ્મીરા**એ હસતાં પૂછ્યું, "હા, ને પેલી કવિકુલશિરોમણિ એ પાંચનો વિજેતા"

"લુચ્ચી! હરામખોર! શરમ નથી આવતી? તારી બધી પંડિતાઈ ગઈ ક્યાં?"

"સમાઈ ગઈ, બધી ત્યાં," કહી **મંજરી**એ જે હોડીમાં **મંડલેશ્વર**, **કીર્તિદેવ** ને **કાક** બેઠા હતા તે તરફ આંગળી કરી.

"નફ્ફટ!" **કાશ્મીરા**એ કહ્યું.

"તમે બનાવી. પરણાવી શું કામ?"

"**રાજાધિરાજ**"માં પ્રૌઢ અને વિકસેલી **મંજરી**ને આપણે જોઇશું? **લાટ**ની એ લક્ષ્મીસમી સદાના સૈનિકપતિના ગૃહસ્થાશ્રમનો અજેય ગઢ છે. એ **ભટ્ટરાજ** આ સિંહણસમી ધર્મપત્નીના ઉપર ગૃહસ્થાશ્રમનો બધો યે ભાર નાંખી નિશ્ચિન્ત છતાં પૂર્ણ પ્રેમભર સાહસોની સેનાઓમાં નિર્ભય ભમે છે ને વિજય મેળવે છે. **મંજરી હેમચંદ્રાચાર્ય**જેવાને યે ગુણગૌરવથી નમાવી શકી છે. **મંડનમિશ્ર**ની સાધ્વી પત્ની **સરસ્વતી** આપણને આ મંજરી સાથે અસુસ કરીને યાદ આવે છે. **લાટ**માં એ સુખી છે. એનો સંસાર ફળ્યો છે. હવે તો **મહાશ્વેતા** ને **કેસરી**ની એ પ્રેમલ ને ગર્વિલી માતા બની છે.

લાટે બળવો કર્યો. મંજરી બાલકો અને માણસો સાથે ભૃગુપુરના ગઢમાં પતિની વાટ જોતાંજોતાં ભૂખે મરવા માંડી. આ સમયનાં એનાં હૃદયમંથનો ફરીફરી યાદ કરવા જેવાં છે—મનન કરવા જેવાં છે. કોણ પ્રિયતર? પતિ કે બાલકો? આ કોયડો એનું હૃદય ઊકેલવા મથી રહ્યું છે. પ્રેમાનંદે વનમાં જતી દમયંતીપાસે બે બાલકો દુ:ખી દીલે તજાવ્યા છે; ત્યારે શ્રીમુનશીએ મંજરી પાસે મરવા જતા પહેલાં બે બાલકો તજાવ્યાં છે. કરુણરસનો અવધિ અહીં રેલાઈ રહ્યો! છે. પતિવિહોણી, બાલવિહોણી, નાથ-નામની જપમાલા જપતીજપતી મંજરી સંનેપાતે ચઢી છે. મરતાંઘડી એણે એના પતિની આબરૂને આબાદ સાચવી છે.

મોડો, ઘણો મોડો, છતાં આખરે એનો સૌભાગ્યપતિ આવ્યો. "નાથ!" કહેતી એ પત્ની એને મંજરીસૂના જગતમાં હડસેલી સ્વર્ગમાં ચાલી ગઈ!

મૃત પત્નીને શ્મશાનયાત્રાએ લઈ જતાંજતાં પણ એના પતિને તો લઢવાનું છે. એક ચેહ ભૃગુકચ્છના વિશાળ દશાશ્વમેધના ઓવારે ભડભડ બળી રહી છે. પવિત્ર નર્મદાનદી પોતાનામાં પ્રતિબિમ્બદ્વારા કુમળી છતાં સખ્ત, મનોહર છતાં મોંઘી, પવિત્ર માટીની ને ઉન્નત આત્માની મંજરીને પોતાના ઉરમાં સમાવી રહી છે. મંજરીના અકાળ મરણ માટે આપણને પૂર્ણ ને ગાઢ શોક થાય છે. આપણે એને સહજ આંસુની અંજલી આપીએ છીએ. એને ભૂલાય કેમ?

મંજરીનું સ્ત્રીપાત્ર વિરલ છે. ગુજરાતની સ્ત્રીજાતિને જોઈ વળો—ભૂતની ને વર્તમાનની. કોઈ મંજરી મંજરીજેવી આપણને લાધશે? મુનશીની આ વિરલ માનસપુત્રી ને સ્ત્રીરત્નને માનનો અર્ઘ્ય હૃદયથી અપાઈ જાય છે.

**શ્રીમુનશીની ઐતિહાસિક નવલત્રિવેણી**

### પ્રશ્નો

૧ મંજરીનું રેખાચિત્ર દોરો.
૨ મંજરીના કયાકયા ઉન્નત ગુણો એને વાચકના હૃદયમાં સ્થાયી સ્થાન આપે છે? એના જીવનના કટોકટીના પ્રસંગો કયાકયા?
૩ શ્રીમુનશીની ઐતિહાસિક નવલત્રિવેણી વાંચી તમે મંજરીનું પાત્રાલેખન કરો.
૪ 'આદર્શ સ્ત્રી' એ વિષય ઉપર એક નિબંધ લખો.

# ધનસુખલાલ મહેતા

**[ જન્મ વિ. સં. ૧૯૪૬ : ઇ. સ. ૧૮૯૦ ]**

[ **શ્રીધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, સુરતના** વતની, જ્ઞાતિએ **વાલ્મીકિ કાયસ્થ** છે. એમનો જન્મ વઢવાણમાં ઈ. સ. ૧૮૯૦ માં થયો હતો. **મૅટ્રિક્યુલેટેડ થયા પછી મુંબાઈના વિ. જે. ટી.** ઇન્સ્ટિટયૂટમાં દાખલ થઈ એમણે એલ. ઈ. ઈ. નો ડિપ્લોમા મેળવ્યો હતો. એ **સિંધિયા સ્ટિમ નૅવિગેશન કંપનીની નોકરી**માં છે. એ હાસ્યરસપ્રધાન લેખક છે. એમની લેખનપ્રવૃત્તિ '**જ્ઞાનસુધા**' માં શરુ થઈ હતી. પશ્ચિમની કેટલીક સરસ હાસ્યરસ સાહિત્યકૃતિઓનાં એમણે ભાષાંતર કર્યાં છે તેમ જ સ્વતંત્ર વાર્તાઓ ને હળવા નિબંધો આપણા શિષ્ટ માસિકોમાં ચાલુ પ્રસિદ્ધ કર્યા છે. ઈ. સ. ૧૯૨૦ માં એમનું '**હું સરલા ને મિત્રમંડળ**'એ હાસ્યરસપ્રધાન પુસ્તક પ્રસિદ્ધ થતાં એ ઘણા જ રસિકપ્રિય થયા.

એ '**શ્રી**હિતોપદેશ' ત્રૈમાસિકના તથા 'ગુજરાત' માસિક ને ત્રૈમાસિકના સહતંત્રી વર્ષો સુધી હતા. એમનો લેખનપ્રવાહ ચાલુ જ છે.

**ધનસુખલાલના ગ્રંથો**

**મેટર્લિંકના નિબંધો, ભૂલનો ભોગ** અને **બિચારો**, '**હું**, **સરલા અને મિત્રમંડળ**,' **હાસ્યકથામંજરી** : ભા. ૨, **વિનોદવિહાર, હાસ્યવિહાર, વાર્તાવિહાર, ભૂતના ભડકા, સાસુજી, અમે બધાં** ( **શ્રી.** જ્યોતિન્દ્ર **દવે** સાથે સંયુક્તકૃતિ ), અને '**છેલ્લો ફાલ**,' વગેરે વગેરે. ]

## હવાફેર

હવાફેરની પ્રથાને રૂઢિ કહેવી કે ફૅશન કહેવી એ વિચાર મારા મનમાં ઘણીવાર ઘોળાયા કરે છે, હું રૂઢિનો અર્થ એવો કરું છું કે જે પ્રથા આપણા બાપદાદાથી ચાલી આવેલી છે—પછી ભલે તે સારી હોય કે નરસી હોય—તે રૂઢિ અને જે પશ્ચિમના લોકોના સંપર્કથી આપણામાં દાખલ થઈ હોય તે ફૅશન !

હવે આપણા બાપદાદા હવાફેરની પ્રથામાં માનતા હતા કે નહિ, એઓ વર્ષમાં અમુક વખતે, અનેક અગવડો વેઠીને પણ હવાફેર જતા હતા કે નહિ એ જાણવાને માટે આપણી પાસે ચોક્કસ સાધનો નથી. ઇતિહાસ એ બાબત

માં ઝાઝું અજવાળું પાડી શકતો નથી—કોઈક ઠેકાણે પાડતો હોય તો તેની પૂરતી ખબર નથી. હા, હિંદુસ્તાનમાં મુગલ બાદશાહો ઊનાળામાં કોઈક બીજે ઠેકાણે જતા એમ અમુક ઠેકાણે વાંચેલું એવું મને યાદ છે; પણ બાદશાહ અમુક કાર્ય કરે તે રૂઢિ પણ ન કહેવાય તેમ ફૅશનમાં પણ પ્રચલિત નહિ થાય. અને આપણા રજપુત રાજાઓને તો હવાફેર જવાનો વખત જ ન હતો એમ કહીએ તો ચાલે. જરાજરામાં એઓ પ્રતિજ્ઞા લઇને ગાદી છોડીને ચાલ્યા જાય. રણવાસમાં જ છ છ માસ પડયા રહે અને મરવા જાય! આમ એમના જીવનમાં શાંતિ જ નહિ અને અમુક દૈનિક કાર્યક્રમ જ નહિ તો પછી હવાફેરજેવું તો હોય જ કયાંથી? જ્યાં દૈનિક, માસિક અને વાર્ષિક અમુક રીતે મુકરર કાર્યક્રમ હોય ત્યાં જ હવાફેરને સ્થાન હોય એમ આપણે સ્વીકારી લઇએ તોપણ ખોટું નથી. આપણા બાપદાદાઓમાં જાત્રાએ જવાનો રિવાજ હતો પણ એને હવાફેરનું નામ આપવું એ બેહૂદું તેમ જ પાપમાં પડવા જેવું છે.

પણ પશ્ચિમના લોકોમાં નાનામાં નાના પ્રસંગે પણ સ્થાનફેર કરવાનો રિવાજ બહુ જોવામાં આવે છે. લગ્નજેવા ગંભીર પ્રસંગે પણ જ્યારે પતિપત્નીએ ઘણી નવી અને ગંભીર જોખમદારીઓ માથે વહોરી લીધી હોય છે ત્યારે પણ એઓએ સ્થાનફેરનું લાકડું ઘૂસાડી દીધેલું હોય છે. અને પશ્ચિમના લોકો જે કરતા હોય તે બધું જ બહુ સારું હોવું જ જોઇએ એમ આપણામાંના ઘણા માનતા હોવાથી આપણામાં હવાફેરનો રિવાજ દાખલ થઈ ગયો છે.

હું કબૂલ કરું છું કે એક માણસ માંદો થઈ ગયો હોય અને તેમાંથી ઊઠે ત્યારે એને આરામની જરૂર છે. અને તેવે સમયે એને એક ઠેકાણેથી બીજે ઠેકાણે થોડા દિવસ લઈ જવામાં આવે તો એમાં કશું ખોટું નથી; પરંતુ આપણે બધાં જ ધાબડધીંગાજેવા હોઇએ અને છતાં ફૅશન પડી એટલે ગાંઠનું ખર્ચીને ગમે ત્યાં નાનો બંગલો રાખીને કે અમુક સેનેટોરિયમમાં જઇને પડવું એમાં કોઈ પણ રીતે ફાયદો નથી. એટલું જ નહિ પણ પરિણામે અનેક રીતનું નુકસાન જ છે એમ હવે હું માનતો થયો છું. અલબત્ત, આ પ્રમાણે બીજા લોકો માનવાને તૈયાર નહિ જ થાય એ હું જાણું છું, કારણકે

મનુષ્યોને સ્વાભાવ જ એવો પડયો કે પોતે અત્યારસુધી અમુક કાર્ય કરતા હતા તે બેવકુફાઈભર્યું છે એમ માનવાને કબૂલ થાય જ નહિ.

હવાફેરની પ્રથાની સામે મારો વિરોધ છે એનાં કારણો મારે કંઈ વધુ સ્પષ્ટ રીતે બતાવવાં જોઇએ. હવાના ફેરથી માણસને ફાયદો થાય છે એ વાત હું કબૂલ કરું છું અને હવાફેર કરવા જાય તે વખતે માણસો માત્ર આ જ વાત ધ્યાનમાં રાખતાં હોય તો તેમને હવાફેરથી ફાયદો પણ કદાચ થાય. પરંતુ માણસો થોડાથી સંતોષ માનતાં નથી. એઓ હવાફેર જાય ત્યાં હવા ઉપરાંત બીજા લાભો પણ સાથેસાથે લઈ રહેવા તલસી રહે છે. મુંબાઈમાં મહિનામાં એક વખત પણ પાંચદસ મિનીટની ‘વૉક’ લેવા જતાં ન હોય તેઓ હવાફેર જતાં જ પાંચ માઇલિ સવારે અને પાંચ માઇલિ સાંઝના ચાલવાનું શરુ કરી દે છે. સાધારણ રીતે આપણે અઠવાડીઆમાં એકાદ બે વખત પત્તાં વગેરેની રમત રમતા હોઈશું પણ હવાફેરમાં તો રોજ જ રમવાં જોઇએ ! આપણે હમેશ બે જ વખત ખાવાનું ખાતાં હોઇએ અને તે પણ બરાબર પચાવી શકતાં ન હોઇએ પણ હવાફેર ગયાં કે તે ક્ષણથી આપણે બધાં મથુરાંજીના ચોબા જ થઈ ગયાં છીએ એમ માનીને ચાર વખત ખાવાનો યત્ન કરીએ. અહીં આપણે થોડા વખત હસીએ, થોડા વખત ગંભીર રહીએ, થોડા વખત છાપાં વાંચવામાં ગાળીએ. પણ બીજે ગામ હવાફેર જતાં ચોવીસે કલાક આપણે હસવું જ જોઇએ, ગંભીરતાની ગંધ પણ ન આવવી જોઇએ. એ જાતની મનોવૃત્તિ આપણે કેળવવા માંડીએ છીએ. હજી એક રમતમાંથી પરવારીએ નહિ ત્યાં બીજી રમતનો આરંભ થાય જ. આપણને સ્વાભાવિક આઠ કલાકની ઊંઘ જોઇએ; પણ હવાફેર ગયાં એટલે તો બે કલાકની ઊંઘ હોય તો પણ ચાલે એવું આપણે માની બેસીએ છીએ. આપણા મિત્રો જોડે ચોવીસ કલાકમાં આપણે ભાગ્યે અરધી કલાકની સરેરાસે બોલતા હોઈશું પણ બીજે ઠેકાણે જતાં જ આપણે ચોવીસે કલાક એમની જોડે ધરાંપરાં કરવા મંડી જઇએ—આપણને એ પ્રમાણે કરવું જ જોઇએ ! આ બધાં અને આવાં અનેક કારણોને લઇને જે લોકો હવાફેર જાય છે તેમાંથી અઠ્ઠાણું ટકા માણસોને હવાફેર જવાથી ફાયદો થતો નથી પણ ગેરફાયદો જ થાય છે. છતાં હું ભૂલ કરું છું એમ કોઈ બતાવી આપશે તો હું મારી ભૂલ કબૂલ કરવા તૈયાર છું.

મને એક પ્રસંગ યાદ આપે છે. મારું કુટુંબ અને બીજા ત્રણ મિત્રોનાં કુટુંબ એમ મળીને ચાર કુટુંબોએ ડુમસના સેનેટોરિયમમાં હવાફેર કરવા જવાનો નિશ્ચય કર્યો. જ્યારથી એ નિશ્ચય કરવામાં આવ્યો ત્યારથી જ અમારામાં કાંઇક અજબ ફેરફાર થઈ ગયો. જરાજરા વારમાં અમારાં બૈરાં હીહીહી કરીને હસવા માંડે, એકેકના વાંસામાં ધબ્બા મારે અને સગી બહેનો એકએકમાં જેટલું બતાવે નહિ તેટલું હેત બધાંએ બતાવવા માંડ્યું. આરંભમાં લગભગ બધાંએ જ કહ્યું કે જુદાજુદા ચૂલા કરવા કરતાં એક જ રસોડામાં રસોઈ કરવી એટલે મજા વધારે આવશે. પણ મને આવા વિષયોમાં કંઈ જ્ઞાન મળેલું એટલે હું તો સામો જ પડ્યો. બધાં જ માણસો–મારી બૈરી સુદ્ધાં–મારી સામાં થયાં પણ હું એકનો બે થયો નહિ એટલે આખરે મારા કુટુંબને–તે વખતે મારા કુટુંબમાં હું અને મારી બૈરી બે જ માણસો હતાં–કાઢીને બાકીનાં ત્રણ કુટુંબોએ એક રસોડું કરવાનો નિશ્ચય કર્યો. મારા ત્રણ મિત્રો જેવચરામ, માણેકરામ અને છગનલાલ એક રસોડાના વિચારથી આનંદમાં આવી જઇને લગભગ ઘેલા થઈ ગયા.

ધીમેધીમે સામાન પૅક કરવાની ધમાલ ચાલી. અમે બધાં ય સાધારણ રીતે નવસાડાનવમાં સૂઈ જનારાં માણસો અગીઆરબાર વાગ્યા પહેલાં સૂઈ ન હોતાં શકતાં; કારણકે ડુમસમાં શાશા પ્રોગ્રામો કરશું અને કેવી રીતે ત્યાં મોજ ઉડાવશું એવી વાતોમાં વખત જણાતો ન હોતો. અમારામાંથી કોઈ પણ સારી તંદુરસ્તી તો ભોગવતું જ ન હતું પણ જેવચરામનાં પત્ની લક્ષ્મીબહેન અને છગનલાલ એ તો ખાસ મંદુડીઆં જ ગણાય. તેઓ તો આ સામાન બાંધવાની ધમાલમાં અને નાહક ઊજાગરા કરવામાં જ માંદાં પડી ગયાં. પણ તે વખતે હવાફેરનો નિશો બધાંને ચઢ્યો હતો એટલે એ મંદવાડ પણ કોઇએ ગણકાર્યો નહિ. છગનલાલની બિમારીમાં એમને ત્યાંના ફેરા અમે પુરુષવર્ગે ખાઈ લીધા અને લક્ષ્મીબહેનની માંદગીમાં બૈરાંએ એમનું કામ હાથમાં લઈ લીધું.

આખરે અમે હવાફેર જવા ઊપડ્યાં. સુરત ઊતરીને બસમાં ડુમસ ગયાં અને ત્યાં સેનેટોરિયમમાં પહોચતાં ખાસ્સા રાતનાં સાડાઆઠ થયા. મુંબાઈમાં આગલી રાતે બે વાગે સૂતેલા અને સાડાચારે ઊઠેલાં અને ત્યારથી અથડામણ

ભોગવતાં રાતના સાડાઆઠે સેનેટોરિયમમાં પહોચ્યાં એટલે અમારો આટો દબાઈ ગયેલો. પણ જેમ દારૂના નિશામાં માણસને થાક લાગતો નથી તેમ હવાફેરના ઘેનમાં અમને કશું જણાયું નહિ. ત્યાં બધાંએ સાથે બેસીને કાચું-કોરું સાથે લઈ ગયાં હતાં તે અમે ખાધું અને પછી તડાકા મારતાંમારતાં લગભગ બાર વાગે સૂતાં. સવારે સાડાપાંચે ઊઠવું જોઇએ એમ બધાંએ કહ્યું. પણ તેમાં મેં અને મારી પત્ની લીલાવતીએ ના પાડયાથી અમારાં નામ બાજુએ મૂકવામાં આવ્યાં અને બાકીનાંએ સાડાપાંચે ઊઠીને સવારની વૉક લેવી એવો ઠરાવ કર્યો.

હું અને લીલાવતી સાડાછએ ઊઠયાં ત્યારે તો પેલાં ત્રણ કુટુંબો ફરવા ઊપડી ગયાં હતાં એમ અમને જણાયું. દસેક વાગે એ લોકો ફરીને આવ્યાં પછી એમનાં ત્રણ કુટુંબની ભેગી રસોઇ શરૂ થઈ. જેરચરામ, તેમની પત્ની લક્ષ્મી, માણેકરામ, તેમની પત્ની હીરાગૌરી, છગનલાલ અને તેમની બૈરી ગુલાબ બધાં હાહાઠીઠી કરતાં રસોઈ તૈયાર કરવામાં મચી પડયાં. તેમનાં ત્રણ કુટુંબોએ નાનકડું સ્વર્ગ સ્થાપી દીધું હોય એમ લાગતું હતું.

"કેમ નાનાભાઈ! ઘરમાં રહ્યારહ્યા કેટલુંક વધ્યા?" માંદા છગનલાલે સહેજ ઊધરસનું ઠસકું ખાતાંખાતાં મને ટકોર કરી. બીજાં બધાં આ સાંભળી ખડખડાટ હસી પડયાં.

"અને લીલાબહેને તો દાદરા ઉપર બેત્રણ વાર ચઢીઊતરીને કસરત કરી લીધી હશે ખરું ને?" હીરાગૌરીએ સ્નેહથી મારી પત્નીની મશ્કરી કરતાં કહ્યું.

"આજે સાંઝે દરીએ આવવું છે કે નહિ? ભાઈ, કોણ જાણે! તમારું કંઈ કહેવાય નહિ!" ગુલાબબહેને ટહૂકો પૂર્યો અને વળી બધાં હસ્યાં. છોકરાંમાં જેરચરામની વિલાસિકા સાત વર્ષની અને ચિત્તરંજન ત્રણ વર્ષનો, માણેકરામનો પુત્ર અરવિન્દ છ વર્ષનો અને વસંતિકા ચાર વર્ષની, છગનલાલનો પુત્ર જવાહર નવ વર્ષનો એમ હતાં. તે ઉપરાંત છગનલાલનો સાળો ભાલચંદ્ર પંદર વર્ષનો હતો. આ બધાં, વાતાવરણ તદ્દન નવું હોઈ, આનંદની હેલે ચઢીને ઉન્મત થઈ ને ફરતાં હતાં. એમનો આનંદ, એમનો

ઉત્સાહ અને હૃદયની પ્રફુલ્લતા જોઇ બેઘડી લીલાવતીને પણ થયું કે આપણે પણ એ રસોડામાં ભળ્યાં હોત તો ઠીક થાત. તેણે મને કહ્યું પણ ખરું. પણ તે વખતે આપણી ભૂલ કબૂલ કરીને આપણે તેમના શરણે જવું એ મને ઠીક નહિ લાગ્યું. તેમ જ લીલાવતીને પણ એમ થયું કે હવે સાથે જમવાનું કહેવું એ ઠીક નહિ. પણ અમારો જીવ તો બળ્યો જ.

એ લોકો બધાં સાથે બેસીને બહુ જ આનંદથી જમ્યાં, એમ એમના હોકારા ઉપરથી જણાયું. જમીને હજી પૂરા હાથ ધોવાઈ રહ્યા ન હોતા ત્યાં તો "પાનાં ક્યાં છે?" ની બૂમો પડી રહી. "નાનાભાઈ! લીલાબહેન! આવો છો કે? બેઠાંબેઠાં પાનાં રમશું તેમાં તો તમને થાક નહિ લાગે ને?"

મેં સહેજ કહી જોયું: "પણ કાલના આખા દિવસનો થાક અને પાછાં મોડાં સૂતેલાં તે અત્યારે સહેજ ઊંઘી લઈએ તો?" બસ, થઇ ચૂક્યું. આ બાબતમાં તો મારી પોતાની પત્ની પણ મારી સામે પડી. "આખી જિંદગી ઊંઘમાં જ કાઢો તો ય હજી ઊંઘ પૂરી થઇ નહિ? મુંબાઈ જાઓ ત્યારે ઊંઘ્યા જ કરજો ને ત્યાં તમને કોણ પાનાં રમવા બોલાવવાનું હતું?" બધાંનો અવાજ નીકળ્યો, કેમ જાણે મુંબાઇમાં નોકરીધંધો નહિ હોય અને માત્ર ઊંઘવાનું જ હોય!

છતાં બહુમતીના દબાણને લઇને મારે રમવું પડ્યું. રમતાંરમતાં ચારેક થયા. પાનાની રમતમાં બહુ જ ઓછું ધ્યાન અપાતું હતું. રમનારાં તેમ જ જોનારાં કેમ ધાંટાધાંટ વધારે થાય અને તેને પરિણામે હવાફેરનો આનંદ વધુ મળે તેમ કરવાના પ્રયત્ન કરતાં જણાતાં હતાં. ચાર વાગે સામટી ચહા થઈ. અમારી જૂદી ચહા કરવા દેવામાં આવી જ નહિ. ચહા પૂરી પીવાઈ નહિ રહી ત્યાં તો "દરિયે જવું છે કે માત્ર ઓટલે બેસીને ઝોકાં જ ખાવાં છે? મુંબાઈમાં દરિયો નથી દરરોજ જોવાનાં?"ની બૂમો પડી. બધાં ફરવા જવાને તૈયાર થઈ ગયાં.

દરિયે પહોચ્યાં. ત્યાં હું અને લીલાવતી તો નીરાંતે રેતીમાં બેસવાનો વિચાર કરતાં હતાં એટલામાં બધાં યે વાંધો ઊઠાવ્યો, "ના, અહિં બેસવા નથી આવ્યાં. ખાધું પચાવવા આવ્યાં છીએ. વેવાઇને માંડવે જાઓ ત્યારે

એમ બેસી રહેજો"ના અવાજો થયા. કોઈએ દરિયાકિનારે આઘે ને આઘે ફરવા જવાનું કહ્યું તો કોઇએ આટાપાટા રમવાનું સૂચવ્યું. કોઇએ ફ્રેગટસની રમત રમવાનું કહ્યું. આખરે ફ્રેગટસ રમવાનું ઠર્યું. ખૂબ રમ્યાં અને સાડાસાતેક પાછાં ઘેર જવા નીકળ્યાં. ઘેર આઠસવાઆઠે પહોચ્યાં. તે પછી પેલાં લોકોએ રસોઇ કરી અને આશરે દસેક વાગે જમ્યાં. તે પછી થોડીવાર પત્તાં અને ગપ્પાં એટલે બારનો સુમાર! તે પછી બીજા દિવસનો કાર્યક્રમ શરૂ!

આ પ્રમાણે બેચાર દિવસ હોય તો જાણે સમજ્યા; પણ એક માસ એટલે ત્રીસ દિવસ પૂરા આ પ્રમાણે જીવન ગૂજારવાનો કોઈ નિશ્ચય કરે તો હું નથી ધારતો કે મેકફેડન, સેંડો, રામમૂર્તિ કે ગામાજેવા કોઇ પણ માણસ ટકી શકે કે? અને જ્યાં તબિયત અસ્વસ્થ હોય ત્યાં પ્રકૃતિ પણ ગરમ રહે જ એ સમજી શકાય તેમ છે. હવાફેરના ઘેનમાં ચકચૂર બનેલ આ લશ્કરમાં લક્ષ્મીબહેન અને છગનલાલ પહેલાં પટકાયાં. જાણે આટલું પૂરતું નહિ હતું તેમ કોઇએ દરિએ ન્હાવા જવાનો કાર્યક્રમ એમાં ઊમેરવાનું કહ્યું. દરિયાકિનારે હવાફેર જતાંની સાથે જ ભરતીઓટનો સમય, પાણીમાં તાણ ક્યારે હોય, વગેરે બાબતોમાં આપણે ઉસ્તાદ થઈ જઇએ છીએ. આ પ્રમાણે સમય કાઢતાં, થોડી તકરાર પછી, એમ ઠર્યું કે બપોરે દોઢ વાગે ખરી ભરતી હોય છે તે વખતે ન્હાવા જવું એમ માણેકરામભાઈનો ફતવો બહાર પડયો. મારા કુટુંબની તો ના જ હતી. એટલું જ નહિ પણ સઘળું કામ સાથે મળીને જ કરનાર એ ત્રણ કુટુંબમાં પણ ભંગાણ પડયું. લક્ષ્મીબહેન અને છગનલાલથી તો જાણે જઇ શકાય તેમ જ ન હતું. છગનલાલના છોકરા જવાહર બાબત સહેજ તકરાર થયા બાદ એમ નક્કી થયું કે જવાહરને પણ ન્હાવા સાથે લેઈ જવો. એમ શરદીથી બીતાં રહેવાથી જ છોકરાં મંદુડીઆં અને માયકાંગલાં થઈ જાય છે. એ પ્રમાણેનો નિર્ણય થઈ ગયો. અને એ પ્રમાણે દરિયાસ્નાન થઈ પણ ગયું. પણ પરિણામે માંદગી અને મિજાસ વધ્યાં અને વધવાની સાથે સંપ એટલા જ પ્રમાણમાં ઓછો થયો. આરંભમાં બોલતાંબોલતાં બધાંથી હસાઈ જવાતું તે હવે મુશ્કેલીથી હાસ્ય નીકળવા માંડયું.

રફતેરફતે કાર્યક્રમ અરધા ઉપર ફેરવાઈ ગયો. પાનાની રમતમાં માણેકરામે છંછેડાઇને છગનલાલનાં વહુ ગુલાબને કંઈ ન કહેવાનું કહી દીધું. એને પરિણામે પાનાની જોડ ચીરાઇ ગઇ. દરિયે સ્નાન કરવા જવાની પ્રથા પણ ઘણાને શરદી થવાથી માંડી વાળવામાં આવી. એકત્ર રસોડાની ઉત્તમ રીતિમાં પણ ખામીઓ જણાવા માંડી. લક્ષ્મીબહેન જરા વધુ માંદાં હોવાથી રસોઇનો બોજો હીરાગૌરી અને ગુલાબગૌરી ઉપર આવી પડયો. આમ હીરાગૌરીને ચાર વર્ષની નાની પુત્રી એટલે એમનું ચિત્ત પણ રસોઇમાં ચોંટતું નહિ. પરિણામે એકલી ગુલાબગૌરીને માથે જરા વધારે બોજો આવી પડયો. બે વારની પૂરી રસોઇનાં ઠેકાણાં મળે નહિ ત્યાં છોકરાંને બપોરના ખાવાનું મળે જ કયાંથી? આથી છોકરાંમાં પણ અસંતોષ વધ્યો. માણેકરામના છ વર્ષના પુત્ર અરવિન્દને અને જેવચરામની સાત વર્ષની પુત્રી વિલાસિકાને આરંભથી જ સાઠમારીઓ થયા કરતી. પણ તે સમયે તો ઉભયનાં માતાપિતા માત્ર હસતાં અને બહુ થાય તો પોતાનાં છોકરાંને સખત તતડાવતાં. પણ મામલો બગડતાં એક વખત હીરાગૌરીથી કહેવાઈ ગયું કે વિલાસિકાજેવી વંચડ છોકરી એણે બીજી જોઈ ન હતી !

આના જવાબમાં બીજે જ દિવસે જેવચરામે કહી સંભળાવ્યું કે અરવિન્દજેવો માંકડાજેવો છોકરો એમણે જોયો ન હતો અને એના જેવાને તો કોઈ ગુરુકુલ કે એવી સંસ્થામાં જ મોકલાવી આપવો જોઈએ. છગનલાલના સાળાએ માણેકરામનું સારું જેવું અપમાન કર્યું એમ પ્રસિદ્ધિમાં આવ્યું. ધીમેધીમે કડવાશ વધતી ગઈ. સવારની ફરવાની મોજનો ત્યાગ લગભગ બધાંએ જ કરી દીધો. અને સાંજે દરિયે પણ એમાંનાં અરધાં જ આવવા લાગ્યાં. છેવટે વીસેક દિવસ વીત્યા હશે ત્યારે ઊઘાડું યુદ્ધ થયું. બધા ય પક્ષ તરફથી સાફસાફ સખત શબ્દોમાં એકએકના અવગુણો ઊઘાડા પાડવામાં આવ્યા. હું અને લીલાવતી વચમાં પડયાં અને જેમતેમ સમાધાન કરવામાં આવ્યું. પણ છગનલાલની તબિયત વધુ બગડી હતી અને તેમાં ગુલાબગૌરીએ એવું તહોમત મૂકયું કે પેલાં બે કુટુંબ છગન-લાલનું મોત ઈચ્છી રહ્યાં છે એટલે વળી પાછું વાતાવરણ ગરમ થઈ ગયું અને છગનલાલના કુટુંબે બે ટંક મારે ત્યાં જમીને સુરત તરફ રવાનગી

લીધી. જેવચરામ અને માણેકરામને ત્યાં જુદાં રસોડાં થઈ ગયાં અને છેલ્લા આઠ દિવસમાં એ બે માણુસોનાં કુટુંબીજનો ભાગ્યે જ આઠ વાક્યો અંદરઅંદર બોલ્યાં હશે.

મુંબાઈ આવ્યા પછી એ ત્રણે કુટુંબોને મારી સાથે સારો સંબંધ છે પણ એઓ અરસ્પરસમાં તો હજી બોલતાં જ નથી!

દરેક હવાહેર જનાર કુટુંબને કદાચ આવો અનુભવ નહિ થતો હોય એવું હું કબૂલ રાખું છું. છતાં પણ હું હજી એટલું તો કહું છું જ કે સાજાં-સારાં માણુસોએ જાણી જોઈને “ આવ કુહાડા, પગ ઉપર ” કરવાની જરા પણ જરૂર નથી. એવી રીતે હવાફેર જવામાં માણુસોને કૃત્રિમ આનંદ, બનાવટી સ્નેહ, દાંભિક મિત્રતા, ખોટી ભૂખ, મર્યાદા વગરની શક્તિ, વગેરે અનેક અનિષ્ટ લાગણીઓ ઉત્પન્ન કરવી જ પડે છે અને એવી રીતે મનુષ્ય પોતે પોતાની સ્વાભાવિક લાગણીઓ ભૂલી જઈ, કૃત્રિમ લાગણીઓ ઉત્પન્ન કરે એને પરિણામે દુઃખ ઉદ્ભવે જ એવું મારું દૃઢ માનવું છે.

આટલું કહેવા છતાં, હું આ બાબતમાં ભૂલ કરું છું એવું કોઈ પૂરવાર કરી આપશે તો હું મારી ભૂલ સુધારવા તૈયાર છું.

સાસુજી

### પ્રશ્નો

૧ હવાફેર જવાના પ્રશ્ન વિષે શ્રીધનસુખલાલ મહેતા કેવા કટાક્ષ કરે છે ?

૨ આ વાર્તામાં હવાફેરે જનારાંએ પોતાની શીશી ફજેતી કરી ?

૩ તમે કોઈ વખત હવાફેરે ગયા હો ને આવા મીઠા અનુભવ થયા હોય તો એનું વિનોદભર્યું વર્ણન કરો.



# ગૌરીશંકર જોષી ( ધૂમકેતુ )

**[ જન્મ વિ. સં. ૧૯૪૮ : ઈ. સ. ૧૮૯૨ ]**

[ **શ્રીગૌરીશંકર ગોવર્ધનરામ જોષી 'ધૂમકેતુ'** ઉપનામથી ગુજરાતનાં સાહિત્યપ્રિય ગૃહોમાં આજના શ્રેષ્ઠ નવલિકાકાર તરીકે સુપરિચિત છે. **ગોંડળ** પાસેના **વીરપુરગામ**ના એ વતની છે ને જ્ઞાતિએ **ખેડાવાળ બ્રાહ્મણ** છે. ૧૯૦૫ માં મૅટ્રિક થઈ, ૧૯૧૦ માં જૂનાગઢની **બાહઉદ્દીન** કૉલેજમાંથી એ બી.એ. થયા. **અમદાવાદમાં સર ચીનુભાઈ માધવલાલ**ને ત્યાં એ ગૃહશિક્ષકનું પદ સાચવે છે. ગુજરાતના લોકજીવનનાં તલસ્પર્શી અભ્યાસ ને સૂક્ષ્મ અવલોકન એમણે એમની અખંડ ચાલુ રહેલી સાહિત્યકળાની સેવામાં પ્રતિબિંબિત કર્યાં છે. આદર્શ ને વાસ્તવિકતાને એ એમની સાહિત્યકૃતિઓમાં સફળતા અને સરસતાથી ઊતારે છે. નવલિકા ઉપરાંત નવલો, પ્રવાસો. કલાદર્શનો, નિબંધો અને જીવનચરિતોના પણ એ વિજયી લેખક છે.



**શ્રીધૂમકેતુના ગ્રંથો**

**રાજમુગુટ, પૃથ્વીશ, તણખાઃ મંડળ ચાર, પડછાયા, પડઘા, ભીલકુમાર એકલવ્ય, અવશેષ, પ્રદીપ, રજકણ, જલબિન્દુ, જીવનચક્ર, સર્જન, ચિંતન, મલ્લિકા, ઈતિહાસદર્શન, નરકેસરી નેપોલિયન, વગેરે વગેરે.** ]

## અવિરામ યુદ્ધ

દરિયો કેટલો તોફાની હતો એ બરાબર યાદ છે. મેલાં ડોળાં પાણીનાં ડુંગરડુંગરજેવડાં મોજાં ઉપરાઉપરી ચાલ્યાં આવતાં હતાં અને ખડકની સાથે પછડાઇને જાણે પાણીનો પણ લોટ થઈ જતો હતો તેમ નીચે પથરાતાં હતાં. એક જગ્યાએ તો ખડકમાં ઊંડીઊંડી ખો હતી. એમાં પાણી ધસારાબંધ ચાલ્યું જતું હતું અને એક ક્ષણમાં તોપજેવો અવાજ કરીને પાછું નીકળી, સામેના ખડક સાથે પછડાઇ ઊંચે ઊડી, રજકણજેવું બનીને બીજી ક્ષણમાં નીચે પડતું હતું, રાક્ષસની ચીસો હોય તેમ પવન સુસવાટા બોલાવતો હતો.

મોજાં ઊછળીઊછળીને ખડકમાં પછડાઇને મોટા 'ધૂબ' અવાજ સાથે ધસારાબંધ પાછાં દોડતાં હતાં. સાંજની ધૂસર જામતી આવતી હતી; અને દેવદાનવના યુદ્ધજેવો દરિયાનાં પ્રચંડ મોજાંનો અવાજ અંધકારને લીધે વધારે ને વધારે ભયંકર બનતો હતો.

એવી સાંજે દરિયાકિનારે માત્ર એક જ સ્ત્રી પોતાના છોકરા સાથે ઊભી હતી. હમેશાં દરિયાકિનારે જ ફરવાનો શોખ હોવાથી મને ખબર હતી કે દરિયો આટલા વામાં બહુ તોફાની ગણાય છે. માછીમારના કુટુંબનાં માણસો ટોળેટોળાં મળીને દરિયા પર ગયેલા પોતાના આદમીઓની રાહ જોતાં ઊભાં રહે છે તે સ્થળ અહીંથી ઘણું દૂર હતું. આંહીં તો કોઈ જ આવતું નહિ.

સહજ જ મારાં પગલાં એમના તરફ વળ્યાં. મને જોતાં છતાં દેખતાં ન હોય તેમ બન્ને એક મીટ માંડીને દરિયા તરફ જ જોઈ રહ્યાં હતાં. છોકરો ખુશીમાં આવીને ઊંચો ઊછળ્યો : અને 'આવી આવી' કહીને કૂદવા લાગ્યો. મેં દરિયા ઉપર દૃષ્ટિ કરી તો દૂરદૂર ઝાંખાઝાંખા અંધકારમાં એક નાની સરખી હોડકી, હિમાલયહિમાલયજેવડાં મોજાં ઉપર ચઢીને, નીચે પછડાતી ને પવનના ઝપાટાથી હાલકડોલક થતી નજરે ચઢી. જેવો આનંદ આવ્યો તેવો જ ગયો હોય તેમ માદીકરો બન્ને અત્યંત ચિંતાતુર ચહેરે એકી ટશે માણસનું અને કુદરતનું તુમુલ યુદ્ધ નિરખી રહ્યાં. અને બીજી ક્ષણે તો જેમ તીર જાય તેમ છોકરો બૂમાબૂમ કરતો હમેશ ઊતરવાના કિનારા તરફ દોડયો. ત્યાં માણસોની ઠઠ જામી હતી. હોડી એટલે બધે દૂર હતી, પવનનો ઝપાટો એટલો આકરો હતો, દરિયાનો વેગ એવો ભયંકર હતો, સુસવાટા એવા ભયાનક હતા કે ભેગા મળેલામાંથી કોઈ પણ પેલી હોડીની મદદે જવા તૈયાર ન હોતો. છોકરો બૂમાબૂમ કરતો એ ટોળામાં પહોચ્યો. પવનનો એકએક સપાટો હોડીને ઊંધી વાળીને હિમાલયના ડુંગરા ઉપરથી જાણે નીચે ફેંકતો હોય તેમ હોડીને અફાળી રહ્યો હતો. માણસનું બળ થાકયું હતું. કુદરતનું બળ વધતું હતું. આખા ટોળાને 'આવી જાવા' આહ્વાન કરતો હોય તેમ દરિયો વધારે ને વધારે પ્રચંડ બનતો હતો. આ રૂપ હવે કયાં અટકશે એ કળવું જ મુશ્કેલ હતું. એમ જ બને છે. શાંત જણાતું આકાશ ફૂટે છે કે પાન પણ ન ચાલતું હોય તેવી ગંભીરતામાંથી પવન છૂટે છે કે કોઈ અતળ માનવ

હૃદયમાંથી જ્વાલા પ્રગટે છે ત્યારે એ ક્યાં અટકશે એ કળવું મુશ્કેલ છે. કેટલાક વૃદ્ધોના મતે તેનો ભોગ લેવાનો વખત થયો હતો ને ભોગ લીધા વિના નહિ અટકે એમ લાગતું હતું. હોડી અને માણસ પરાજય ઉપર પરાજય સહી રહ્યાં હતાં. પછાટ ઉપર બીજી પછાટ ને તરત ત્રીજી એમ એક પછી એક પરંપરા ચાલી હતી. સુસવાટ કરતા, જાણે રાક્ષસ ગર્જના કરતો હોય એવા ભયંકર અવાજે આકાશપાતાળ વિંધી નાંખતા, પવનના એક ઝપાટે હોડીને અને માણસને જુદાં કરી નાંખ્યાં. અને જાણે આ કૃત્યની જ રાહ જોતા હોય તેવા એક પ્રચંડ મોજાએ બન્નેને દૂર-દૂર-ફેંકી દીધાં, જીવનને અને જીવનના આધારને.

બધા જાણે સમજી ગયા હોય કે દરિયો ભોગ લેશે જ તેમ તદ્દન શાંત બની ગયા. બળતે હૃદયે-લાચાર મનોદશાએ-તુમુલ યુદ્ધનું છેલ્લું પ્રકરણ જોઈ રહ્યા. મનુષ્ય થાકયો હતો. એનો બધો પ્રયત્ન વ્યર્થ જતો હતો. હવે ડૂબવું છે તો છેવટ કાંઠા તરફ જોઇને જ ડૂબવું એટલો જ આશાતંતુ બાકી રહ્યો.

મનુષ્ય હાર્યો. દરિયો જીત્યો. ટોળામાંથી રુદનના અનેક સ્વરો છૂટયા. પેલાં માદીકરાનું હૈયું ફાડે તેવું કરુણ આક્રંદ પોતાના પ્રચંડ અવાજથી દાબી દેતો દરિયો વધારે ને વધારે ભયંકર બનતો ગયો. એ કરુણ ભયંકર દૃશ્ય ઘણા દિવસ સુધી કાંઠા પર ને કાંઠા પર ભટકતું હોય તેમ જ્યારેજ્યારે હું ફરવા નીકળું ત્યારેત્યારે નજર આગળ ખડું થઈ જતું.

લગભગ એકાદ વર્ષ વહી ગયું હશે.

એક સવારે વહેલો ફરવા નીકળ્યો. દરિયાકિનારે ભીનાશ જામી હતી. બધે આછી ધૂસરજેવું લાગતું હતું. એ રસ્તા પર થઈને પસાર થતાં અચાનક પેલા છોકરા પર દૃષ્ટિ પડી. તે દિવસે તેણે કરેલું આક્રંદ, મારેલા પછાડા, ને દોડીદોડીને જાણે દરિયા વચ્ચેથી હડી કાઢીને બાપને મળવા જાઉં એવી એણે બતાવેલી ઘેલછા, બધાં દશ્યો નજર આગળ તરી આવ્યાં. તે દિવસે એ એવું રડયો હશે કે દરિયો પથરાનો હોત તો તો પીગળી જાત. 'મને હડી કાઢવા દો-હું દોડીને મારા બાપને બચાવી લાવું, મને હડી કાઢવા દો-' એ જ એની ધૂન હતી. મારી પ્રચંડતાને પણ 'કુછ નહિ' ગણનાર આવડો નાનો છોકરો નીકળ્યો એ જોઈને કદાચ દરિયાને પણ શરમ થઈ હશે.

આજે એ પોતાનું હોડકું તૈયાર કરી રહ્યો હતો. એની મા પણ એની પાસે ઊભી હોય એમ લાગ્યું. હું આગળ વધ્યો. 'કેમ દોસ! ઓળખાણ પડે છે કે?'

તેણે મારી સામે જોયું. પણ મને ઓળખ્યો નહિ, એટલે પોતાના કામમાં મશગુલ બની ગયો.

'આ તમે માછીમાર આવા કેવા? હજી તારો બાપ તોફાનમાં સપડાયો હતો એ નજર સામે દેખાય છે ત્યાં તું પાછો એ નો એ ધંધો લઈ ને બેઠો?'

તે ઘડીવાર બોલ્યો નહિ. પોતાના કામમાંથી નવરો થઇને મારી સામે ઊભો રહ્યો. 'સાહેબ! ભગવાને આ ધંધો સોંપ્યો છે. બીજો ધંધો સારો આવડતો હોય તો ભલે. નકર બીકના માર્યા બાપદાદાનો આ ધંધો છોડું તો તો મારું નાક વઢાઈ જાય!'

'પણ દરિયાનું તોફાન–સાંભરે છે?– તે દિવસ–'

'અરે! મારા સા'બ! દરિયાને તોફાન કરતાં આવડે છે ને ભગવાનને બચાવતાં નથી આવડતું? મારો બાપ એ તોફાનમાં મર્યો મારા બાપનો બાપ પણ દરિયામાં જ મર્યો. અને મારું થવાનું હોય ઈ થાય. પણ બીકનો માર્યો દરિયામાંથી પાછો પડું તો તો, આ મારી મા જોઈ? એનું નામ જ લાજે ને?' તે પોતાની મા સામે જોઇને હસ્યો અને ઝપાટબંધ ચપળતાથી હોડકામાં ચઢી બેઠો: 'લ્યો રામ! રામ! સાંજે ફરવા આવશો કે?'

અને ગીત ગાતોગાતો, જાણે દરિયો રમવાનું મેદાન હોય તેમ આનંદભેર ચાલ્યો ગયો.

'માડી! સાચવજે' એટલું કહીને એની મા ઘર તરફ પાછી ફરી: 'અમારો આ સા'બ, ધંધો. એમ બીક રાખવી કાંઈ પોહાય? અમે દરિયાના દીકરા, દરિયો અમારો બાપ. વહેલુંમોડું સૌને મરવું છે ને?'

પેલો છોકરો આનંદભેર દરિયાનાં મોજાં કાપતો મજા કરતો જતો હતો તે હજી મારી સામે હાથ લાંબો કરીને 'રામ! રામ!' કરી રહ્યો હતો. હું એકી ટશે દરિયો, હોડી, છોકરો ને અનેક મછવા જોઈ રહ્યો. દરિયાનાં મોજાંજેવો

વિચાર પસાર થઈ ગયો: 'શું શ્રમભરેલું જીવન અને રણમેદાન જ નિર્ભયતા આપતાં હશે? અને નિર્ભયતામાંથી જ ચારિત્ર ઘડાતું હશે?'

વીરાંગના અને બીજી વાતો

## પ્રશ્નો

૧ અવિરામ યુદ્ધ કોનું!

૨ દરિયાઈ જીવન ગાળનારાઓનું વર્ણન કરો.

૩ તમે દરિયાકાંઠે ફરવા જતાં આવા બહાદુર માછીમારો જોયા છે? તેમના જીવન વિષે તમે બીજું કંઈ જાણો છો?

૪ 'એક ખલાસીની આત્મકથા' લખો.



# રમણુલાલ દેસાઇ

[ જન્મ વિ. સં. ૧૯૪૮ : ઈ. સ. ૧૮૯૨ ]

[ **શ્રીરમણુલાલ દેસાઈ** જ્ઞાતિએ વડનગરા નાગર ગૃહસ્થ બ્રાહ્મણ છે. એમના પિતા **વસંતલાલ સુંદરલાલ દેસાઈ** ને માતા **મણિબા**. એમનો જન્મ ૧૮૯૨ માં વડોદરારાજ્યના **શીનોર**ગામમાં થયો હતો. એમનું વતન પંચ-મહાલમાંનું કાલોલ છે. પ્રાથમિક કેળવણી એમણે **શીનોર**માં અને માધ્યમિક વડોદરામાં લીધી હતી. ૧૯૦૮ માં મૅટ્રિક્યુલેશનની પરીક્ષા, વડોદરા કૉલેજમાંથી બી.એ. ની ૧૯૧૪ માં અને ઍમ.એ ની પરીક્ષા ગુજરાતી ઐચ્છિક વિષય લઇને એમણે ૧૯૧૫ માં પસાર કરી હતી. સાહિત્ય અને સમાજશાસ્ત્ર એ એમના પ્રિય વિષયો છે.

અભ્યાસ પૂરો કરી વડોદરારાજ્યના મહેસુલી ખાતામાં જોડાઇને એ નાયબ-સુબાની પદવીએ પહોચ્યા છે. ૧૯૧૭ થી એમણે લેખક તરીકે લખવાનું શરૂ કર્યું હતું. ' **સંયુક્તા** ' નાટક ( ૧૯૨૦ ) લખી એ પ્રસિદ્ધિમાં આવ્યા. એમની બીજી નાટયકૃતિ ' **શંકિતહૃદય** ' ( ૧૯૨૦ ) કૉલેજીયનોએ જાહેરમાં ભજવી અને એમને વિશેષ ખ્યાતિ મળી. નવલકથાઓ લખવાનો આરંભ ' **જયંત** ' લખી એમણે ૧૯૨૫ થી કર્યો.

વડોદરાના ' સયાજીવિજય ' સાપ્તાહિકની વાર્ષિક ભેટો તરીકે એક પછી એક એમની નવલકથા પ્રસિદ્ધ થવા માંડી. આપણા સમાજનો ને રાષ્ટ્રજીવનનો પ્રત્યેક મહત્ત્વનો પ્રશ્ન એમની નવલકથાઓનો ચર્ચાવિષય હોય છે. એમની લેખિનીનો પ્રવાહ વહ્યા જ જાય છે.

## શ્રીરમણુલાલ દેસાઇકૃત ગ્રંથો

**મહારાણાપ્રતાપ** ( ૧૯૧૭ ), ( **સંયુક્તા** ( નાટક ), **પાવાગઢ** ( ભૌગોલિક વર્ણન ) ( ૧૯૨૦ ), **નાના ફડનવીસ** ( ૧૯૨૨ ), **શંકિતહૃદય** ( નાટક ), **જયંત** ( નવલકથા ) ( ૧૯૨૫ ), **શિરીષ** ( નવલકથા ) ( '૨૭ ), **કોકિલા** ( નવલકથા ) ( '૨૯ ), **સંસ્કૃતિની ઉત્પત્તિ** ( લૉર્ડ આવબરીકૃત Origin of Civilization નું ભાષાંતર ) ( '૨૮ ), **સ્નેહયજ્ઞ**, હૃદયનાથ ( '૩૦ ), **દિવ્યચક્ષુ** ( '૩૧ ), **પૂર્ણિમા**, **બંસરી**, **ગ્રામલક્ષ્મી** ભાગ ૧-૪ ( '૩૪-૩૫ ), **પત્રલાલસા**, **ઝાકળ** ( નવલિકાસંગ્રહ ), **ભારેલો અગ્નિ** ( નવલકથા ) વગેરે વગેરે ]

## પંકજ

આગળ મૃત્યુ અને આસપાસ અંધકાર ! અશ્વિન મક્કમપણે પગલાં ભરતો હતો. તારાના મકાન આગળ તે સહજ અટક્યો. તારાની મેડીમાંથી આવતો આછો પ્રકાશ હમણાં જ હોલવાઈ ગયો. અશ્વિન પણ પોતાનો પ્રકાશ હોલવી નાંખવા જ જતો હતો ને ? જે પ્રકાશ કોઈને તેજ આપતો નથી, જે પ્રકાશ અંધકારની રેખાઓને વધારે બીહામણી બનાવે છે, એ પ્રકાશ ભલે હોલવાઈ જાય !

પછી ?

પછી શું ?

અપૂર્વ શાંતિ ! સંપૂર્ણ અભાન ! અનંત નિદ્રા !

એનું જ નામ સુખ ને ?

એ શાંતિમાં દુનિયાની દઝાડતી ઝાળ અડકશે નહિ. એ અભાનમાં સ્નેહીના સ્નેહ અને વૈરીઓનાં વેર ભૂલી જવાશે. એ નિદ્રામાં નહિ પોષણની ચિંતા કે નહિ બેકારીનાં અપમાન. એવું સુખ ક્યાં મળે ? એથી વધારે સુખ કોણ માગે ?

મૃત્યુ તેને વડ સુધી ખેંચી લાવ્યું. સંધ્યાકાળે મિત્રોના આમંત્રણે અહીં ન આવેલો અશ્વિન મધ્યરાત્રે મૃત્યુનો બોલાવ્યો વડ નીચે આવ્યો. મહાતપસ્વી વૃક્ષરાજ સમાધિમાંથી જાગ્યો નહિ, તો ય એક ચીબરી તેની ઘટામાંથી ચિચિયારી પાડતી ઊડી ગઈ. અનેક રમતોના એ સાક્ષીને–વડને– અશ્વિને મનોમય પ્રણામ કર્યાં.

વડથી થોડે દૂર એક મોટું તળાવ હતું. એનો કિનારો પણ અશ્વિનની કિશોર વયની રમતોનો દ્રષ્ટા હતો. મૃત્યુ અશ્વિનને એ તળાવના કિનારા સુધી દોરી લાવ્યું. ઘેરાં કાળાં પાણીમાં તારાઓ તેજનાં ટપકાં પાડતા હતા. કિનારા ઉપર ઊભેલાં વૃક્ષ પાણીની કાળાશને ઘેરી બનાવતાં હતાં.

અશ્વિનને દોરી લાવવા મૃત્યુ ક્યાં ચાલ્યું ગયું ? એ જાય ! પેલા પાણીમાં ઊતરી જાય ! અશ્વિન એકી ટશે તે બાજુએ જોઈ રહ્યો. પાણીમાં અદશ્ય થતા મૃત્યુએ પાછળ આવવાની ઈસારત કરી, અને તે અલોપ થઈ ગયું.

'એ જ માગ'!'

અશ્વિન બોલ્યો. પરંતુ તેને સહજ થરકાટ થયો. તે તદ્દન એકલો પડી ગયો. મોત કરતાં પણ શાંતિ વધારે ભયાનક હોય છે એમ એક ક્ષણભર તેને લાગ્યું. પાંદડું પણ હાલતું ન હોતું. તમરાં પણ ટી–ટી–ટી અવાજ કરતાં અટકી પડ્યાં હતાં.

'બધાં શું કહેશે?' અશ્વિનના ભય પામતા હૃદયે પ્રશ્ન કર્યો.

દૂરના એક વૃક્ષમાંથી ઘુઅડ ગર્જ્યો: ઘુ...ઘુ...ઘુ...

મૃત્યુના પડઘાસમા એ ગંભીર ધ્વનિએ તેના હૃદયમાં બળ પ્રેર્યું.

'બધાં શું કહેશે એની યે પરવા પછી ક્યાં રહેવાની? જીવતર માનવીને બીકણ બનાવે છે. એ ભલે જાય!'

તળાવની પાળ ઉપર તે બેઠો. એ પાળની નીચેનાં પાણી ઊંડાં હતાં. ઘણાં ઊંડાં નહિ, પરંતુ ડૂબવા બેઠેલો મનુષ્ય ધારે તો ખોબા પાણીમાં પણ ડૂબી શકે.

પરંતુ ડૂબતાં ગૂંગળાટ થશે તે?

અશ્વિન જરા હસ્યો, જીવનભરના ગૂંગળાટ કરતાં ચારપાંચ ક્ષણનો ગૂંગળાટ શું વધારે ભયપ્રદ હતો? એ મૂંઝવણ મટાડવા તો અહીં તે મૃત્યુની પાછળપાછળ આવ્યો હતો.

'પણ...પણ...માતા, પિતા, પત્ની ..' એ વિચાર કરતાં જ અશ્વિનનું મન ડોલી ગયું. સ્નેહીઓનાં સ્નેહબંધન છૂટવાં સહેલાં નથી. અશ્વિનના હૃદયમાં વિકળતા ઉત્પન્ન થઈ. જેમજેમ તે વધારે વિચારમાં ઊતરતો ગયો તેમતેમ તેને જીવનનું ખેંચાણ વધારે જોરથી ખેંચતું લાગ્યું.

સરવરકિનારે શરદી હતી છતાં અશ્વિનને પરસેવો વળ્યો. જેમ જીવવું સહેલું નથી તેમ મરવું પણ સહેલું તો નથી જ. કાળમીંઢસરખા પાણીથી ભય પામતી તેની દૃષ્ટિએ ઊંચે આકાશ તરફ જોયું. ત્યાં તો તારાઓ આંખમીંચામણાં કરી એક દુર્બળ માનવીની અસ્થિરતાને હસતા હતા. જાણે તેઓ અંદરઅંદર વાત ન કરતા હોય!

'નિરુપયોગી જીવનને જોરથી પકડી બેઠેલો પેલો કંજુસ માનવી! જીવનધન ઉપર બેઠેલો નાગ!'

એક તારો અંતરીક્ષમાંથી ઉત્પન્ન થઈ, એક તેજરેખા દોરી, ભસ્મ બની ગયો.

'જેનું જીવતર પ્રકાશ આપે એને જ જીવવાનો અધિકાર...જે સતત પ્રકાશ ન આપે તે ખરતા તારાની માફક મૃત્યુને ભેટતાં એક ક્ષણ અજવાળે તો પણ તેનું જીવ્યું સાર્થક!...આ માનવી તો હસીને મરી પણ શકતો નથી ..એ જીવીને શું કરશે ?'

તારાઓ આંખમીચકારા કરતા વાતોએ વળગ્યા. માનવ માનવીનો તિરસ્કાર સહન ન કરી શકે! તે કુદરતના તિરસ્કારને પણ શા માટે સહી લે?

અશ્વિને નિશ્ચય કરી દીધો. જે માટે તે અહીં આવ્યો હતો તે સિદ્ધ કરવામાં થતી વાર તેની અપાત્રતામાં વધારો કરતી હતી. તેણે ધોતિયાના છેડા વડે પગ બાંધ્યા. હાથ બાંધવાની જરૂર પણ તેને લાગી. તેને તરતાં આવડતું હતું. પાણીમાં પડયા પછી તરવારની વૃત્તિ થઈ આવે તો ?

પણ પોતાને જ હાથે હાથ કેમ બંધાય ? એ ગડમથલમાં તો આખી રાત વીતી જાય.

'હા ! મરતાંમરતાં પણ દુર્બળતા ! બહાદુરીથી મરી પણ ન શકાય? હું તો વગર બંધને જ પ્રાણ છોડીશ.'

અશ્વિને પગનું બંધન છોડી નાંખ્યું. સ્થિરતાથી તેણે આગળ પગલું ભર્યું. પાણી કાંઈ દૂર ન હોતું. પાસે ઊંડાણ ઓછું જ હોય. સહજ પાણીમાં ચાલીને ઊંડાણ ખોળવાનું હતું. પાણીમાં તેણે પગ મૂક્યો, અને સરવરમાં ન્હાતા તારલાઓ હિલોળે ચઢ્યા. ક્ષણભરમાં તેણે આખું જીવન યાદ કર્યું. નોકરી ન આપનાર સાહેબ અને તેને હસનાર તેના સુખી પડોસીઓ પત્યે પણ અત્યારે ક્ષમાની કુમળી લાગણી અનુભવી. એકધારી શાંતિમાં તે પગલાં મૂકતો હતો.

'આ જ સ્થળે મૃત્યુએ પાણીમાં પ્રવેશ કર્યો હતો. હું પણ ત્યાં જ પહોચી જાઉં.'

તેણે બેત્રણ ડગલાં આગળ ભર્યાં. જળ કમાનો બનાવી અશ્વિનને આવકાર આપતું હતું. તેણે ચારે પાસ નજર નાંખી અને હમણાં જ અલોપ થવાની સૃષ્ટિને તેણે એક વાર ફરીથી જોઈ લીધી. સૃષ્ટિ પણ

માનવીના—અલ્પ માનવીના—આ કાર્યને ગંભીરતાથી જોઈ રહી હતી. આકાશના તારાઓ પણ જરા ઝાંખા બની ગયા હતા. મૃત્યુને સ્વસ્થતાથી ભેટતા યુવકે મગરુરીથી મૃત્યુપ્રવેશના સ્થાન તરફ જોયું.

ત્યાં શું ચમકતું હતું ?

એ સ્થળ તો ખાલી નથી! ત્યાં તો કાંઈ ચમકે છે! કોઈ સૌન્દર્યનો ટુકડો રૂપેરી પ્રકાશમાં આછુંઆછું નાચે છે!

એ શું હતું ?

કુમુદનું પુષ્પ! જળ ઉપર ખીલીને તરતું ડોલતું એ સરસૌન્દર્ય ચમકતું પણ હતું! શાથી ?

તળાવ ઉપરની ઘટા પાછળ ચંદ્રોદય થયો. તેનું એક કિરણ વૃક્ષોની ડાળીઓ વિંધી, પોયણા ઉપર હસતુંહસતું પડી, પોયણાને હસાવતું હતું. પૃથ્વીને પૃથ્વીપાર રહેલા પદાર્થો સાથે સાંધતી પ્રકાશદોરીઓ કોણ ઝાલતું હશે? ઉપર ચઢતા ચંદ્રમાં કોઈ અદ્‌ભુત પુરુષનો તેને ભાસ થયો.

જીવનવિહીન ચંદ્ર! એમાં પુરુષ કેવો? કદાચ મૃત જીવ ચંદ્ર બની જતો હોય તો ?

શીતળ પવનની લહરી તેને કંપાવી ગઈ. ચંદ્રતેજ ઝીલતા સરવરનાં પાણી ચમકચમક થવા લાગ્યાં. અને એ પાણી ઉપરનું પોયણું તારાની પાંદડીઓસમું લહરી સાથે નાચવા લાગ્યું. આખી સરવરની સૃષ્ટિ આમ જ નાચતી હતી. વૃક્ષોને પાનેપાને તેજ રસાયાં. ઘટાઓની ઘેરીકાળી રેખાઓ બદલાઈ ગઈ, અને ડાળીઓની ચાળણીમાંથી ગાળીગાળીને તેજ પીતાં વૃક્ષો પ્રફુલ્લ બની હસી રહ્યાં.

અને પેલો દૂરથી ડોકિયાં કરતો વડ? એ પણ ઝગઝગ હસી રહ્યો હતો. મધ્યાહ્નના પ્રખર તાપમાં ઘેરી છાયા ફેલાવતા ગંભીર વડને ચંદ્રની ચાંદની હસાવી શકી.

'હું યે કેમ ન હસું ?'

અશ્વિન હસ્યો. સૃષ્ટિએ તે હાસ્યનું પ્રતિબિંબ પાડયું. સૃષ્ટિ રૂપાળી તો છે જ. જીવન એવું રૂપાળું કેમ નહિ હોય ?

કુસુમ ખડખડ હસી પડયું. જાણે તે કહેતું ન હોય :

'કોણે કહ્યું કે જીવન રૂપાળું નથી ?'

અશ્વિન કુમુદને નીહાળી રહ્યો. કુમુદ ઉપર કોઈ આકૃતિ રચાતી હતી. કોઈ સ્ત્રી હતી કે શું ? ખરે, અશ્વિને કુમુદમાંથી એક મહા સ્વરૂપવાન, મહા દેદીપ્યમાન સ્ત્રી પ્રગટ થતી જોઈ. એનામાં કુસુમની મૃદુતા હતી, તારાનો ઉલ્લાસ હતો અને કમળાલક્ષ્મીનું વાત્સલ્ય હતું.

કમળ ?...લક્ષ્મી ?...તેને પેલી આર્ય કથા યાદ આવી. કમળમાંથી લક્ષ્મીનો ઉદ્ભવ ! પણ આ તો કુમુદ છે–પોયણું છે ! એમાંથી લક્ષ્મી કેમ જન્મે ?

કેમ ન જન્મે ? કમળ પણ પંકમાંથી થાય અને પોયણું પણ પંકમાંથી થાય. બન્ને પંકજ ! એકમાંથી લક્ષ્મી જન્મે તો બીજામાંથી...

'ગ્રામલક્ષ્મી !'

એકાએક તેનાથી બોલાઈ ગયું. પોયણા ઉપર વિરાજેલી દિવ્ય મૂર્તિએ એ નામનો જાણે સ્વીકાર કર્યો હોય એમ અશ્વિનને લાગ્યું.

કોણ કહે છે કે ગામડાં કુરૂપ છે ? ચાંદનીમાં ગામડું નંદનવનસમું સુન્દર બની જાય છે. ગામડાંની વૃક્ષરાજી, ગામડાંનાં સરોવર, ગામડાંનાં હરિયાળાં ખેતર, ગામડાંની મોકળાશ–એ બધાં સૌન્દર્યઅંગો ગામડાંની બહાર કયાં જોવા મળે એમ છે ? શહેરના કૃત્રિમ બગીચા, અટપટા ફુવારા, સાંકડાં સ્થળ, અને સૂકી જમીન–એમાં કયું સૌન્દર્ય રહેલું હશે ? શહેરનિવાસી ઇજનેર બનવાનાં સ્વપ્ન સેવી રહેલા અશ્વિને ગ્રામસૌન્દર્ય નજરે નજર જોયું અને અનુભવ્યું. રાતની ચાંદનીએ બતાવેલું સૌન્દર્ય દિવસે ન ખેંચી લવાય ?

'ગામડાંમાં રહે તો બધું યે થાય !'

સંગીતસરખો અવાજ તેને કાને પડ્યો. એ શું ગ્રામલક્ષ્મી બોલ્યાં ? વિચારમાંથી જાગી તેણે પોયણા ભણી જોયું. લક્ષ્મીની વરદ મૂર્તિ હજી ત્યાં જ હતી.

'ગામડામાં રહું તો મારું ભાવી સંકોચાઈ જાય !' અશ્વિનના મનમાં શંકા ઊપજી.

'કાદવમાંથી કુમુદ અને કુમુદમાંથી લક્ષ્મી એ ગ્રામ્ય પ્રકૃતિની ઘટના. એ પ્રકૃતિને તારી બનાવ. ભાવિ આ આકાશસરખું વિશાળ બનશે.'

પ્રકૃતિમાંથી તેણે એ શબ્દો સાંભળ્યા. એ શબ્દો તેણે ગોખ્યા.

'પણ...પણ...મારું પોષણ...?' તેના હૃદયમાં પ્રશ્ન ઉદ્ભવ્યો.

'માગ પોષણ ભૂમિ પાસે! ભૂમિ કોઈ ને ભૂખે નહિ મારે!' કોઈએ જવાબ આપ્યો.

'એ કેમ બને?'

'જમીનમાં પોષણના ભંડાર ભર્યા છે. હાથ હલાવ એટલે એ ભંડાર આપોઆપ ખૂલી જશે.'

અશ્વિન સ્થિર બની ગયો. તે કોઈ આકાશવાણી સાંભળતો હોય એમ સ્તબ્ધ બની ગયો દેવી સાચો આદેશ આપતી હતી.

આ ગ્રામલક્ષ્મીનો ભર્યોભર્યો વૈભવ છોડી શહેરના લૂખા, સૂકા, આડંબરભર્યા ચળકાટવાળા વાતાવરણમાં જનાર ભણેલાઓ શું મોટી ભૂલ નથી કરતા?

'હું તો અહીં જ રહીશ. પંકજમાંથી પંકજ સર્જીશ, અને પંકજે-પંકજે ગ્રામલક્ષ્મી પધરાવીશ.' અશ્વિને નિશ્ચય કર્યો. દૂરથી પાછો ઘુઅડનો આછો ઘૂત્કાર તેણે સાંભળ્યો.

'પણ હું તો અહીં મૃત્યુ પાછળ આવ્યો હતો!' તેને યાદ આવ્યું.

'ભૂલા પડ્યા કે શું અશ્વિનભાઈ!' પાછળથી કોઈ માનવીનો અવાજ આવતાં તે મૃત્યુને પણ ભૂલ્યો.

'ના.' અશ્વિનથી બોલાઈ ગયું. તેણે બોલતાંબોલતાં પોયણા તરફ જોયું. માનવીનો અવાજ અડકતાં ગ્રામલક્ષ્મી હસતાંહસતાં પોયણામાં ઊતરી અદૃશ્ય થઈ ગયાં.

'ત્યારે અહીં ક્યાંથી? અત્યારે?'

'આ પોયણું લેવા આવ્યો હતો,' અશ્વિને જવાબ આપ્યો.

ચાંદનીએ રસેલી સૃષ્ટિ એવી ને એવી જ સુંદર હતી. પરંતુ અતિ-તંગ બની ગયેલા મનમાં પ્રગટેલી મૃત્યુ અને જીવનની મૂર્તિઓએ જે અગમ્ય સ્વપ્ન સરજાવ્યું હતું તે ઓસરી ગયું.

ખરેખર ઓસરી ગયું? ના. એ સત્ય દર્શન તરીકે તેના હૃદયમાં

જડાઈ ગયું. જાણે યોગીએ આંતરચક્ષુવડે જોયેલા ચિત્શક્તિના ચમકાર! પયગંબરે નીહાળેલો તેજભડકો! '

'હું તોડી આપું?' પેલા માણસે પૂછ્યું.

'ના. એ ત્યાં જ સારું દેખાય છે. એને તોડીશું તો આ દેખાવ બગડી જશે.'

ગામડાંમાં જન્મતાં કમળ અને કુમુદ ગામડામાં જ રહેતાં હોય તો? આજ તો ભારા બાંધીને શહેરમાં લાવી તેમને સહુ કોઈ વેચે છે. વેચતાં-વેચતાં તો તે કરમાઈને, કુસુમ મટી જાય છે; અગ્નિમાં બાળવાયોગ્ય કચરો બની જાય છે.

'મને ઓળખ્યો?'

'હા. તું તો મહેરૂને?' અશ્વિને જવાબ આપ્યો.

'તમે ઓળખ્યો તો ખરો! નાના હતા ત્યારે આપણે અહીં જ આમલીપીપળી અને વાઘબકરી રમતા હતા. યાદ છે?'

મહેરૂ એક કોળીનો દીકરો હતો. તેનો બાપ ગામમાં મજૂરી કરતો. મુખ્યત્વે લાકડાં ચીરવાનો તેનો ધંધો હતો. અશ્વિનની શેરી બહાર એક ઝૂંપડીમાં તે રહેતો હતો. બાપની સાથે મજૂરીમાંથી વખત મળે તેમાં નાનો મહેરૂ શેરીનાં બાળકો સાથે રમતો. બાળકોને ઉચ્ચનીચના ભેદ હોતા નથી એટલે ઊંચી કોમના અશ્વિનની સાથે નીચી કોમના મહેરૂને રમવામાં હરકત પડતી નહિ. નાનપણથી મહેરૂ મજબૂત હતો. સારરહિત ખોરાક ખાઈ ઊછરતો મહેરૂ, પૌષ્ટિક ખોરાક ખાતા ઉચ્ચ કોમોના બાળકો કરતાં વધારે સશક્ત અને વધારે ચપળ હતો. તે દોડતાં થાકતો નહિ, માર ખાતાં રડતો નહિ, ઝાડ પર ચડતાં ડરતો નહિ, તળાવમાં પડતાં ડૂબતો નહિ. શ્રેષ્ઠતાના ખ્યાલમાં ઊછરતા ઊંચી કોમના બાલકો રમતમાં તેને જ માથે દાવ નાંખતા, અને અનેક ઝીણાઝીણા અન્યાયો કરતા. પરંતુ રમતમાત્રનો શોખીન મહેરૂ એ કશાને ગણકારતો નહિ.

'હા, કેમ નહિ? આપણે કેટલું બધું ભેગા રમ્યા છીએ?' અશ્વિને જવાબ આપ્યો.

'પછી તો તમે ભણવા ચાલી નીકળ્યા. ભાઈ, બધા તો કહે છે કે તમે ખૂબ ભણ્યા. ચાલો, કોઈ દહાડો કામ લાગશો.'

'તને હું શું કામ લાગીશ? તારું નામ તો બધે જાણીતું થઈ ગયું છે; ભલભલા તારાથી ડરે છે.' અશ્વિને મહેરૂની વર્તમાન પ્રવૃત્તિને ઉદ્દેશી કહ્યું. મહેરૂ જબરજસ્ત ચોર અને લૂંટારા તરીકે આસપાસ પ્રસિદ્ધિ પામ્યો હતો એ અશ્વિનની જાણબહાર ન હોતું.

'કરમે લખાવી લાવ્યા હોઇએ એટલે એમાં પડયા. પણ અશ્વિનભાઈ, કોક દહાડો યાદ કરતા રહેજો.'

હિંદુસ્તાનના ચોરને પણ કર્મની ફિલસૂફી સમજાય છે!

'મહેરૂ, હજી તું પકડાયો નથી એ નવાઈ.'

'પકડાયલો તો બહુ યે વાર. પણ બધા ય ડરે. પોલિસના પૂરાવા ફરી જાય, એટલે મહેરૂ તો છૂટ્ટો ને છૂટ્ટો.'

'પણ પકડાતો હોઇશ ત્યારે પોલિસનો માર તો ખૂબ પડતો હશે.'

'પહેલાં તો ઢોરમાર મારતા. પણ પછી તો છૂટીને મેં એક હવાલદારનું નાક કાપી નાંખ્યું અને એક પોલિસને આખી રાત ઊંધે માથે લટકાવ્યો. હવે પકડાઉં તો યે કોઈ નામ દેતું નથી.' મહેરૂએ હસતાં-હસતાં કહ્યું. હવાલદારની કલ્પનાએ તેને હસાવ્યો.

'તું તો ભાઈ, બહુ ભયંકર! કોઈ દહાડો અમારી યે એવી દશા કરે!'

'અરે વાત છે, અશ્વિનભાઈ! ભેગા રમેલા તે ભૂલી જઇશું? જીવ જાય તો યે શું થયું?'

બાળકસરખી ક્રૂરતા અને નિર્દોષતાના મિશ્રણસરખો આ મહાચોર અશ્વિનને ગમ્યો.

ગામને પાદરે એક કૂકડો બોલ્યો.

'સવાર પડયું કે શું!' અશ્વિને પૂછયું.

'મળસ્કું થવા આવ્યું. ચાલો, હું મૂકતો જાઉં,' મહેરૂએ કહ્યું.

'તું કયાં જઇશ?'

'મારી છાપરીએ. સવારમાં ફોજદાર પાસે હાજરી ભરવી પડશે.'

'રાતમાં કયાં ગયો હતો?'

'આં જરા આમતેમ.' હસીને મહેરૂએ જવાબ દીધો. વાતો કરતા બંને જણ ગામ નજીક આવ્યા. અશ્વિન સાથેસાથે વિચાર કરતો હતો.

'આ મહેરૂ એ ગ્રામશૌર્ય અને ગ્રામસાહસની મૂર્તિ. લોકો અને સરકાર એને ચોર માની, ચોર કહી, તેની એક જ બાજૂ જુએ છે. એ ચોર મટી વીર બને તો?'

પંકમાંથી પંકજ બનાવવાની કલ્પના તેનામાં જાગ્રત થઈ આવી.

સરવરનું સૌન્દર્ય અને ચન્દ્રનાં અમૃત તે ગામમાં રેલાવવા પાછો આવતો હતો. એટલા માટે તેણે તો આકર્ષક મૃત્યુને પણ જતું કર્યું. એ જ ક્ષણે ગ્રામજીવનના એક અંશને તો તેણે જોયો. મહેરૂ ગામની ચોરવૃત્તિનો ખૂલ્લો પ્રતિનિધિ હતો. ચોરને ચોર મટાડી વીર કેવી રીતે બનાવાય?

'અલ્યા મહેરૂ, તું આ ધંધો છોડી દે તો કેવું?' અશ્વિને શેરી પાસે આવતાં જ પૂછ્યું.

'ધંધો છોડું તો ભૂખે મરું ને!' મહેરૂએ જવાબ આપ્યો.

સઘળા ધંધા પોષણ મેળવવા માટે જ થાય છે. પોષણ વગરનું એક પણ માનવી ન રહે તો જગતમાંથી ચોરી ઘણી ઓછી થઈ જાય. પણ એ બને કેમ? માનવજાતના પોષણની જવાબદારી કોણ માથે રાખે છે? રાજાઓ અને રાજકર્તાઓ ચોરી પકડવાની, ચોરી કરનારને શિક્ષા કરવાની પોતાની ફરજ માને છે. ચોરવૃત્તિના મૂળમાં રહેલા પોષણના અભાવને દૂર કરવાની કોઈની જ ફરજ આ જગતમાં દેખાતી નથી! એ દૂર ન થાય ત્યાંસુધી ચોરી કેમ અટકે? શિક્ષામાં સર્વદા અન્યાય જ રહેલો છે.

'પણ કાંઈ ઊજળો ધંધો કરતો હો તો?' અશ્વિને તેમ છતાં પૂછ્યું.

'ધંધો એકે ઊજળો નથી, બાપા! એકેએક ધંધો ચોરીનો!' મહેરૂએ અન્ય ધંધાઓમાં છુપાયલાં ચોરીનાં તત્ત્વોને ઉદ્દેશી પોતાની પ્રામાણિક ચોરીનો બચાવ કર્યો, અને ત્યાંથી છૂટો પડયો.

પોષણના અનિશ્ચિતપણામાંથી સંગ્રહની વૃત્તિ જન્મ પામે છે, અને એ વૃત્તિ જેનેતેને ખેંચાખેંચી, ચોરી, લૂંટ અને ઠગાઈ—સ્પષ્ટ કે સુધરેલી—કરવા પ્રેરે છે.

આ તો આખા જગતનો પ્રશ્ન! એકલવાયું ગામ અગર એકલવાયો વિચારક એમાં શું કરી શકે? પહેલું જગત સુધરે કે ગામડું? આંતરરાષ્ટ્રીય જગતપ્રશ્નો એક ગામડાના પ્રશ્નના ઊકેલમાં કેવું મહત્ત્વનું સ્થાન લે છે એનો અશ્વિનને સહજ ખ્યાલ આવ્યો.

'હું ગામમાં જ રહીશ,' તેણે નિશ્ચય કર્યો.

શેરીમાં પ્રવેશતાં બરોબર તેણે કાંઈ કોલાહલ સાંભળ્યો. પ્રભાતના આછા અજવાળામાં લોકો આમતેમ ફરતા તેણે જોયા. એકએ ફાનસો પણ ફરતાં લાગ્યાં. તે વિચારમાંથી જાગ્રત થયો.

'શું હશે?'

તે ઝડપથી આગળ વધ્યો.

ગ્રામલક્ષ્મી : ભાગ ૧

### પ્રશ્નો

૧ શ્રીરમણલાલ દેસાઈકૃત ગ્રામલક્ષ્મી નવલ તમે વાંચી છે? વાંચી હોય તો અશ્વિનના પાત્રનું નિરૂપણ કરો.

૨ અશ્વિન શા માટે રાતે નીકળી પડયો છે?

૩ 'મનુષ્યે ગમે તેવા દુઃખથી હારી આપઘાત કરવો નહીં' એ વિષય ઉપર તમારા અભિપ્રાય આપો.

૪ ગ્રામલક્ષ્મી એટલે શું? એ શબ્દ લેખક કયા અર્થમાં વાપરે છે? એ શી ભાવના રજુ કરે છે?

૫ 'ગ્રામસુધારણા' એ વિષય ઉપર એક ટૂંકો નિબંધ લખો.

૬ મહેરના પાત્રનું આલેખન કરો.



# લીલાવતી મુનશી

**[ જન્મ વિ. સં. ૧૯૫૫ : ઈ. સ. ૧૮૯૯ ]**

[ **શ્રીલીલાવતી કનૈયાલાલ મુનશીનો જન્મ ૧૮૯૯ માં અમદાવાદના વિશા-શ્રીમાળી જૈન ગૃહસ્થ કેશવલાલ વીરચંદ ચાલીસહજારાને ત્યાં થયો હતો.**



એમની માતાનું નામ મોતીકુંવર. એમના નપણમાં જ એમનાં માતાપિતા સ્વર્ગવાસી થવાથી એમને મોસાળ સ્વર્ગસ્થ શેઠ વીરચંદ દીપચંદને ત્યાં એ ઊછરેલાં એમની બાલ્યાવસ્થા થોડીક અમદાવાદમાં ને મોટે ભાગે મુંબાઈ, સોલાપુર, વગેરે સ્થલોમાં વીતેલી.

જૈનસંપ્રદાયના ધાર્મિક જ્ઞાન ઉપરાંત એમનો રીતસર અભ્યાસ માત્ર પ્રાથમિક શાળાનાં ચારેક ધોરણોનો હતો. પણ અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યનો એમનો ગૃહશિક્ષણનો અભ્યાસ વિશાળ, વ્યાપક ને લાંબા વખતનો છે.

એમણે પ્રકૃતિ સંગે બહુ જ સખીપણાં કર્યાં છે. એમનું વાચન વિશાળ છે. સાહિત્ય ઉપરાંત ચિત્ર, સંગીત અને વાદનકલાઓનાં પણ એ ઊંડાં અભ્યાસક છે. સમાજસેવા અને રાષ્ટ્રસેવામાં એ જ્યાંત્યાં રસપૂર્વક અગ્ર ભાગ લે છે.

લીલાબહેન એક કવયિત્રી પણ છે. એમની આરંભની કવિતાઓ ‘ સુંદરીસુબોધ ” અને “ વસંત”માં કેટલીક પ્રસિદ્ધ થઈ હતી.

એમને પ્રવાસનો ભારે શોખ છે. કાશ્મીર ને લંકાના પ્રવાસે એમના ઉપર જબ્બર અસર કરી સૌંદર્યસંસ્કાર અર્પેલા. “ કાશ્મીરની મારી નોંધપોથી ” (૧૯૨૦) આ બાબતની સાક્ષી પૂરે છે. “ ચર્ચાપત્રો” થી ત્યાર પછી જાહેર માસિકોમાં ઘણું કરીને “ સમાલોચક ” માં એમણે લખવાનું શરૂ કર્યું.

એમણે “ રેખાચિત્રો ” “ ગુજરાત ” માસિકમાં રજૂ કર્યાં છે. આ પછી નવલિકા, નિબંધો કે નાટકનું નિયમિત લેખન એક પછી બીજું એમણે ચાલુ રાખ્યું હતું.

૧૯૨૫ માં એમની કૃતિઓનો સંગ્રહ “ રેખાચિત્રો અને બીજા લેખો ” પ્રસિદ્ધ થયો. એ જ વર્ષમાં એ યુરોપને પ્રવાસે જઈ આવ્યાં.

ગુજરાતી સ્ત્રીપુરુષોનાં એમણે આલેખેલાં રેખાચિત્રો એમના સૂક્ષ્મ અવલોકનનું પરિણામ છે. એમનામાં જોવાની અને તેને સાહિત્યમાં વાસ્તવિકતાથી સરજવાની કલા છે. એમનાં રેખાચિત્રોનાં પાત્રો સ્પષ્ટ અને જીવંત છે.

એમનાં સ્ત્રીપાત્રોમાં એમના નવયુગની સ્ત્રીઓ છે. દેવી પાત્ર "પાર્વતી" લો કે મહાભારતીય "દ્રૌપદી" લો, એમાં એમના આદર્શો એ આલેખે છે. પુરુષજીવન ને સ્ત્રીજીવન વચ્ચે રહેલી અસમાનતા એમને હાડોહાડ સાલે છે.

એમની નવલિકાઓમાં એમની નારીજાતિની વ્યર્થ વીતતી, કરુણ, અનાથ કે ભગ્નમનોરથ દશા આલેખી એ એમની વકીલાત કરે છે. "પાંચપત્રો" એ નવલિકામાં એ કરુણરસની અવધિ કરે છે.

૧૯૨૬ માં એમના દેહલગ્નના પતિનું અવસાન થયું. તે વર્ષમાં એમણે શ્રીકનૈયાલાલ મુનશી સાથે સાહિત્યાદર્શોની સિદ્ધિ અર્થે પુનર્લગ્ન કર્યાં.

ગઈ રાષ્ટ્રીય ચળવળમાં પણ એ જેઈલનિવાસી થઈ આવ્યાં છે. જેઈલમાં લખેલાં નવાં રેખાચિત્રો એમના એ સાહિત્યપ્રકારના વિકસેલા નમૂના છે.

મુંબાઈની મ્યુનિસિપાલિટી, ધારાસભા, યુનિવર્સિટીના બૉર્ડ ઑફ ગુજરાતી સ્ટડીઝનાં એ લોકપ્રિય સભ્ય છે. એમની પ્રવૃત્તિઓ અનેક છે.

**સાહિત્યકૃતિઓ** : રેખાચિત્રો, જીવનમાંથી જડેલી, કુમારદેવી વગેરે. ]

## લંડનથી પત્ર

રા. રા. ભાઈ શંકરપ્રસાદ રાવલ,

ભાઈ કાંતિલાલ પંડ્યાના સ્વાગતની વિધિપૂર્વક અમે લંડનમાં આવી પહોંચ્યાં છીએ એ તો તમે ક્યારનું યે જાણ્યું હશે. અમે આવ્યાં તે રાત લંડનના પ્રમાણમાં તો ઘણી નિર્મલ કહી શકાય. સેસિલ હૉટેલના છજામાંથી અમે ટેમ્સના દીવા નદીમાં તરતા જોયા અને ડોકીઆં કરતા ઉડુગણને મેં સાક્ષરોની સંગતિમાં હોવાથી સાક્ષરી રીતે વખાણ્યા. પણ ભૂખ લાગી હતી એટલે તે વખતે ન કવિતાના ભણકાર સંભળાયા કે ન આત્માની વીણાઓ વાગી. લંડનશહેરની આવી સરસ રાત ક્ષુધાને શાંત કરવામાં, પરસ્પરની ખબરો પૂછવામાં અને વિગતો અને સગવડોની અરસિક વાતો કરવામાં ગૂમાવી દીધી. અરેરે !......

આવીને ત્રણ દિવસ તો અમે સત્યાગ્રહ કર્યો. ભડકશો નહીં! ત્રણ દિવસ કાંતો હૉટેલમાં બેસી આરામ લેવાનો કે કંઈ પણ જોવાના બહાના વિના

ટૅક્સિમાં બેસી આમતેમ રખડી આવવા સિવાય કંઈ પણ ન કરવાનો અમે નિશ્ચય કર્યો. અને જાણીને આનંદ પામો કે તે અમે બરાબર પાળ્યો. તે પછી કંઈ માણસ બન્યાં હોઈએ એવાં લાગીએ છીએ. એ ત્રણ દહાડામાં ઘણામાં ઘણું કામ કર્યું હોય તો રવિવારે પટની જમવા જવાનું, કાંતિલાલને ત્યાં તે આખો દિવસ ગુજરાતીઓના સહવાસમાં ગાળવાનું અને ભૂલાભાઈ દેસાઇને મળી આવવાનું કર્યું. સિનેમા જોયા તે વધારામાં. તમે કહેશો કે શું સરસ !

અમારી સેસિલ હૉટેલ સ્ટ્રૅન્ડના મધ્યભાગમાં ચૅરિંગક્રૉસસ્ટેશનથી થોડે જ દૂર આવેલી છે. સ્ટ્રૅન્ડ એટલે લંડનનો સૌથી ધમાલવાળો ભાગ. હૉટેલનું કંપાઉંડ છોડી બહાર નીકળીએ કે બસ અને ટેક્સિ ને લોકોના ઊછળતા પ્રવાહમાં ક્યાં યે ગૂમ થઈ જવાય. સ્વ. ગોવર્ધનરામની " મચી રહ્યો કોલાહલ આજે ! દશે દિસ ગાજે ! " એ પંક્તિઓ જુદા રૂપે વિરાટ વિશ્વના કોલાહલને બદલે સ્ટ્રૅન્ડના કોલાહલમાં ભળી જતી હોય એવી લાગે છે. અને એમાં યે ઊંડાંઊંડાં ડૂબી જવાય છે.

અહીંઆં દરેક માણસ આ કોલાહલની વચ્ચે વસે છે. છતાં એનાથી એ ઘણા જ દૂર હોય છે. આખી જિંદગી તે એક ઠેકાણે ગાળે છે. છતાં સામે બારણે કોણ રહે છે એ જાણવાની તક તેને ભાગ્યે જ મળે છે. દરેક માણસ એટલો આત્મનિમગ્ન હોય છે કે એ નથી કોઇનો વિચાર કરતો, નથી કશાની પરવા કરતો કે નથી કોઇને પોતાના વર્તુલમાં આવવા દેતો. સૌ પોતપોતાના તાનમાં મસ્તાન રહે છે.

અંગ્રેજો સામાન્ય રીતે અતડા અને ગંભીર હોય છે. અભિમાની તો છે જ. અને તેને લીધે પ્રતિબંધ વિના એમનાથી કંઈ કાર્ય થઈ શકતું નથી. નિયમો અને કાયદાઓને એ બહુ આગ્રહપૂર્વક વળગી રહે છે. દરેક વસ્તુનું સ્વરૂપ (form) સાચવવામાં એ બહુ સાવધ રહે છે. ધંધો કરવામાં એ વ્યવસ્થા સાચવશે. કાગળ લખવામાં યે પદ્ધતી વિના એમનાથી ડગલું નહીં ભરાય. ઓળખાણ કે વાત કરવામાં એ આચાર કે મર્યાદાને વિસરી નહીં જાય. રમત રમવામાં યે એ ક્રમને બરાબર સાચવવાના. એમનાં આનંદ કે તોફાન પણ વિધિઅનુસાર જ થવાનાં. ઇંગ્લિશમૅનની સ્વતંત્રતાની બડાઈ આ 'form' ના ભૂત પાસે કંઈ કામની નથી.

આ દેશમાં પૈસા વિનાનો માણસ ગુનેહગાર કરતાં વધારે સારો મનાતો હોય એમ લાગતું નથી. આપણા દેશમાં દારિદ્રય વધારે છે તેથી આપણે તેને કીર્તિમાન બનાવ્યું છે. આ દેશમાં સમૃદ્ધિ વધારે છે તેથી લક્ષ્મીદેવીની પૂજામાં દરિદ્રીઓનાં ખાલી થાળ જોઈ એમનાથી તિરસ્કાર સંતાડાતો નથી. એમની સભ્યતાની વ્યાખ્યા એવી વિશાલ છે કે એ તિરસ્કાર ઉપર પણ એ લોકો એનાથી ઘણો ઢોળ આપી શકે છે.

સારી રીતે 'ડાન્સ' કરવો એ સદ્ગુણી થવા કરતાં યે આ દેશમાં વધારે જરૂરનું છે. સારું ડિનર (ભોજન) ખાવું એ સારા ડહાપણની નીશાનીરૂપ અહીંઆં ગણાય છે. મુદ્દાસર અને ભૂલ વિના વાત કરનારને લાયકાત માટે બીજા પ્રમાણપત્રની જરૂર નથી પડતી. અને દરેક માણસને પોતે કંઈક છે એવું અંતરનું ભાન હોય છે.

ધર્મથી બીજા નંબરનું સ્થાન અહીંઆં સ્વચ્છતાને મળે છે. Cleanliness is next to Godliness (સ્વચ્છતા એ પ્રભુતાથી બીજે પદે છે) એ આ લોકોનું સૂત્ર દેખાય છે. ધર્મને એક આસન પર બેસાડી સ્વચ્છતાને એની પાસે 'ફૂટસ્ટૂલ' પર ગોઠવી કોઈ કલાકાર એને દેવળમાં મૂકે તો ધર્મના ગૌરવમાં એથી જરૂર વધારો થાય એવો મારો નમ્ર મત છે. દુનીઆને એ રીતે એક નવો દેવ પણ મળે.

ડિનરથી સહેજ ઊતરતી અગત્ય અહીં છાપાંને અપાય છે. છાપાં એ આ લોકોનો માનસિક ખોરાક છે. એક વાર ગટર આગળ પડેલા ગંદા છાપાને ઊંચકીને ઘડી વાળી સમારીને વાંચતો એક માણસ જોયો ત્યારે જ એની ખરેખરી અગત્ય તો સમજાઈ. શું આ લોકો! એ કોઇની જોડે ભળતા નથી છતાં આખી દુનીઆની ખબર રાખે છે. પોતાને સૌથી મોટા માને છે છતાં નાનામાં નાનું કામ કરતાં યે શરમાતા નથી.

પણ તમે કહેશો કે અંગ્રેજો માટે મારો પક્ષપાત કંઈ ઘણો વધી પડ્યો લાગે છે! હું એ લોકોને વખાણું છું. પણ મારાથી એ તદ્દન જુદા છે એ હું વિસરી જતી નથી. એમનો સત્તાનો લોભ એમનાથી ઘડીભર વિસરાતો નથી. એમના સામ્રાજ્યના રથમાં કચડાઈ જતા લોકોનો ગૂંગળાટ એમની કીર્તિનાં ચિહ્નો જેમજેમ વધારે જોઇએ છીએ તેમતેમ

વધારે સ્પષ્ટતાથી સંભળાય છે. ભારતવર્ષ ત્યારે જેટલું સાંભરે છે તેટલું બીજી કોઈ વખત નથી સાંભરતું.

પણ આ તો ઘણું ગંભીર થઈ ગયું ! જરા વાત બદલીએ.

રોજ ને રોજ દહાડામાં બે વાર ડ્રેસ કરવાનો ધર્મ પાળવો એ અમારા પર ઘણો મોટો જુલમ હોય એમ અમને લાગે છે. માંહોમાંહે રોજ એ સામે વાંધો ઊઠાવીએ છીએ છતાં દરરોજ તેટલી જ સંભાળપૂર્વક ડ્રેસ કરવાની કુટેવમાંથી અમે મુક્ત થઈ શક્તાં નથી. નાટકમાં જેમ રાજારાણીઓ સારાંસારાં કપડાં પહેરી રંગભૂમિ પર આવે છે અને બેચાર ગાયન ગાઈ જાય કે નાટકનાં સુખદુઃખ પ્રમાણે હસી કે રડી જાય તેમ અમે રોજ ભપકાબંધ કપડાં પહેરી ડિનરટેબલ પર અમારી હાજરી આપવાનું મહાકાર્ય કરીએ છીએ અને ટૅક્સિમાં બેસી દોડાદોડ કરવાનો અમારો ભાગ ભજવીએ છીએ. હિંદુસ્તાનની વાતોમાં છેવટે ' ખાધું', પીધું અને રાજ્ય કીધું', આવે તેમ અમારી વાતમાં પણ રોજ ખાઇપીને મજાહ કરવાનું આવે છે. સરસ કેની ?

પણ આવી જિંદગી ઘણા દહાડાની હોય તો મને તો માફક ન જ આવે એની મને ખાતરી છે. રોજ ભપકો મારવો, નાટક જોવા જવું અને ટૅક્સિમાં દોડાદોડ કરવી એ ઘણું સરસ થોડા વખતને માટે તો જરૂર લાગે. મુંબાઈમાં યે કારમાં બેસી બાઈસાહેબ થવાનું મને ઘણીવાર ગમે છે, પણ તેના કરતાં યે વધારે નેપીઅનસી અને તોપખાનાના દરીએ એકલું આથડવાનું કે અમદાવાદના કોચરબનાં ખેતરોમાં દૂરદૂર વાડોમાં ને પગથીઓમાં થઈ રખડવાનું મને વધારે ગમે છે. આ લોકોની રીતે સંસ્કારી થવાની આશા તો મેં ક્યારની યે મૂકી દીધી છે. " Hopeless case !" લાગે છે ને ?

આ અઠવાડીઆમાં અમે લંડન જોવાનું ક્યારનું યે શરુ કરી દીધું છે. સાથેસાથે જાતજાતના ડૉકટરોનાં દર્શન પણ ઘણુંખરું કરવા નાં જ હોય છે. એક સ્પેશ્યાલિસ્ટ કંઈ ને કંઈ નવું દરદ કે પોતાના જ્ઞાનબહારનો પ્રદેશ જરુર શોધી કાઢે છે અને એના કહ્યા પ્રમાણે ધકેલાતાં હોઇએ એમ અમે બીજાને ત્યાં જઇએ છીએ. અને વિધિએ એના નામની

અનામત મૂકેલી ગિનીઓ આપી દરેકનું પૂર્વજન્મનું ઋણ અદા કરીએ છીએ. અમારે માટે મુંબાઈના કોઈ પણ ડૉકટર માટે હવે કંઈ પણ અભિપ્રાય આપવાનું બાકી રહેતું હોય એમ લાગતું જ નથી. રહે તો તો ઢાંકણીમાં પાણી નાંખીને બૂડી મરવું પડે!

ચાલો, આજ તો ઘણું મોડું થયું. અહીંઆં શું જોયું તે વિષે તો આવતા મેઈલમાં લખી શકીશ.

સૌ. અતિલક્ષ્મીબહેન અને શ્રીમુનશીએ તમને સ્મરણ કહાવ્યાં છે.

ચિ. બાળા ગિરનાર ગઈ છે કે નહીં તે લખશો. એ જ.

લિ. **લીલાવતી**ના વંદેમાતરમ્.

૨

લંડન, તા.... ... ...

રા. રા. ભાઈ શંકરપ્રસાદ,

મોટા માણસના અભિપ્રાયોથી દોરવાવાનો લહાવો તમે કદી અનુભવ્યો છે? જિંદગીમાં લગભગ દરેક જણને એની સરખામણીમાં મોટા લાગતા મનુષ્યોની શીખામણનો લાભ અમૂલ્ય છતાં વિના મૂલ્યે મળે છે. અમને એવો લાભ મળ્યો છે અને તમને એમાંથી કંઈ જાણવાનું મળશે જાણી એ અભિપ્રાયોનો લાભ તમને પણ હું આપું છું.

સૌથી પહેલાં તો લંડનમાં આવી કયાં કયાં નાટકો જોવાં તેમાં અમે એક મોટા માણસની સલાહ માગી. ગેઇટીની જેસી કોલિન્સનાં એમણે એટલાં વખાણ કર્યાં કે અમે સૌથી પહેલાં એના જ દર્શનથી અમારી નાટક જોવાની કારકીર્દી શરુ કરી. પણ અભિનય અને સૌંદર્યની અમારી ભાવના એટલી લાડકી થઈ ગઇ છે કે મોટા માણસના અભિપ્રાયનો સબલ ટેકો હોવા છતાં એણે અમારું કહ્યું માન્યા વગર અસંતોષ જ દર્શાવવા માંડ્યો અને અમે એને કોઇ પણ રીતે મનાવી શકયાં નહીં.

એક બીજો દાખલો. લંડનનું સેંઈટ પૉલનું દેવળ એ સ્થાપત્યનો એક સરસ નમૂનો ગણાય છે. અને રોમનું સેઇંટ પિટરનું દેવળ કલા અને ભપકાનું એક અપૂર્વ સંમેલનસ્થાન લેખાય છે. લંડનના સેઇંટ પૉલને જોયા વિના એક મોટા માણસ પાસે સેઇંટ પિટરનાં ઘણાં જ

વખાણ કરવાની અમને કોણ જાણે શાથી મતિ સૂઝી ? " અરે ! સેઈંટ પૉલ આગળ સેઈંટ પિટર તો કંઈ હિસાબમાં નહીં ! તમે હજી સેઈંટ પૉલને જોયું નથી તેથી જ સેઈંટ પિટરનાં આટલાં વખાણ કરો છો. " થયું. મોટા માણસના અભિપ્રાય સામે ઉત્તર આપવાની અમારી હિંમત તો ક્યાંથી હોય ? અને તે યે સેઈંટ પૉલને જોયા વિના ? તે પછી, સેઈંટ પિટર કરતાં યે અદ્‌ભુતતામાં ચડી જાય એવા સેઈંટ પૅાલને જોવા ઉત્સાહથી ધ્રુજતાંધ્રૂજતાં અમે એક સવારે નીકળ્યાં. સેઈંટ પૉલના બારણામાં પેઠાં ત્યાં સુધી તો અમારો એ ઉત્સાહ પહોંચ્યો ; પછી અમે સેઈંટ પૉલ કેવી રીતે જોયું તે જાણવું છે ? થોડીવાર તો કોઇને કંઈ બોલવું સૂઝયું નહીં. પણ પછી તો દરેક ખૂણે ફરતાંફરતાં ' આ...સેંઇંટ પિટરજેવું નહીં, પેલું...નહીં ' એમ કરતાંકરતાં આખું દેવળ પૂરું કીધું. સેઈંટ પિટર સાથે સરખામણી ન થઈ હોત તો સેંઇંટ પૉલને ઘણી સરસ રીતે અને વખાણીને જોઈ શકાત. એક બંડખોર કલ્પના ઘણું યે ના કહેવા છતાં આવ્યા વિના રહી નહીં : મોટા પેલા માણસે સેંઇટ પિટર જોયું હશે ખરું ?

અમે અત્યાર સુધીમાં વિંડસર કૅસલ, વર્જિનીઆ વૉટરફૉલ્સ, હૅમ્પ્ટન કૉર્ટ, મૅડમ ટુસોનું મીણનાં પૂતળાંનું પ્રદર્શન, પાર્લમેંટ હાઉસ, વેસ્ટમિન્સ્ટર એબી, હાઈ કૉર્ટ, વગેરે વગેરે, જોઈ આવ્યાં છીએ.

એક વખત ઇસ્ટ એંડમાં ગયાં હતાં. શ્રીમુનશીનો એને માટે એવો અભિપ્રાય છે કે ઇસ્ટ એંડમાં વસતો લોકો આપણા મજૂરો કરતાં યે વધારે દુઃખદ દશામાં રહે છે. અને જો કે હિંદના પ્રમાણમાં અહીંના મજૂરોની આવક અને તેમને માટેની સગવડો વધારે હોય છે ખરી, પણ અહીંની જિંદગીની જરુરીઆતો અને સખત થંડી જોતાં એમના દુઃખની તીક્ષ્ણતા એમને વધારે લાગે એ સ્વાભાવિક છે. હિંદુસ્તાનમાં મજૂરને ટાઢ પડે તો તડકામાં બેસવાનો સંતોષ સ્વાભાવિક રીતે જ કુદરતે પૂરો પાડયો છે. એમની ક્ષુધાનો સંતોષ બહુ થોડા વિધિથી અને અહીંના પ્રમાણમાં બહુ થોડા અનાજથી એ સાધી શકે છે. શ્રીમુનશીનો આ અભિપ્રાય ખરો છે એમ લાગવા જતાં કોણ જાણે કેમ મને આમના કરતાં આપણા મજૂરોના દુઃખનું પ્રમાણ ઓછું હશે કે નહીં એ વિષે શંકા લાગે છે. કુદરતી જરુરીઆતોને માણસ જ્યાં સુધી સંતોષી ન શકે ત્યાંસુધી

એને સરસ રીતે રહેવાનું કે મોજશોખ કરવાનું સૂઝતું નથી, અને આ લોકોનું તો રહેવાનું ધોરણ જ એટલું ઊંચું છે કે ઇસ્ટ એન્ડમાં યે બારી-બારણાં પર લેસના પડદા હોય તેવા આપણાં મધ્યમ સ્થિતિનાં ઘરોમાં યે એ વપરાતા નથી.

વેસ્ટ મિન્સ્ટર એબી એ ઈંગ્લૅંડનું ઘણું જાણીતું ને ઘણું માનીતું દેવળ છે. ત્યાં જેમનાં નામ બ્રિટિશ પ્રજાને સાચવવા જેવાં લાગ્યાં હોય એવા રાજ્યદ્વારીઓ અને લેખકો, કવિઓ અને વૈજ્ઞાનિકો, તત્ત્વવેત્તાઓ અને ઉમરાવો વગેરેના દેહ દાટવામાં આવ્યા છે કે કાં તો તેમના અવશેષો આણી સ્મારક ઊભાં કરવામાં આવ્યાં છે. ત્યાં દરેકના જુદાજુદા ખૂણા પાડ્યા છે, જેમકે કવિઓનો ખૂણો, લેખકોનો ખૂણો, રાજ્યદ્વારીઓનો ખૂણો, વગેરે વગેરે. સ્મારકો મૂકવામાં નથી કંઈ વગ કે ગોઠવણ. નાના ઘરમાં ઘણી વસ્તુઓ એકઠી થાય ને તેને જેમ ખડકાય તેમ અહીંઆં પણ થયું છે. બ્રિટિશ પ્રજાની માફક આ દેવળની સામટી અસર પણ ‘dignified but stiff and cold !’ (ગૌરવશીલ પણ અતડી અને ઠંડીગાર !) હોય એવી જણાય છે.

મૅડમ ટુસોનાં મીણનાં પૂતળાંના પ્રદર્શનને કલાની સફલતાનો નમૂનો કહી શકાય ઈંગ્લૅંડનાં જૂનાં રાજારાણીઓથી માંડીને હાલનાં રાજારાણીઓ, પ્રધાનો, મહાપુરુષો, રાજ્યદ્વારીઓ વગેરેની પ્રતિમાઓ એમાં છે. તેમ જ સીપાઇઓ, ખૂનીઓ, લૂંટારાઓ અને બીજા કેટલાક નાના-મોટા ઐતિહાસિક પ્રસંગોની રચના પણ એમાં કરી છે. દરેકનું ભાવપ્રદર્શન એવી ખૂબીથી કર્યું છે કે એને વખાણવાનું મન થયા વિના રહેતું નથી.

પણ હું દરેક સ્થલની વિગતોના વર્ણનમાં નહીં ઊતરું. વિંડસર કૅસલની ‘ડ્રાઈવ’ વખતનો સૂર્યાસ્ત ને વર્જિનીઆ વૉટરફૉલ્સ આગળ-નું રમણીય સ્થળ, તેમ ઈંગ્લૅંડના જનપદની સુંદરતા વગેરે વર્ણવવાને તો કોઇ કવિ જોઇએ. અને પાર્લમેન્ટ હાઉસમાં પેસતાં થતી ભવ્યતાની લાગણી અને ‘હાઉસ ઑફ કૉમન્સ’ના કસાઇખાનામાં હિંદનાં બકરાં કેમ રેંસાય છે તે બધું યે વર્ણવવાને કોઈ સમર્થ લેખક જોઇએ. હું એમાંની એકે નહીં એટલે કંઈ ન લખું તો એમાં કંઈ મારો વાંક નહીં.

અમે દર રવિવારે પટની જમવા જઈએ છીએ. પટનીને તો ભાઈ કાંતિલાલે એટલું પ્રખ્યાત કરી મૂક્યું છે કે તમે તો એ નામથી ક્યારના પરિચિત હશો. પણ પટનીની મારી થોડી વ્યાખ્યા પણ સાંભળવા જેવી છે. પટની એટલે ચટણી ખાવાનું સ્થલ. હિંદુસ્તાનની ગરમાગરમ અને સ્વાદુ રસોઈ માટે વખણાયેલું અને મિસ મિરટલને આશીર્વાદ દેવા યોગ્ય તો ખરું જ. રા. કુંવરજી નાયકે ત્યાં પાકશાસ્ત્રનો સંપ્રદાય સ્થાપેલો. રા. કાંતિલાલ પંડ્યાએ તેને પ્રખ્યાત કરેલું. અને હિંદી વિદ્યાર્થીઓ અને સહેલાણીઓને એટિકેટના ભૂત વગર મળવાનું એ સ્થાન. આટલામાં એકાદ મંદિર બંધાય તો હિંદી સંસ્થાન પૂરું થઈ શકે ખરું !

ભાઈ કાંતિલાલ સાથે એકંદરે અમે સારો વખત ગાળી શકીએ છીએ. પટનીનું ખરું આકર્ષણ તો એ જ છે. પણ અઠવાડીઆમાં એમને તો એક રવિવાર જ મળે. કદાચ એમના વખત ઉપર વધારે દબાણ તો અમે નહીં કરતાં હોઈએ એમ પણ લાગ્યા વિના રહેતું નથી. શ્રીમુનશી જશે એટલે મારે એમને વધારે ત્રાસ આપવો પડશે.

યુરોપના પત્રો

## પ્રશ્નો

૧ આ પત્રો વાંચીને તમે ઈંગ્લૅંડ ગયા હો તેમ તમારા મિત્રને પત્ર લખો.
૨ શ્રીલીલાવતી મુનશી અંગ્રેજો, તેમનાં દેવળો, ચોખ્ખાઈ અને કલારસિકતા વિષે શું કહે છે ?
૩ અંગ્રેજો વિષે લીલાવતી મુનશીના મન ઉપર શી છાપ પડી છે ?
૪ પટની એ શું છે ? એનું વર્ણન કરો.



# ચંદ્રવદન મહેતા

[ જન્મ વિ. સં. ૧૯૫૭ : ઈ. સ. ૧૯૦૧ ]

[ આપણું શિષ્ટ નાટકસાહિત્ય ખીલવવામાં નર્મદ, નવલરામ, રણછોડભાઈ, મણિલાલ, રમણભાઈ, કનૈયાલાલ મુનશી, વગેરેવગેરેએ પોતપોતાનો ફાળો આપ્યો છે. આ પછી શ્રીચંદ્રવદન મહેતાએ એમાં પોતાનો સંગીન ઉમેરો કર્યો છે. એમણે રંગભૂમિ ઉપર સફલતાથી ભજવાય એવાં આશરે ચાળીસેક નાટકનાટિકાઓ આલેખ્યાં છે. એ પોતે પણ રસજ્ઞ અભિનેતા છે અને નાટ્યકલા આયોજનનું બહુ જ વિગતવાર ને સૂક્ષ્મ જ્ઞાન ધરાવે છે. ગુજરાત માટે એક વિશિષ્ટ નાટકઘર સ્થાપવાના એમને ઊંચાઊંચા મનોરથ છે.]



[ જીવનપરિચય માટે જુઓ આ પુસ્તક પૃષ્ઠ ૭૪]

## અખો

[ અખા સોનીનું ઘર : દેસાઈની પોળ, અમદાવાદ. પાંચેક વર્ષ પછી. અખો એક ધ્યાનથી એરણ પર કંઠી ઘડી રહ્યો છે. ]

અખો : [ એકલો ગણગણે છે. ]

'ક્યા માગું ? મેં ક્યા માગું ?
ઐસી ટૂંકીસી જિંદગીમેં ક્યા માગું ?'

[ એક ઘરાક આવે છે ! ]

ઘરાક : આ આટલા બધા ધ્યાનથી કોની કંઠી ઘડી રહ્યા છો ?

અખો : અહો ! આવો, આવો, લાલદાસશેઠ ! તમે ક્યારે આવ્યા ?

લાલદાસ : ધ્યાન ક્યાં છે તમારું ? કંઈ ખૂબ કાળજીથી કંઠી ઘડી રહ્યા છો ને ? કોની છે ?

અખો : ઘરાકની નથી, શેઠ !

લાલદાસ : એ તો હોય જ ને ! નહિ તો આટલા બધા ધ્યાનથી ઘડો ખરા ? તમારે માટે બનાવો છો, એમ ? ટંકશાળમાં કંઈ હાથ પડયો લાગે છે !

અખો : અરે એ શું બોલ્યા ? કોઈ સાંભળશે તો યે અમસ્થા આપણને બંનેને ગુનેગાર ગણશે.

લાલદાસ : ના રે, હું તો મશ્કરી કરું છું.

અખો : અરે હા શેઠ ! તમારા પેટમાં તો પાપ નથી, પણ આપણા લોક અદેખાઈમાં પૂરા છે. બાદશાહની ટંકશાળ; એટલે પ્રામાણિકપણું ને ચોકસાઈ ન હોય તો માર્યા જઇએ.

લાલદાસ : અરે ! હું કયાં જાણતો નથી ? ને તમને ન ઓળખું ? નહિ તો તમારે બારણે આવું યે ખરો ?

અખો : એ ખરું. પણ શેઠ ! તમારે તો બે ઘડી હસવું, પણ વાયે વાયે વાત જાય ને હસવાનું ખસવું થાય. આજે તો શેઠ, જ્યાં જુઓ ત્યાં ચાડી, ચુગલી, નિંદા, પ્રપંચનો પાર નથી. અને એક તો અમારું નામ જ ચોરનું !

લાલદાસ : ખરું છે ભાઈ, ખરું છે. આજે કોઈની ચડતી કોઈથી દેખી ખમાતી નથી. લોકને શું ? પણ કહો તો ખરા કે આ કોની ?

અખો : આ તો અમારા પાડોશમાં જમનાબહેન છે ને, એમની કંઠી છે. આ લો. તમારાથી કંઈ છાનું છે ? મૂળ વાત એમ જે એના ત્રણસો રૂપિયા મને સોંપી મૂકયા હતા. એ બાઈમાણસ એટલે કોણ સાચવે ? બેત્રણ વર્ષથી મારે ત્યાં જ પડી રહ્યા હતા. હવે એમને કંઠી પહેરવાનો વિચાર થયો તે આ ઘડી આપી. આજનો એમનો વાયદો–તે કદાચ ને હમણાં જ ડોકિયું કરશે. આ સાફ કરવાની જ વાર છે. લો જુઓ ને; કેવી છે ?

લાલદાસ : [ જોતોજોતો ] કંઠી તો અખાભાઈ, ઘણી જ સુંદર. આપીકી ગણી બનાવેલી એટલે પછી પૂછવું જ શું ? આશરે કેટલા તોલાની હશે ?

અખો : એ તો હવે તમે જ કહો ને.

લાલદાસ : અરે ! એ કંઈ અમારાં કામ ? આ તો તમે ત્રણસો રૂપિયા કહ્યા એટલે પૂછ્યું.

અખો : [ હસતાં ] કેમ ?

લાલદાસ : વધારેની લાગે છે, એટલે પૂછ્યું. માલ બનાવી ન જાણીએ પણ આશરે કીમ્મતની તો સમજ પડે ખરી કની?

અખો : તમારું ધારવું બરાબર છે.

લાલદાસ : હજી મજૂરી તો હું ગણુતો નથી, તો યે ચારસો સાડી-ચારસોનું તો સોનું જ થાય. કેમ ખરું ને!

[ જમના આવે છે ]

જમના : કેમ અખાભાઈ, કંઠી તૈયાર થઈ કે? આજે તો મારે પહેરવી જ છે.

અખો : આ હમણાં જ તમને સંભાર્યાં હતાં. આ રહી, છે તો તૈયાર, પણ જરા સાફ કરી આપું એટલી વાર છે.

જમના : કેટલી વાર લાગશે હજી?

અખો : અરે વાર શાની?

જમના : ના, ના, પછી સાફ કરજો; હમણાં તો હું પહેરી જ જાઉં છું. મારે હમણાં બહાર જવું છે.

લાલદાસ : જમનાબહેન! તમે નસીબદાર તો ખરાં હં.

જમના : કેમ?

અખો : કંઇ નહિ; એ તો શેઠને કંઠી ઘણી ગમી ગઈ તેથી કહે છે. તમને કેવી લાગી?

જમના : અરે કંઠી તો સરસ–બહુ સરસ બનાવી છે હોં, વાહ! પહેરી જ જઉં છું; પછી સાફ કરી આપશો ને?

અખો : અરે, પણ મેં ના કયારે કહી છે? લાવજો ને. ગમી એટલે બસ. આ ત્રણ દિવસથી મેં બીજું કશું હાથ પર લીધું જ નથી. આ શેઠનું ઘડવાનું પણ એમ જ રહ્યું છે ને!

જમના : અરે ગમી તો ઘણી જ, લો, પહેરી જ લઉં છું. ચાલો જઉં છું, પછી આવીશ.

અખો : પણ આવડી ધાડ શી? આવ્યાં શું ને ચાલ્યાં શું?

જમના : જરા ઊતાવળે જવું છે; પછીથી આવીશ, હં? જઉં છું, અખાભાઈ!

અખો : વારુ ! આવજો જમનાબહેન !

[ જમના જાય છે ]

લાલદાસ : ચાલો, હવે મારાં કડાં લો.

અખો : શેઠ, મારે આ સગી બહેન કરતાં પણ વધારે છે હં ! અને એનો પણ મારા પર બહુ ભાવ, હોં !

લાલદાસ : ભાઈ, લેણાદેણીની વાત છે. હવે અમારાં કડાં ક્યારે આપશો ?

અખો : અરે હાં, જુઓની આજે કયો વાર ?

લાલદાસ : મંગળવાર.

અખો : બસ તો—

[ બહારથી અવાજ ]

અવાજ : એ અખેદાસ સોનીકા ઘર કીધર હય ?

અખો : એ ઈધર ભાઈ, ઇધર ! આવો. કંઈ બાદશાહી ફરમાન લાગે છે.

[ બાદશાહના બે સિપાઈઓ દાખલ થાય છે ]

એક સિપાઈ : ટંકશાલકે અમલદાર રહીઆદાસ સોની કુટુંબકા અખેદાસકો બાદશાહ સલામતકા ફરમાન હય.

અખો : પણ છે શું ?

એક સિપાઈ : યે ખરીતા હય–પઢો. [કાગળ ધરે છે ]

અખો : [ ખરીતો લેતાં ] પણ ખાંસાહેબ, કંઈ કારણ તો કહેશો ને ?

એક સિપાઈ : વો સબ ઇસમેં લિખા હય.

અખો : લો શેઠ વાંચો; તમે તો હોશિયાર છો.

લાલદાસ : [ મહામહેનતે વાંચે છે ] દેસાઇકી ખિડકીમે રહનેવાલે રહીઆદાસ કુટુંબકે સોની અક્ષયદાસને ટંકસાલમેં ઉસીકા અમલ દરમ્યાન સોનાચાંદીકે સિક્કેમેં દુસરી ગલત ધાતુ મિલાયા હય વૈસા ઉસકે પર આરોપ હય. ઇસ લિયે બાદશાહ સલામતકી સુબેદારી કચેરીમેં અભી હાજર હોનેકા ફરમાન હય.

અખો : મારા પર આરોપ ? ખાંસાહબ ! કંઈક ભૂલ થાય છે.

પહેલો સિપાઈ: વો સબ કચેરીમેં કહના. ચલો અભી, દેરી મત કરો.

લાલદાસ: ખાંસાહેબ! અખેદાસ કદી એવું કરે એ મનાય જ નહિ.

પહેલો સિપાઈ: વો હમ ના જાને. એ ફરમાન બરાબર ઉન્હે અભી આના હી પડેગા.

લાલદાસ: ભાઈ! કંઈ બાદશાહના ફરમાનને ના પડાવાની હતી? જઈ આવોની, એટલે ખબર પડશે.

અખો: હાસ્તો કંઈ છૂટકો છે? જોયું ને? ઘડીની ખબર નથી. પણ આપણે શી ચંતા? જેના દીલમાં મેલ એને ડંખ. ચાલો ખાંસાહબ, જરી અંગરખોપાઘડી પહેરી લઉં.

[ અખો અંદર જાય છે. ]

લાલદાસ: ખાંસાહેબ! આ શી ભાંજગડ છે? અખેદાસ કદી એવું કરે નહિ. બચારો ભગવાનનો માણસ–નેક માણસ.

એક સિપાઈ: કયા માલૂમ! કચેરીમેં કુછ ખટપટ ચલતી હય. કીસીને કુછ ધોકા દે દીયા હોગા.

લાલદાસ: એમ જ હશે; નહિ તો બધા તો સોની વાલમાંથી રતી ચોરે, ત્યારે આ તો ઊમેરે એવો માણસ છે. આ તો એનો કંઈ દિવસ જ વાંકો. બાકી એના પર આવું આળ?

બીજો સિપાઈ: ટંકશાલકે અમલદાર પર સબકી નજર રહતી હય.

[ અખો અંદરથી બહાર આવે છે. ]

અખો: ચલો ખાંસાહેબ! તમે, ભાઈ, બેસજો; હું હમણાં જ પાછો આવીશ, ઘણું કરીને તો.

[ સિપાઇઓ સાથે એ પણ જાય છે. ]

લાલદાસ: શો કળજગ આવ્યો છે? અખાભાઇ જેવા પર આળ! સરકારી નોકરીમાં કોઈ સલામત જ નહિ! આવો નિખાલસ માણસ, પ્રામાણિક માણસ, સીધાપાધરો એનો ધંધો કર્યા કરે; કોઇની સાથે ખટપટ નહિ, વાત નહિ. ખરેખર! કળજુગના માયાવી બંધનમાં જગત ઘેરાતું જાય છે. એ તો જે થાય તે જોયા કરવાનું. પણ અખેભાઇને કંઇ આંચ નહિ આવે.

[ બે જણ લડતાલડતા આવે છે.]

એક : એ અખેભાઈ ! અખેભાઈ !

લાલદાસ : અખેભાઈ તો નથી ભાઈ, કેમ ?

બીજો : એ ભઈશાબ, આ અમારો ટંટો પતાવવો છે. આમણે સાટું કર્યું, હવે એકદમ ફરી જાય છે.

એક : [ ઘાંટા પાડીને ] કોણે સાટું કર્યું હતું ? શી જૂઠી વાત લાવ્યો છે ? સાટું કેવું ને વાત કેવી !

લાલદાસ : પણ તમે ઘાંટા પાડતા રહો, ને–જરા મને કહો તો ખરા કે શેનું સાટું છે ? શી વાત છે ?

બીજો : અરે ભઈશાબ, એમની છોકરીનું વેવીશાળ મારા કીકા હારે કર્યું, ને હવે એ ફરી જાય સે—

લાલદાસ : તે તમારો કીકો કેટલા વર્ષનો ?

બીજો : દસ વર્ષનો વળી, કેમ ?

લાલદાસ : દસ વર્ષનો ! અને એને પરણાવવા નીકળ્યા છો ?

બીજો : અરે એ તે કાંઇ નાનો કહેવાય ? એ તો એને કન્યા આલવી નથી, એટલે વાંકું પડયું. નહિ તો ગઇ સાલનાં લગન થઇ ગયાં હોત.

એક : હા, હા, એમ લગન થઇ ગયાં હોત ! ભાઇશાબ, કંઈ વાતચીત જ નહિ ને–આ તો લઈ જ પડવાનું.

બીજો : હવે જુઠું ! ખાઓ મારા સોગન !

એક : હવે એમ લગનમાં તે સોગન ખવાતા હશે ?

લાલદાસ : પણ તેમાં આ ઝગડો અહીં શા માટે લઇ આવ્યા છો !

એક : એ એ અખાભાઈને લવાદ નેમવા. તદ્દન નસ્વાર્થી માણસ. તે ઝપ દઈ ને ફડચો કરે. કયાં બહાર ગયા છે ?

લાલદાસ : હા, કચેરીમાં ગયા છે; થોડીક વારમાં આવવા જોઇએ.

બીજો : ત્યારે હેંડો પછી આવીશું.

એક : ના, ના, એ આ એક વારનું પતાવ્યા વના હું નહિ હેંડું.

લાલદાસ : ભાઇ ! જરા મોડેથી આવજો. આમ લડવાડ કરો તે કંઈ ઠીક કહેવાય ? આપમેળે સમજી જવું જોઇએ.

એક : ઠીક ભઇશાબ ! પણ આવાં જૂઠાં આળ ચડાવે—

બીજો : હવે સામો સરજોરી ના કર ને; કોણ આળ ચડાવે છે ?

**એક** : કોણ આળ ચડાવે છે ?

**બીજો** : હા, કોણ આળ ચડાવે છે ?

**એક** : અરે તમે જ કો'ની, કોણ આળ ચડાવે છે તે ?

**લાલદાસ** : અરે પણ જરા ઠંડા પડો ભાઇ, પારકે ઘેર આ શું ધાંધળ માંડી બેઠા છો ?

**એક** : જુઓ ને, આ નાહકની ઉપાધિ.

[ બહાર ઢોલ વાગતો સંભળાય છે. ]

**લાલદાસ** : જાઓ પણે બહાર નટપૂતળીનો ખેલ આવ્યો એ જુઓ, લડો નહિ.

[ જોરથી ઢોલ સંભળાય છે. ]

બંને : હા, હા, ચલો : એ ભઇશાબ, પછી આવીશું અમે.

[ જાય છે. ઢોલ વાગતો ધીમે ધીમે બંધ થાય છે. ]

**લાલદાસ** : હજી આ ઢીંગલાઢીંગલીનાં લગ્ન આપણે ત્યાં ? ને હજી કેટલો યે કાળ સુધી ચાલશે ! અને એની પ્રજા પણ કેવી નબળી નીવડશે ! ઓ ભગવાન !

[ જમના આવે છે. ]

જમના : કેમ અખેભાઈ નથી ?

**લાલદાસ** : ના, કચેરીમાં ગયા છે.

જમના : કચેરીમાં ? ત્યાં કેમ ?

**લાલદાસ** : એમના પર સોનાચાંદીમાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ મૂકાયો છે, તે બાદશાહના સિપાઈ આવીને લઈ ગયા.

જમના : હાય હાય ! અખેભાઈ પર એવો આરોપ ? શું કહો છો ?

જમના : ઓ પ્રભુ ! શું થશે હવે ?

**લાલદાસ** : સિપાઈ઼ઓ કહેતા હતા કે કોઇની કાનભંભેરણી છે એટલે છૂટીને જ આવશે. હવે તમે અહીં બેસો તો હું દરબારમાં જતો આવું. મને પણ ચિંતા થાય છે.

જમના : હા, હા, હું અહીં બેઠી છું. તમે જલદી જાઓ, ને કંઈ ખબર પડે કે તરત મને કહી જજો. અખેભાઇને કંઈ થાય નહિ એ જોજો, હં.

**[ લાલદાસ જાય છે ]**

જમના : અરેરે ! આ મારા જ પાપનું ફળ તો નહિ હોય ? મને યે શી બુદ્ધિ સૂઝી ? એનો મારા પર કેટલો ભાવ ! કેટલું હેત ! કેટલી લાગણી ! મારા એની પાસે મૂકેલા ત્રણસો રૂપીઆ. એના પર મેં અવિશ્વાસ આણી આ કંઠીને બહાને એ લઈ લેવાનો મનસુબો કર્યો. એણે બિચારાએ કેટલી હોંસથી આ કંઠી કરી આપી ! કીધી તો કીધી, પણ એમાં ગાંઠના સો રૂપિયા ઊમેર્યા. એણે એટલું કર્યું, ત્યારે મેં મૂર્ખીએ એમાં અણવિશ્વાસ આણી કંઠીની ચોકસીને ત્યાં કીંમત કરાવી. અરેરે ! મને એ શું સૂઝયું ? એનો મારે માટે કેટલો નિઃસ્વાર્થ ભાવ ! એનો મેં આવો બદલો વાળ્યો ! મારું જ પાપ એને નહિ નડયું હોય ? અપરાધ મારો ને ગુનેગાર એ. આ તો ચોર કોટવાળને દંડે એવું થયું. ઓ ભગવાન ! એ જાણશે ત્યારે એને કેટલું લાગશે ! મેં આ શું કીધું ? બનશે તો એને હું કહીશ જ નહિ. પણ આ કંઠી પર ચોકસીએ મૂકેલો કાપ કંઈ છુપો રહેશે ? અને હું આપીશ નહિ તો યે એ તો સાફ કરવા માગશે જ. જગતમાં આવો ભાઇ તે કયાંથી પામીશ ? મેં માગી લીધેલો મારો ભાઇ, ને એણે મૂકેલો મારામાં વિશ્વાસ, અને એને આપેલા મારા વચનમાંથી હું ચળી ! ઓ ભાઇ ! ભાઇ ! મને માફ કર. અખેભાઇ ! અખેભાઈ !

[ અખો આવે છે. ]

અખો : કંઈ ચિંતા ન કર, કંઈ નથી. જમનાબહેન, હું નિર્દોષ ઠર્યો છું.

જમના : [ સફાળી ] અખેભાઈ ! અખેભાઈ ! આવ્યા તમે ? આવ્યા તમે !

અખો : હા. ઈશ્વરે લાજ રાખી લીધી છે. કોઇએ સુબેદારને જૂઠું ભંભેર્યું હતું.

જમના : ચાલો સારું થયું ! [ અચકાતાં ] સત્યનો અંતે જય જ થાય છે.

અખો : હા, પણ જગતનાં પાખંડોનો પણ પાર નથી હોતો તો. આવાં જૂઠાણાંથી શો ફાયદો થતો હશે ?

જમના : તમારા પેલા ઘરાક તમને મળ્યા ? એ તમને જોવા જ દરબારમાં ગયા છે.

અખો : હા. એ મને રસ્તે મળ્યા. હમણાં આવે છે પાછા. કેમ કંઠી લાવ્યાં છો ? લાવો સાફ કરી આપું.

જમના : ના, ના, હવે સાફ કર્યા વગર ચાલશે.

અખો : અરે સાફ કર્યા વિના ચાલે ? ચળક જ નહિ આવે ; લાવો.

જમના : લો. ને...ને અખાભાઈ ! [ કંઠી આપતાં ] આ કાપ છે તે પણ જરા સમો કરી આપો ને.

અખો : [ કંઠી લઈને ] આ શેનો કાપ છે ?

જમના : અરે એતો અમસ્તો. ઊંદરબૂંદર...ના ના, કોણ જાણે કેમ એ કાપ પડયો ? પણ બરાબર થશે ને ?

અખો : જમનાબહેન ! શી વાત કરો છો ? આટલી વારમાં અને ઊંદરનો કાપ ! મને ખરું કહો.

જમના : એ જાણીને શું કામ છે ? તમે સમો નહિ કરી આપો ?

અખો : દસ વાર સમો કરી આપીશ. કયારે ના કહી છે ? પણ મારે આ કાપ વિષે જાણવું જ છે.

જમના : તે હું નથી કહેવાની ત્યારે.

અખો : બહેન ! યાદ છે ? તમે મારાં ધર્મભગિની થાઓ. મારાથી આજે છુપાવો છો ને ! મને જ નથી કહેવું ? આજે મારાથી આટલી જુદાઈ રાખવા માંડી એમ જ ને ?

જમના : ભાઈ ! ઓછું આણવાની જરા યે જરુર નથી. એ કહેવામાં કંઈ લાભ નથી, એટલે નથી કહેતી.

અખો : લાભ કે ગેરલાભ ! જે હશે તે વેઠવા હું તૈયાર છું. મને તમારા ભાઈ તરીકે ઓળખતાં હો, તો કહો.

જમના : ભાઈ ! સત્તર વાર ભાઈ ! જન્મોજન્મ મળજો મને તારા જેવો ભાઈ. [ ઓવારણાં લે છે ] મને માફ કરો અખેભાઇ ! પણ મેં મૂખીએ ભૂલ કરી છે.

[ રડે છે. ]

અખો : હોય, ભૂલ તો કોણ નથી કરતું ? જે હોય તે જમનાબહેન ! એવું તે શું છે ? મને જરુર કહો.

**જમના :** ભાઇ ! શું કહું ? મેં તારામાં અવિશ્વાસ આણ્યો અને આ કંઠી ચોકસી પાસે કીંમત કરાવવા લઇ ગઇ. ત્યાં ચોકસીએ મૂકેલો આ કાપ છે. મને માફ કર ભાઈ ! તારી નિઃસ્વાર્થ લાગણીનો આ બદલો ! અરેરે, મને એટલો પસ્તાવો થાય છે ! મને કોકે ભંભેરી. સોનીના ધંધા પર આળ ચડાવ્યાં. સત્યનાશ જાય એ ભંભેરનારનું ! અખેભાઇ ! અખેભાઇ !

[ રડે છે. ]

**અખો :** [ બેત્રણ ક્ષણ પછી ] બહેન, રડ નહિ. હમણાં આ તને બરાબર કરી આપું છું, અને બીજું પણ કંઇ જોઇતુંકરતું હોય તો આપું.

**જમના :** મને કંઈ નહિ જોઇએ. તું જેવો ભાઈ મળ્યો, એથી વધારે મને શું જોઇએ ! અરેરે ! મને આ શી મતિ સૂઝી !

**અખો :** હવે પસ્તાવો કરે શો ફાયદો ? કંઈ નહિ. એમાં તારો દોષ છે જ નહિ. આ જગતની માયા જ એવી છે. પાખંડથી ભરેલી આ દુનીઆમાં આપણે પામર માત્ર, ઘણી યે વાર એમ ભરમાઇએ છીએ. હશે. મારા મનમાં કંઇ જ નથી. આ ઘર તારું ગણીને જ વાપરજે ; એ તો આ મારા પરની આળઘડી આવીને ચાલી ગઈ.

**જમના :** અખાભાઈ ! આવું ફરીથી નહિ કરું હો ! હું શું મોં બતાવી રહું તને ? તારા મનમાં કંઈ નહિ રાખે ને ? હું જાઉં છું.

**અખો :** [ વિચારમાં લીન ] કંઈ ઓછું ના આણતી, જમના ! આવજે હં !

[ જમના જાય છે. ]

માટીના માળખામાં આટલો બધો પ્રપંચ, એમ ! માનવમાત્રને માયાનાં બંધન છે, એમ ? મારી બહેન જેવી આ બહેન, જેને મેં બહેન કરતાં પણ અધિક ગણી એને પણ મારામાં વિશ્વાસ નહિ ! પાંચપાંચ વર્ષ આટલી નિમકહલાલ સેવા બજાવી તો યે સુબેદારના મનમાં મારે માટે અવિશ્વાસ આવ્યો ! લોભ ને અદેખાઈના સડાથી ઊભરાઈ રહેલા આ જગતમાં પ્રામાણિકપણાને કયાં ય પણ સ્થાન નથી શું ! શું થવા બેઠું છે ? સગીબહેન જેવી બહેન ભાઇમાં વિશ્વાસ ન મૂકે, એ હડહડતો કળજુગ નહિ તો બીજું શું ? હો ! હો ! માનવજીવન કેટલું સડેલું છે ! માયાનાં આવરણ કેવાં

લીલાંપીળાં દેખાડે છે! જગતના આદિકાળથી જન્મેલી એ માયાનટી! ખરેખર, તારાં અટપટાં આવરણોમાં સઘળાં ગુલામ છે. તારી ઈન્દ્રજાળ-વિદ્યા, તારા વિવિધ સંકલ્પવિકલ્પ, તારા તરેહવાર વેશરંગ, તારી ચિત્ર-વિચિત્ર પ્રપંચલીલા, તારી કૂવા પરના ચક્કર જેવી ગતિ, તારું ચંચળ ચાતુર્ય, એ સર્વ વડે તું માનવજાતને મર્કટ માફક નચવી રહી છે! રે, બાળકના ધંધોલિયા રમાડી રહી છે! ધન્ય છે તને! અંતે તું કોને નથી ઠગતી? કોને દગો નથી દેતી? કરસણી કરસણ ઊગાડે ને પછી કાચુંપાકું જોયા વગર કાપી ખાય, એમ તું પણ કંઈક રંગરાગ ઉત્પન્ન કરી ક્યારે કંઇકને ગળી ખાય છે, એનો ભરોસો પણ નહિ!

સોનીનો ધંધો એટલે જગતના અવિશ્વાસને પાત્ર ધંધો! સોની એટલે વાલમાંથી રતી ચોરે જ. સોની થયો ત્યારે આ દુઃખ ને? સોનું ઘડ્યું ત્યારે આળ આવ્યાં ને?–મારે નથી કરવો એ ધંધો. આ સાણસી, ચીપીઓ, ભૂંગળી બધું લાવ નાંખું કૂવામાં કે થાય નીરાંત.

[ બધું ઊંચકી અંદર નાંખવા જાય છે ને ઘરાક આવે છે. ]

લાલદાસ : અખેભાઈ!

અખો : [ અંદરથી આવી ] આવો શેઠ! કેમ, કંઈ બહુ રોકાણા?

લાલદાસ : નાકે એક ભજનમંડળી આવી હતી ત્યાં જરા સાંભળવા ઊભો રહ્યો.

અખો : ઠીક ઠીક. લો આ તમારાં કડાં, ક્યાંક બીજે કરાવી લેજો. લો તોળી લો તમારું સોનું.

[ અખો તોળવા બેસે છે. ]

લાલદાસ : પણ આ શું કરો છો એ તો કહો. આ શું?

અખો : શેઠ! સોનીનો ધંધો હવે નહિ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. બહુ રળ્યા, બહુ કમાયા, બહુ આપણું ગણ્યું. આ બધાં વળખાં છે. શેઠજી, પાણીમાંથી માખણ નહિં નીકળે. સોનામખી સોનું નહિ થાય. કૂતરો હાડકાં ચાટે તેથી પેટ નહિ ભરાય. સાબુખારે ધોતાં મન નહિ ધોવાય! આ બધાં ફાંફાં છે.

[ અખો આંટા મારતો જાય છે. ]

લાલદાસ : પણ અખેદાસ ! આ શું કરો છો ? જરા બેસીને વાત તો કરો ! અકળવકળ કેમ ફરો છો !

અખો : બસ, શેઠ ! બસ. બહુ જોયું, બહુ માણ્યું. સગાંવહાલાં, સંસારવ્યવહાર બધો નાટક જોઇ લીધો. હું સોની શું ? તમે શેઠ શું ?

'ભૂત પંચનો આ સંસાર, મૂરખ વહે તે વરણઅહંકાર ;
ભાત ચલાવા વરણ ; કોઈ મસ્તક, હસ્તકટિચરણ !
બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર સૌ હરિનો પિંડ કોઈ નથી ક્ષુદ્ર.
ભણ્યાગણ્યા ભલે પાકે પંચ, ન્યાય ઊકેલે જાણે સંચ.
સભાપતિ થઇ બેસે મધ્ય, આતમની નહિ જાણે વિધ્ય.
કશે મળે નહિ કુંવારી ગાય; ઠાલા આવ્યા ને ભૂલા જાય.'

લાલદાસ : પણ અખેદાસ ! આ શું થવા બેઠું છે તમને ?—આ પોટલાં શાનાં કાઢો છો ? ને આ ઘરેણાંનો ઢગલો શાનો કરો છો ?

અખો :

'આ મહાવલગણી માયા પાપણી, જેમ સેવીએ તેમ ડસે સાપણી.
રંગઢંગ માયામાં ઘણા, સૌકોઈ સેવક છે માયાતણાં.
સર્વમંત્ર, ઔષધ ઉપચાર, જાગ્યો હવે હું ટળ્યો સંસાર.'

લો આ—લાલદાસ શેઠ ! મારા તમે અસલ ઘરાક ને સ્નેહી સજ્જન છો. આટલું સુપરત કરું છું. આ ટીપ, ને આ ઘરેણાં. આ ટીપ ન ઊકલે તો પડખેથી બોલાવજો વિદ્યાધરને. એ ભણેલ છે, એણે આ લખેલ છે. સૌસૌનું સોંપી દેજો. શેઠજી, મને તમારા પર હજી વિશ્વાસ છે.

લાલદાસ : પણ આનો કંઇ અરથ ? અખેદાસ ! કંઈ ગાંડા થઈ ગયા છો કે શું ?

અખો : અને શેઠજી ! આ ઘર, માલમિલકત જે કંઈ આમાંથી નીકળે તેની વ્યવસ્થા તમારે શિર; ગમે તો બધું જમનાબ્હેનને આપજો.

લાલદાસ : અખેદાસ ! અખેદાસ !

અખો : હવે અખેદાસ ઈશ્વરરૂપી જહાજે ચડયો.

'વાપાણી સઘળો સંસાર, તેનો શું આણવો ઇતબાર ?'

હવે મને જીવતાં પહેલાં મરેલો જ સમજજો.

'તાણ્યો જીવ મારો ગયો ટળી; હવે સંશયવાળો રહેશે મળી.
અમે જગતથી અવળું કર્યું; જીવત મૂકી મરણું આદર્યું.'

બસ શેઠજી! આ આટલી વિનતિ મારી ધ્યાન ધરજો. સંસાર મિથ્યા છે! આ માયાવી બંધન જૂઠાં છે. એમાંથી નીકળ્યે જ છૂટકો. ગુરુ વિના જ્ઞાન નહિ; બ્રહ્મજ્ઞાનની શોધમાં જાઉં છું.

'પ્રભુ પામવા મારગ એક, સદ્‌ગુરુ શરણે જ્ઞાનવિવેક;
બીજા મારગ કોટાકોટ રહે આવર્યા ગુણની ઓટ;
અખો ઊડયો હવે આકાશ, તેને નોય પૃથ્વીના પાશ!'

લાલદાસ : અખેદાસ! અખેદાસ। [ અખો અંદર જાય છે. ]

[ દૂરથી એક ભજનમંડળી ગાતીગાતી આવતી સંભળાય છે. વૈષ્ણવજનની ધૂન સંભળાવા માંડે છે. ]

અખો : [ બહાર આવી ] શેઠ! અહીંથી ઊઠયા છો તો ઈશ્વરના સોગન. તમે જમનાબહેનને પણ હમણાં કશું કહેશો નહિ.

[ ભજન મંડળીનો અવાજ સ્પષ્ટ રીતે આવે છે, તે બંને સાંભળી રહે છે. ]

'વૈષ્ણવ જનતો તેને રે કહીએ જે પીડ પરાઈ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તો યે મન અભિમાન ન આણે રે!'

અખો : ( મોટેથી ) લાલદાસશેઠ! જય જય!
'વૈષ્ણવ જનતો તેને રે કહીએ.'

[ સહુ અવાજ ભેળો ગાતોગાતો અખો ચાલ્યો જાય છે. ]

લાલદાસ : પણ કયાં અખેદાસ! કયાં? આ બધો અહીં ઢગલો કરી કયાં?

[ ધીમેધીમે અવાજ ઓછો થતો જાય છે ને પડદો. ]

અખો

### પ્રશ્નો

૧ અખાના જીવનની રૂપરેખા આપો.
૨ આ નાટકમાં આવેલા અખાનું પાત્રનિરૂપણ કરો.
૩ અખાની ધર્મબહેન જમનાએ અખાને શો અનુભવ કરાવ્યો?
૪ અખાને સરકારમાંથી શા માટે તેડું આવ્યું?
૫ સંસારના પ્રપંચ ને ખટપટોએ અખાના મન પર છેવટે શી અસર કરી? પરિણામ શું આવ્યું?

# યજ્ઞેશ શુક્લ ( પીયૂષ )

**[ જન્મ વિ. સં. ૧૯૬૫ : ઈ. સ. ૧૯૦૮ ]**

[ **શ્રીયજ્ઞેશ હરિહર શુક્લ જ્ઞાતિએ** ચાતુર્વેદીય મોઢ **બ્રાહ્મણ** ને **વલસાડના** વતની છે. એમણે મટ્રિક સુધીનો અભ્યાસ કરેલો છે. વધુ અભ્યાસ કરવાનું બંધ કરી એ પત્રકારિત્વના ધંધામાં જોડાયા અને **મુંબાઈના** પ્રસિદ્ધ સાપ્તાહિક **'ગુજરાતી'**ના તંત્રીખાતામાં રહ્યા. હાલ એ **'જન્મભૂમિ'** દૈનિકના તંત્રીખાતામાં છે.

એમણે આપણા દેશના ને બીજા દેશોના નારીજીવનનો ઊંડો અભ્યાસ કર્યો છે ને એ વિષે સંખ્યાબંધ લેખો પ્રસિદ્ધ કર્યા છે. 'ગુણસુંદરી'માસિકના એ વર્ષો સુધી સહતંત્રી હતા. 'પીયૂષ' ઉપનામે એમણે ભાષાંતરરૂપે, અનુવાદરૂપે તેમ જ મૌલિક સંખ્યાબંધ સામાજિક વાર્તાઓ લખી છે. **મરાઠીનું** એ સારું જ્ઞાન ધરાવે છે. એમની સાહિત્યસેવા અવિરત ચાલુ છે.

**ગ્રંથો**

**તૂટેલાં બંધન, ઈર્ષ્યાની આગ,** ગરીબની ગૃહલક્ષ્મી, **ષોડશી, અર્ધુંઅંગ, સુનીતા ફ્રૉક, જીવતા સોદા, એ પત્ની કોની? ખીલતી** કળી, વગેરે વગેરે ]

## વિમાતા

માતા થવા આવેલી શા માટે વિમાતા થતી હશે ? શું લગ્નની પ્રતિજ્ઞા તે ભૂલી જાય છે ? એની માનવતા ક્યાં જતી રહે છે ?

"નિરુ!...ઓ નિ...રુ!...ક્યાં મરી ગઈ?" રસોડામાંથી સુશીલાનો કર્કશ અવાજ આવ્યો. તેનો પડઘો હજી શમ્યો નહિ ત્યાં તો " આવી બા ! " કહીને નવ વર્ષની નિર્મળાએ પ્રવેશ કર્યો.

રસોડાના ઓરડાના બારણા આગળ આવીને નિર્મળા ઊભી રહેતાં જ સુશીલાએ પાછી રાડ પાડી.

" ક્યાં ગઈ હતી ? પેલો તારો સગલો રડે છે તેનું ભાન નથી ? " બાજુના ખંડમાંથી ઘોડિયામાં સૂતેલા બાળકનો રડવાનો અવાજ નિર્મળાને સંભળાયો.

" તમે જ મને મનુકાકીને ત્યાં મરચાં લેવા મોકલી હતી ને ? " નિર્મળાએ જવાબ આપ્યો તેથી સુશીલા ચીડાઈ અને રોટલી વણવા હાથમાં ધરેલું વેલણ નિર્મળા તરફ ફેંક્યું. સદ્ભાગ્યે તે છટકી ગયું એટલે

માત્ર નિર્મળાના ડાબા હાથને સ્પર્શ કરી નીચે પડયું. નિર્મળા, ભાઇને હિંચોળવા પાસેના ખંડમાં ગઈ. જતી વેળા સુશીલાનો સૂર સંભળાયો: "સામું બોલતાં શીખી છે ?"

પૂછેલા સવાલનો જવાબ આપવો એનો અર્થ 'સામું બોલવું' એવો કરવાની વડિલોને આદત પડી હોય છે.

રડતા ભાઇને હાલરડું ગાઇને નિર્મળાએ સૂવાડી દીધો. તે પછી ઉપલા પ્રસંગની યાદ આવતાં તેની આંખમાંથી આંસુનાં બેચાર ટીપાં સરી પડયાં. પાછી સ્વસ્થ થઇને તે રસોડા આગળ આવીને ઊભી રહી. તે વેળા, સુશીલા પાલવવડે આંખ લૂછી રહી હતી.

સુશીલા સુમનલાલની બીજી પત્ની હતી. ચાર વર્ષ ઉપર નિર્મળાને પાંચ વર્ષની મૂકીને, સુમનલાલની પ્રથમ પત્ની મરણ પામી હતી. તે પછી, એક વર્ષે તેમણે સુશીલા સાથે લગ્ન કર્યું હતું. સુશીલાએ પતિના ઘરમાં પ્રવેશ કરતાં જ, એક વર્ષના ગૃહિણી વિનાના ઘરને યથાસ્થિત કરી દીધું; એટલું જ નહિ પણ મોસાળ રહેતી નિર્મળાને અત્યંત આગ્રહ કરીને ઘેર બોલાવી લીધી. સુમનલાલની ઇચ્છા નિર્મળાને મોસાળમાં જ રહેવા દેવાની હતી અને નિર્મળાનાં મોસાળિયાં પણ સાવકી માના કબજામાં તેને સોંપવા બહુ આતુર ન હતાં. પરંતુ, સુશીલાના અત્યંત આગ્રહ આગળ સુમનલાલનું કાંઈ પણ ન ચાલ્યું. સુશીલા જાતે જ નિર્મળાને મોસાળ ગઇ. તેને તેડી લાવી. સાથેસાથે, નિર્મળાની વૃદ્ધ આજીમાને તેણે ખાતરી આપી કે નિર્મળાને હું મારી સાવકી પુત્રી ન લેખતાં પેટની પુત્રી લેખે જ પાળીશ.

અને સુશીલાએ એમ કર્યું પણ ખરું. નિર્મળાને ઊછેરવા માટે, તેનામાં સંસ્કાર રેડવા માટે, તેણે સતત ધ્યાન આપવા માંડયું. પોતે થોડું-ઘણું ભણેલી હતી એટલે તેને શરુઆતનું અક્ષરજ્ઞાન આપવાની શરુઆત પણ સુશીલાએ જ કરી. કોઇને એમ ન લાગે કે સુશીલા સાવકી મા છે એવું તેનું વર્તન હતું. સુશીલાના આવા વર્તનથી સુમનલાલ ખુશ થયો અને માતાવિહોણી નિર્મળાને પણ માતાના સાચા વાત્સલ્યનો પરિચય થવા માંડયો. માતૃસ્નેહની મૃદુ કુમાશનો નિર્મળામાં અભાવ રહી જશે એવો સુમનલાલનો ભય દૂર થયો. નિર્મળા સગી માતાને ભૂલવા લાગી.

પણ હમણાંહમણાં પાંચછ મહિનાથી સુશીલાના સ્વભાવમાં ફેરફાર થતો હોય એમ નિર્મળાને લાગવા માંડ્યું. થોડીથોડી વારે સુશીલા નિરુ ઉપર ચીઢાતી; વિના કારણે તેને ઠપકો આપવા માંડતી અને કોઇકકોઈકવાર તેને મારતી પણ ખરી. જ્યારે ને ત્યારે 'ભાઈ'ને અંગેની ફરિયાદ માટે તે કારણભૂત થઈ પડતી. પહેલી સુવાવડ કરીને, હાથમાં ગુલાબના ગોટાજેવો પુત્ર લઇને, પાછી પતિગૃહે આવ્યા પછી તેનામાં આ ફેરફાર થયેલો જણાતો હતો.

ઘણીવાર નિરુ વિચાર કરતી: "બા આમ કેમ કરતી હશે વારુ? પહેલાં કોઈ દિવસ મને વઢતી નહિ અને હવે તો જરાજરામાં ખીજાઈ જાય છે અને મારે છે પણ ખરી!" બિચારી નિર્દોષ બાલિકા આનો ઘણોઘણો વિચાર કરતી પણ તેને એનો કાંઈ જવાબ મળતો નહિ. બહુ મૂંઝાતી ત્યારે કોઇવાર એકાંત ઓરડીમાં બેસી થોડાં આંસુ સારતી; અને પોતાની ગત સગી માતાને સંભારતી.

સુશીલામાં થયેલા આ સ્વભાવપરિવર્તનની ખબર સુમનલાલને પડી ન હતી. નિર્મળાને એમાં કાંઈ ખાસ જણાવવા જેવું લાગતું નહિ. પરિણામે નિરુ તરફના સુશીલાના કઠોર વર્તનનો સુમનલાલને ખ્યાલ જ આવ્યો નહિ.

ઉપરના ને આ પછી તો એવા બીજા ઘણા નજીવા પ્રસંગો બની ગયા. એને લીધે નિરુની સખ્ત ખબર લઈ નાંખવામાં આવી હતી. એક દિવસ બાબાને દૂધ પાવાની શીશી ગરમ પાણીથી ધોવા જતાં ફૂટી ગઈ. ઘરમાં બીજી શીશી હતી નહિ એટલે બાબાને દૂધ પાવામાં અડચણ પડી. પરિણામે, સુશીલાએ નિરુને સખ્ત ધમકાવી અને રોષમાં ને રોષમાં એક સખ્ત લપડાક પણ લગાવી દીધી. લમણા ઉપર સખ્ત લપડાક લાગી જતાં નિરુ તમ્મર ખાઇને નીચે પટકાઈ પડી! સુશીલાને થયું કે જરા વધારે લાગી ગયું. પણ રડતા બાબાને છાનો રાખવાની ફરજ આગળ તેણે નિરુને પડતી મૂકી. થોડીવારે ભાન આવતાં નિરુ ઊઠી અને રડતીરડતી પાણીઆરા આગળ જઈ, મોઢું ધોઈ, મૂંગી બેસી રહી.

આમ અર્ધોએક કલાક વીતી ગયા પછી, સુશીલાએ 'નિરુ!' કરી બૂમ મારી. પણ તેમાં પહેલાનાં કરતાં કઠોરતા ઓછી થયેલી લાગી. કાંઈ

પણ જવાબ વાળ્યા વિના નિર્મળા ધીમે પગલે જાણે બીતી હોય તેમ સુશીલાની નજીક આવી ઊભી. તેનું મોઢું ઊતરી ગયું હતું. હમણાં જ રડવાથી આંખો લાલચોળ થઈ ગઈ હતી. તેનો ચહેરો એકદમ દયામણો થઈ ગયો હતો. એ દયામણો ચહેરો જોતાં સુશીલાના મુખ ઉપર ગ્લાનિની એક રેખા ફરી વળી. નિરુ નવ વર્ષની થઈ તે દરમિયાન તેનો આવો દયામણો ચહેરો સુશીલાએ આજે પહેલી જ વાર જોયો.

"બાબાને જરા બહાર ફેરવી લાવ તો," સુશીલાએ નમ્ર સ્વરે આજ્ઞા કરી. કાંઈક ધ્રૂજતા હાથે બાબાને લઈને નિરુ ઝડપથી ઘર બહાર નીકળી ગઈ.

એ દિવસથી નિરુની વાચા જ જાણે બંધ થઈ ગઈ હોય તેમ તે મુદ્દલ બોલતી નહિ. ન છૂટકે એકાદ શબ્દ બોલવો પડે એટલું જ. બાકી સર્વ કામ તે મૂંગે મોઢે કરતી. બાબો ગમે તેટલું રડતો હોય, પણ નિરુ મૂંગે મોઢે તેને હિંચકો નાંખ્યા કરતી. નહિ હાલરડું ગાતી કે નહિ કાંઈ કાલુંકાલું બોલી તેને રીઝવતી. અને સુશીલા પાસે જતાં તો તે કંપી ઊઠતી. જે સુશીલાની ગોદમાં ભરાઈને નિરુ કાલુંકાલું બોલતી, કોઈકોઈક વાર કોઈ મધુરું ગીત ગાતી એ જ સુશીલાની સામે ઊભા રહેતાં પણ આજે તે કંપતી. અને આમ નિર્મળાનું પ્રફુલ્લ મુખ જાણે કરમાઈ જવા લાગ્યું. તેના મોઢા પર હાસ્યની છાંટ સરખી પણ દેખાતી નહિ. એની દેહવલ સૂકાઈ જતી હતી.

નિરુની આ સ્થિતિ ન જોઈ શકે એટલી સુશીલા આંધળી ન હતી. પહેલાં તો થોડાક દિવસ તેણે એ તરફ બેદરકારી દાખવી. પણ નિર્મળાનું આવું વર્તન દિવસેદિવસે વધતું જ ચાલ્યું. એટલે સુશીલાને ચિંતા થવા લાગી. પણ બાળકની ધમાલમાં તે પાછી હતી તેવી બેદરકાર બની ગઈ. જો કે નિરુ તરફના કઠોર વર્તનમાં ફેરફાર થવા માંડયો હતો. હવે ભૂલ થાય તો પણ તે નિરુને વઢતી નહિ, તેમ ખાસ ખીજાતી પણ નહિ. તેમ નિરુ એવો પ્રસંગ ભાગ્યે જ લાવવા દેતી.

ત્રણચાર માસ આ ને આ સ્થિતિમાં વહી ગયા એટલા સમયમાં નિરુ ચીમળાયલા ફૂલજેવી થઈ ગઈ. સુમનલાલે બેચાર વાર નિરુને પૂછ્યું પણ ખરું, પરંતુ "કાંઈ નથી થતું" કહીને તે વાત ઊડાવી દેતી.

એક દિવસ બપોરે ઘરમાં વાસીદું વાળતાં નિરુને તમ્મર આવી ગયાં તે પરસાળમાં બેભાન બનીને નીચે ઢળી પડી. સુશીલા એમ જ સમજતી હતી કે નિરુ વાસીદું વાળે છે. ઘણો સમય થયો પણ નિરુ જણાઈ નહિ એટલે તેણે બેત્રણ બૂમો પાડી. કાંઈ જવાબ મળ્યો નહિ. બહાર રમતી હશે, એમ ધારીને તેને જોવા આવી. પરસાળમાં જ નિરુને પડેલી જોઈ. તેને ઢંઢોળી પણ નિરુ કાંઈ બોલી નહિ. તેનું શરીર ઠંડુંગાર થઈ ગયું હતું અને આખા શરીરમાંથી પાણીપાણી છૂટી રહ્યું હતું. સુશીલા ગભરાઈ ગઈ. બેભાન નિરુને પથારી કરી સૂવાડી તેણે તરત જ સુમનલાલને ઑફિસમાંથી બોલાવ્યા. દાકતરને બોલાવ્યા. ચારપાંચ કલાકે નિરુને ભાન આવ્યું. કેટકેટલા ઉપચાર કરી તેના શરીરમાં ગરમી લાવવામાં આવી. ભાન આવતાં આંખો ઉઘાડી પાસે જ સુશીલાને બેઠેલી જોઈ કે તેણે તરત જ આંખ મીંચી દીધી. થોડીવારે સુશીલાએ ગરમ મસાલો પાવા માંડયો પણ તેણે પીધો નહિ. સુમનલાલે પાયો ત્યારે જ તે પીધો. દવા પણ સુમનલાલના હાથે જ પીધી અને પથારી પાસે પણ સુમનલાલ બેસે એવો આગ્રહ કર્યો.

પછી તો જ્યારેજ્યારે સુશીલા નજરે ચડે ત્યારેત્યારે નિરુ ચમકી ઊઠતી. કાંઈ ભયંકર ચીજ જોઈ હોય એમ કેટલીકવાર તો ચીસ પણ પાડી ઊઠતી. સુમનલાલ, કે દાકતર આનું કાંઈ કારણ સમજી શકયા નહિ. 'અત્યંત નબળાઇનું પરિણામ' એટલો ટૂંકો તેમનો ઉત્તર હતો. પણ સુશીલા બધું સમજી ગઈ હતી. તેના પોતાના વર્તનની દુઃખદ યાદ આવવા માંડી અને જેમજેમ તેને નિરુને ઠપકા આપ્યાના, તેને માર્યાના પ્રસંગો યાદ આવતા ગયા તેમતેમ, તેના હૃદયમાં પરિતાપ વધવા માંડયો. નિરુને તે કેટલા હેતથી બોલાવી લાવી હતી, તે પ્રસંગ સાંભરી આવતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. અને હવે નિરુ તેને જોતાં ચમકી ઊઠતી, તે વખતે તો સુશીલાને પૃથ્વીદેવી માર્ગ આપે તો તેમાં સમાઈ જવા જેવું થતું. નિરુની આ સ્થિતિ માટે હું પોતે જ જવાબદાર છું, એ તો કયારનું તેની સમજમાં આવી ગયું હતું.

"મારામાં આવો ફેરફાર શાથી થયા હશે ? નિરુ મને કદી અકારી લાગી નથી. છતાં, મેં તેના તરફ કેમ કઠોર વર્તન કર્યું હશે ? નિરુ તરફ મારું વર્તન શાથી આમ બદલાયું હશે ?" સુશીલા ઘણીવાર આ બધું વિચારતી પણ તેને એનો કાંઈ જવાબ ન મળતો.

" ગરીબ બિચારી ! " નિરુને પથારીમાં સૂતેલી જોતાં તેના મુખમાંથી એટલા જ શબ્દો સરી પડતા. નિરુ જલદી સારી થાય, એવી કાળજીથી તેણે સારવાર શરુ કરી. અને નિરુને જોઇને દિવસમાં કેટલીક વાર તેની આંખ-માંથી આંસુધારા ધડધડ પડતી. " નિરુ સારી થઈ જશે ! " એમ જણાવીને સુમનલાલ તેને આશ્વાસન આપતો.

આવી જ રીતે એક સાંજે નિરુની પથારીમાં માથા આગળ સુશીલા બેઠી હતી. એક માસની પથારીવશ સ્થિતિને લીધે નિરુનો દેહ ગળી ગયો હતો. તેનાં સૂકાતાં હાડકાં દેખાવા લાગ્યાં હતાં. એ દેહને જોતાં જ સુશીલાની આંખમાં ઝળઝળિયાં આવ્યાં; તેનું મોઢું ઊતરેલું તો હતું જ; તેમાં તેને પોતાના વર્તનનું પાશ્ચું સ્મરણ થયું, એટલે તેની આંખમાંથી આંસુનો પ્રવાહ સરવા માંડયો. કેટલી ય વાર સુધી આમ તેણે ચોધાર આંસુએ રડયા જ કર્યું.

એ દરમિયાન નિરુ જાગી ગઈ; સુશીલાને તેનું ભાન ન હતું. નિરુએ ઊંચે જોયું; સુશીલાને જોતાં પહેલાં તે ચમકી; મોઢું નીચે લઈ લીધું. થોડી વારે, તેની આંખમાંથી આંસુનાં ટીપાં તેના કપાળ ઉપર પડયાં. તેણે ફરી ઊંચું જોયું. સુશીલા રડતી હતી. શા માટે રડતી હશે ? તેને વિચાર આવ્યો. સુશીલાના મોઢા તરફ તે તાકીતાકીને જોઈ રહી. કઠોર લાગતો ચહેરો માર્દવભર્યો લાગ્યો. તે પર વત્સલતાની રેખાઓ દેખાઈ. નિરુ બધું ભૂલી ગઈ. તેનાથી આંસુ ન દેખાયાં. તે બોલી : " બા, કેમ રડે છે ? "

કેટલે દિવસે આ મીઠો, મધુજેવો શબ્દ સુશીલાને કાને સંભળાયો. અને પૂર્વસ્મરણુને લીધે, તેની આંખમાંથી આંસુ જોસભેર વહી રહ્યાં.

" બા, કેમ રડે છે ? " નિરુએ ફરી પૂછ્યું. એ મધુર સ્વરના ગુંજારવે તેના હૈયાને છેક પલાળી મૂકયું. આંખમાંથી આંસુ વધુ જોસભેર વહેવા માંડયાં. પણ મુખમાંથી એક શબ્દ સરખો પણ નીકળ્યો નહિ.

" બા, રહી જાને; મારા સમ ! " પુત્રીની ધીરજ ખૂટતી લાગી.

" નહિ, મારી દીકરી, એવું ન બોલીએ. " કેટલા ય દિવસે, સુશીલાના હૃદયમાં સાચો ઊમળકો થઈ આવ્યો. નિરુને છાતીસરસી ચાંપી તેના ઉપર

તેણે ચુંબન વર્ષાવ્યાં. પણ તેના આંખમાંથી આંસુનો પ્રવાહ તો વહ્યા જ કર્યો. કેટલી ય વાર સુધી નિરુ સુશીલાની ગોદમાં લપાઈ રહી.

વિમાતા પણ માતા બને, બની શકે.

અર્ધું અંગ

### પ્રશ્નો

૧ સુશીલા શા માટે શરુઆતમાં માતૃપ્રેમ ભૂલી ગઈ?

૨ એની ભૂલ એને શાથી જણાઈ?

૩ નિર્મળાના જીવનમાં એણે શી ખરાબી કરી?

૪ ફરી વિમાતા મટી સુશીલા સગીજેવી પ્રેમી માતા શાથી બની?



# પ્રકાશિની

## નરસિંહ મહેતા : એક પ્રભુ, ૨ સર્વવ્યાપક પ્રભુ

જૂજવે-જુદે. ભૂધર—પૃથ્વીને ધારણ કરનાર. શિવ–પરમાત્મા, કલ્યાણ. જીવ–જીવાત્મા. શ્રુતિ-વેદ. સ્મૃતિ-મનુસ્મૃતિ વગેરે શાસ્ત્રો–સ્મરણ ઉપરથી લખાયલાં શાસ્ત્રો. સાખ દે–પ્રમાણ આપી પૂરવાર કરે. કનકકુંડલ…નો'ય—સોનું અને તેમાંથી બનાવેલું કાનનું ઘરેણું જેમ જુદાં નથી તેમ શિવ ને જીવ એ એક જ છે. આપ-પોતે. પટંતરો-પટાન્તર, ભેદ. જીવશિવ વચ્ચે પડદો માત્ર દેખાય છે પણ ખરું જોતાં તે એક જ છે. શોધના-શુદ્ધિ કરવી તે.

૨ તે જ-બ્રહ્મ જ, પરમાત્મા જ. શ્યામ-કૃષ્ણના શ્યામ વર્ણને લીધે પરમાત્મા માટે પણ તે શબ્દ કવિ અહીં વાપરે છે. અનંત ઓછવ-સદાનો આનંદપ્રસંગ, ઉત્સવ. સજીવન મૂળી–ચેતનરૂપ મૂળ, પ્રભુ. ઉદ્યોત-ઝગઝગાટમય. સચ્ચિદાનંદ-સત, ચિત્ અને આનંદરૂપ પરમાત્મા. ક્રીડા-લીલા, રમત. સૂત્ર-દીવેટ. અનલ-અગ્નિ. અરધઉરધ-નીચે ને ઉપરના પ્રદેશમાં. અધ+ઉર્ધ્વ. પ્રેમનો તંત-પ્રેમરૂપી તંતુ. સંત–સાધુ પુરુષ.

## મીરાંબાઈ: બીજું મારે શું કરવું?

ધણી–પ્રભુ. જહું–અવશિષ્ટ, વધેલું, પ્રભુ ને સાધુને ધરાવેલું. નાગર-રસિક, અહીં પ્રભુ.

## અખો : સાંતીડાનું ભજન

સાંતીડું-હળ. પ્રાણી-બળદો. જોતર-ધૂંસરું મૂકી બળદને ગળે તેને વીંટાતાં દોરીનાં બંધનો. રાસ-દોરડું. સતપરોણો–સત્યરૂપી અણીદાર હાંકવાની લાકડી. ગણ–ગણતરી. ગુંડાં-ગુંતા, અડચણો, વિઘ્નો. બહુનામી–ઘણાં નામવાળા પ્રભુ. સમૂળાં–જડથી. ચત્રભુજ–ચતુર્ભુજ, ચાર છે હાથ જેને તે, પ્રભુ. તાર આવ્યાં–ખેડાઇને તાલમાં આવ્યાં, વાવવા યોગ્ય થયાં. ત્રાટકતી-તડામાર કરતી. જુઓ ખેડુતની કહેવત: 'વાવણી ને તાવણી ત્રણ દિવસની.' વાવણી–બી નાંખવાં તે. ઓરણી–ઓરિયા (અથવા ચાવળ) ઉપર બાંધેલા જે સાધન વડે ખેતરમાં બી પેરાય છે (નંખાય છે) તે. ખેડુતની ભાષામાં એને 'માણું' પણ કહે છે. લાખે લેખાં–શુમાર વગરનો પાક થવો તે. પાંચે આંગળીએ–છૂટા હાથે, વગર સંકોચે. ઓળે–હારે, ચાસબંધ ઊગેલાં બી. મ–નહીં. ચોગે-ચારે. સુરતા-ધ્યાન. મેડો–માળો. ઢાળિડો–કાપણી કરનાર. ઢાળ–કાપણી.

**પ્રેમાનંદ : કૃષ્ણનું કપટ, ૨ કૃષ્ણ અને અહિલોચન, ૩ સુભદ્રા અને ભાભીઓ, ૪ ઠગણી ભાભીઓ, ૫ યુદ્ધની તૈયારી, ૬ રક્ષાબંધન ૭ અભિમન્યુ ને ઉત્તરા.**

વ્યંગ-વ્યંગ્ય, કટાક્ષથી કહેલું. વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ એ ત્રણ રીતે અર્થ સૂચવાય છે. કૌતુક-નવાઈની ચીજ. નિર્ધાર-જરુર. બહીરપણું-બહેરાશ, બધીરતા. આણ-સમ. શીત-ઝેરકાજળી, મરવા પહેલાંનો પરસેવો. શોષ-દાહ. અંબુજ-કમળ. મધુકર-ભમરો. ઘાત-વિશ્વાસઘાત.

૨ દુરીજનની દીનત્વવાણી-દુર્જનના કાલાવાલા. વળતા-પછી. લહી-પામ્યો. સહાયો-પકડાયલો. આફૂણીએ-આપોઆપ, પોતાની મેળે. વિદાર્યા-નારી નાંખ્યા. વાયક-વાક્ય, બોલ. હુતાશન-અગ્નિ. વહાયો-છેતર્યો. અભ્યંતર-મહીંમહીંનો, પોતાનો. નખે નિપાત્યો-નખથી ચીરી નાંખ્યો.

વપુ-શરીર. મીન-માછલી. સમાવ્યા-ઠંડા કરી દીધા, મારી નાંખ્યા. નક્ષત્રી-ભૃગુવંશીય પરશુરામરૂપે છઠ્ઠો અવતાર લઈ વિષ્ણુએ ક્ષત્રિઓનો એકત્રીસ વાર નાશ કર્યો હતો.

૩ મોરારી-મૂરારિ-મૂરરાક્ષસના વેરી. વામા-સ્ત્રી. પટોળું-પાટણમાં થતી એ નામની સાડી. વેસર-નથની, નાકની વાળી. અણવટ-વાંટલા. કટિમેખલા-કંદોરો. ભીયા-તે ભાઈ-કૃષ્ણ. ઝાકળ ઊતારું-ખંખેરી નાંખું, સીધાસટ કરી દઉં.

૪ માનુની—માનિની, એંટવાળી સ્ત્રી. મૃત્યુક—મુડદું. હંસ—આત્મા. પરાણે—પ્રાણે, જીવે. મરકલડું—હાહાહીહી, ઠંઠોળી. અવિવેકે—ગેરડહાપણે. સરકડા—તપખીરનો નાસ. ટબકલી—ટપકાંવાળી. સાંસતાં—ધીમાં. અંગુઠી—વીંટી. માન મોહોતી—માનની ઘેલી હતી. સોતી—વાળી, પહેરેલી. ભાવના પોહોતી—તમારા-પ્રેમભાવ પહોંચ્યા, હવે બહુ થયું.

૫ જેમતેમ-ગમેતેમ કરી. અસૂર-મોડું. જીવરખી-એક હથિયાર. રોધ-અટકાવ. વતી-થી, વડે. આદર્યાં છે-થી શરુઆત કરી છે, મોખરે મૂકયા છે. પેર-રીત, પ્રકાર.

૬ નાસા-નાક. રસના-જીભ. વાસવધીશ—વાસવાધીશ, ઈંદ્ર. ખાંડું-તરવાર. શર્વરી-રાત્રિ. દિવાકર-સૂર્ય. મેદ-ચરબી. સાહેર-દરિયો, સાયર. વાઘ-લગામ, ઝોબ-સખ્ત તાવ, ઝોબો. વાયક-વાક્ય. સુભટ-યોદ્ધો.

૭ આપ્લુત-પૂરા ભરેલા, સમૃદ્ધ. નિર્ગમ્યો-વીતાવ્યો. અભ્યન્તર-ભીતરનાં. બાકરી-ચડસ. કુંજર-હાથી. મચ્છસુતા-વિરાટપુત્રી, ઉત્તરા. વકરો-ચડીચડીને જાઓ. પોણ-સરત. પ્રતિપાળ-રક્ષક. કૃતાંત-યમ. વરુવા-વરવા, ખરાબ, દુષ્ટ. વ્યાલ-વાઘ, સાપ. ઉલ્કાપાત-ખરતા તારાનો વરસાદ, ભયંકર તોફાન. નિમેષ પલકારો. જીવ્યાપેં-જીવ્યાથી, 'પેં' જૂનો પ્રત્યય છે. ઉપરાજીને-કમાઈને, મેળવીને. વરાંસો વિયોગ. શિબિર-છાવણી, તંબુ. મહીધર-શેષનાગ. ધડહડે-ગડગડે. રેણુ-ધૂળ.

## વીરજી ભટ્ટ : કામાવતીની ચિત્રકળા

કામાવતીની વાર્તાનો સાર : જન્મજન્માંતરના વણુનની આ કથા છે. કામાવતી એના આગલા ભવના પતિ એક વણિક સાથે અંતે પરણે છે તે પહેલાં એ રાજા પાસે જાય છે. એના પ્રેમનો માર્યો વણિક વિરહમાં ગાંડો થઈ જાય છે. રાજા વેધે રહેલી કામાવતી ને વણિકનું છેવટે લગ્ન થાય છે.

ઝાતકાર—ઝગઝગાટ. અભિનવું—નવીન. અભિનવ. મહેરાબ—કમાન. જુગમ—યુગ્મ, જોડી. સમૈયું—સામૈયું, સાજનમંડલ. કશીદો—રેશમી ભરતકામ. નિધાન—સ્થાન. માતંગ—હાથી. મદ—હાથીનાં લમણાંમાંથી ઝરતો રસ. માતા—મસ્ત. સાદશ્ય—પ્રતિકૃતિ, છબી. રાયારાય—રાજાના રાજા, સમ્રાટ. જવ—જ્યારે. જાજ્વલ્ય—દેદીપ્યમાન, ઝગઝગાટવાળો. શુક—પોપટ, કીર. સારિકા—મેના, પોપટી. ચિત્રામ—ભરતકામનું ચિત્રામણ. નિપની—નિપજી, ઉત્પન્ન થઈ. બલિહારી—વારણું, વારી જવું તે.

## ધીરો : નશ્વર દેહ

કુંપો—સીસો. વણસતાં—વિનાશ પામતાં. મોઝાર—મધ્ય, માંહીં. જાયું—જનમ્યું. ધરાધરથી—પહેલેથી જ.

## શામળ : પંચનો ન્યાય

ખાત—સલાહ, ખાતરી. રખતી—શેહ, પરવા. હાંસુહાણુ—હસવું ને નુકસાન. ખરખરો—શોક. મનમાની—પ્રિયમાં પ્રિય. પરિયાં—ભાવિનાં કુટુંબીઓ. બકાલ—વણિક. કરિયો—વેપાર. કામની—સુંદર સ્ત્રી. આથ્ય—અર્થ, સીતારૂપ લક્ષ્મી. ગજધર—સુતાર. અધિનાથ—રાજા. કુંભક—વાયુ. વહાર—મદદ. ઓટ—સપાટો. રંકા—રાંક. લંગુર—વાંદરાં. કટક—સેના. કાર—કાર્ય. પરિયટ—ધોબી. ભૂર—ભૂત, જડ. રિધ—સમૃદ્ધિવાન, ઋદ્ધ. અતળી બળિયો—ખૂબ બળવાન. દેહવટ—દેહજડ. સાતુ—સોતુ. અલખત—પુંજી. રંચ—લવલેશ. લાખેણો—ખૂબ. પલવંગ—પ્લવંગ, વાંદરા. દશાનન-દશમુખ (આનન) જેને છે તે, રાવણ. પાનો-પાણી, શૂરાતન, કાગા—કાગડા. શતધા—સો પ્રકારે. ધાવ—ધા. ઊંઠ—સાડાત્રણ. ઊવેખું—ઉપેક્ષા, બેદરકારી કરું. પડો—ઢોલ, દાંડી. સુરતા—ધ્યાન. પસાયતાં—પ્રસાદ, બક્ષિસ. પાધરથો—પાદરથી. રળી—આનંદ. પરી—મોટી. છેલી—છેલ, શોખીલી. છાક—છાક, મદ. વાડવો-બ્રાહ્મણ. ખાડવો-નાનો ખાડો. ગંગોદક-ગંગાજળ, ભેંસર-પાડો

## દયારામ: પ્રેમપરીક્ષા, ૨ વૈષ્ણવ નથી થયો તું રે !

પ્રસુતા—સુવાવડી. વંધ્યા—વાંઝણી. માણ્યું—ભોગવેલું. રતિ—પ્રેમ. લંટે—છૂટી પડે. ચમક—લોહચુંબક. મધુકર—ભમરો. પારા—જાળ. નેહ—સ્નેહ. કંજ—કમળ. અગમ—અગમ્ય, ગૂઢ.

૨ દ્રવે—ભીંજાય, ગળગળો થાય. ચટકી—ચટકો, સ્વાદ.

## દેવાનંદ: ભગવાનને ભૂલેલાને

સેજ—પથારી. આડ—વિઘ્ન. તાન—નાદ. ફંદ-ઢોંગ.

## ભોજો ભગત: અશ્રદ્ધાળુ નારી

ધારણધીર—હિંમત, સમતુલા ને ધીરજ. માવો—માધવ, પ્રભુ. ઈતબાર—શ્રદ્ધા, વિશ્વાસ. ઓધાર.—ઉદ્ધાર. તંત—દુરાગ્રહ. વાંસે—પાછળ. વહાર—મદદ પરતીજ—પ્રતીતિ, વિશ્વાસ, પતીજ.

## દલપતરામ કવીશ્વર: બ્રાહ્મણોનો બહિષ્કાર

તગારાં-લોઢાના ટોપલા. ગુણા-ગુણ, કોથળા.

## નર્મદાશંકર દવે: લાભ ચોઘડિયાં

ઉજ્જમ-તેજ, પાણી. સોય-શોભે.

## બાલાશંકર કંથારિયા: દેજો દોપ ન કવિવરને

લતાકુંજ—વેલીઓનો મંડપ.

## નરસિંહરાવ દીવેટિયા: કિસા ગોતમી

પંકજ—કમળ. કપોતી—હોલી. તરુરાજિ-વૃક્ષોની હાર. વટ-વડ. નિસ્તબ્ધ-ભાન. કરમિયા-ચીમળાયલા. દુભે-હેરાન કરે. કંપમાન-ધ્રૂજતી. ઉટજ-ઝૂંપડું. ઝીલી—ફીક્કી. સદન-ઘર. ગૃહનાથ-ઘરનો ધણી, પતિ. ઊકલે-કમી થાય. બલિસ્થાન-ઘાત અથવા વધની જગા. મૂક-મૂંગું. પશુયૂથ-જાનવરોનું ટોળું.

## બળવંતરાય ઠાકોર: કવિનું એકાન્ત

ધૂમ—ધૂન. લિજ્જતો—સ્વાદ, શોખ. વિષયકીટ—વિષય (દુનિયાદારીના) શોખના કીડા. વિચારમિત્રો—વિચારરૂપી ભાઇબંધો. સદય—દયાળુ. હૃષ્ટ—બહેકેલા. બહલાવ—ખીલવ. બાની—વાણી, અહીં કાવ્યની વાણી. વિધુસુધા—ચંદ્રનું અમૃત.

## દામોદરદાસ બોટાદકર: અભિલાપ

આલંબશું—આધાર રાખીશું. વિષમ—અસહ્ય. આઘાત—પ્રહાર. ગરલ—ઝેર. સલિલ—પાણી. અનલ—અગ્નિ. ગર્ત—ખાડો. દ્વંદ્વ—જોડી. નવેલા—નવલા, નવીન. સુભાગી—સુંદર, ભાગ્યશાળી. શુભ્રતા—ઉજ્જવળતા. જનિ—જન્મ. પરત્વે—પરમાત્માપણામાં.

## સુરસિંહજી ગોહેલ (કલાપી): એક ઈચ્છા

આળું—રીઢું, સહનશીલ. વસમો—અસહ્ય, વિષમ.

**અરદેશર ખબરદાર : અગોચર ધામ**

અગોચર—ઇન્દ્રિયાતીત. ન સમજાય એવું, અગમ્ય. ગોત્યા—શોધ્યા. મર્ત્યધરા—મૃત્યુલોક, માનવો. અંકોર—અંકુર, (પ્રભુરૂપ) ફણગો. સ્વર્ગના પાટ—સ્વર્ગનું સિંહાસન, પ્રભુનું પદ.

**ચંદ્રવદન મહેતા : મા**

પોત—જાત, માતૃત્વ. જીવનભરતીઓટ—જિંદગીની લીલીસૂકી, ચડતીપડતી. સદય—દયાવાળી. સુભગ—ભાગ્યશાળી.

**કરસનદાસ માણેક : ગુર્જરી કુંજો સૂની નથી**

મત્ત—મસ્તાન. કિલ્લોલે—આનંદ કરે. ધીંગાણાં—યુદ્ધો. સિન્ધુડો—શૂર ચડાવનાર રણશિંગડાંના સૂરોમાં ગવાતો રાગ. અડિખમ—ધીંગા. ડેરા—તંબુ. હાજરાહજુરા—પ્રત્યક્ષ.

**સુંદરજી બેટાઇ : ગંગા ગઈ**

તૃષિતનયન—ઇન્તેજાર આંખોવાળુ. વત્સ—વાછરડાં. શૃંગ—શિંગડાં. સુરભ અનિલ—સુગન્ધવાળો પવન. સહજાનંદ—પ્રકૃતિજન્ય આનંદ, પ્રભુ. તનુજ—પુત્ર. ગોદ—સોડ. આઈ—માતા. સંક્ષુબ્ધ—ચિન્તાથી વ્યાકુલ થયલા. કામધેનુ—ઇચ્છિત મુજબ દૂઝતી ગાય. હૃદયાર્ઘ્ય—હૃદયની પૂજાની અંજલિ. મોરી—દોરી. ઋજુ—સરલ દીલના.

**ભાનુશંકર વ્યાસ : શિક્ષકનું સ્વપ્ન**

સંનિધે—પાસે. ધાત્રીવિધાત્રી—આયા અને નસીબની દેવી. સ્વયં—પોતાની મેળે, આપોઆપ. પ્રસુપ્ત—ઊંઘેલા. પ્રબુદ્ધ—જાગ્રત. અમાત્ય—પ્રધાન. પ્રખર—ધુરંધર. વિરાટ સુવિધાયકો—મહાન નિર્માતાઓ, ઘડનારાઓ. કવન—કાવ્ય. અકિંચન—ગરીબ. ફાલ—પાક. સૌખ્ય—સુખ. તમા—પરવા. જીવન જોતયું—જિંદગીને યોજી, જોડી. વિત્ત—પૈસોટકો. કૃતાર્થ—કૃતકૃત્ય, ધન્ય, સફળ, સુખી. લય—નાશ. નિનાદ—અવાજ, રવ.

**ઈન્દુલાલ ગાંધી : વીણાને વાગવા દેજે**

જાતી જુવાની—ઓસરતો ઉત્સાહ. પરાગવા—સુગંધ આપવા. કામવા—ઈચ્છવા. ભીંસ—દબાણ. અપંગતા—પાંગળાપણું, અશક્તિ.

**મગનલાલ પટેલ (પતિલ) : મારી બાળકીને**

સૌમ્ય—શાંતસુંદર. આસાયસ—વિસામો. પજવણી—હેરાનગતી, બાળતોફાન. જલપે—બબડે.

## મનસુખલાલ ઝવેરી : હું તો ચહું

સમત્વ–સમાન ભાવ. અનઘ–પાપ વગરની, નિર્દોષ. અભાન–અજ્ઞાન. નિર્ઝરે—ઝરે, વહે. મુદમયી આનંદપૂર્ણ. વાર્ધક્ય–વૃદ્ધાવસ્થા. જીરવી–પચાવી. તાઝગી–તાજાપણું, નવીનતા. ખુમારી–મદ. ગરવઉચ્ચતા–ગર્વથી ડોકને ટટ્ટી રાખવી તે. જીવનવિગ્રહે–જીવનની ઝપ્પાઝપ્પીમાં. પૌરુષ–પુરુષાર્થ. સભર–ભાર સાથેનો, ભર્યોભર્યો.

## રમણલાલ વકીલ : દ્વારે ઊભા કૂતરાને

દદડી રહી—ટપકી રહી. કવણપાસથી—કોની પાસેથી. તવસમાન—તારા જેવા. લૂલી પટપટાવીને—જીભ હલાવીને ખુશામદ કરી. કઠોર સંન્યાસ—ઉગ્ર ત્યાગવૃત્તિ. વસુધૈવ કુટુંબ—આખી પૃથ્વી એ જ કુટુંબ, ઉદાર માનવબંધુતાની ભાવના. અસ્પૃશ્ત— અસ્પર્શ્ય. નીરવ—શાંત. પૂંછડીચાતુરી—પૂંછડીનું ખુશામદિયા હલનચલન.

## ત્રિભુવનદાસ લુહાર (સુન્દરમ્) ફૂટપાથનાં સૂનાર

શાયી—સૂનાર. થડકાટ—ધમાલ. સમાણા—સરખા. ગમાણ—ઢોરને ચાર નીરવાની જગા. કારમું—અદ્ભુત. સમુદાય—સમૂહ. ખફાદીલી—નારાજી. ભીંસીપીસી—દાબીદળી. માનવમાળખાં—માનવરૂપ તકલાદી હાજપિંજરો. પામરાં—ક્ષુદ્ર. જંજિર—બેડી. ક્રાંતિ—વિપ્લવ, બળવો. ઝંઝાનિલ—વાવાઝોડું. હર્મ્યો—મહેલો. નશો–કેફ. સંચિત—ભેગાં થયેલ. સોણલાં—સ્વપ્નાં. સત્વ—પ્રાણ. પ્રછન્ન—ઢાંકી, ગુપ્ત. ઝૂડેલી—કાપેલી.

## ઉમાશંકર જોષી : લૂલાઆંધળાની નવી વાત

મજદૂર–મજૂર. નરવો ચોખ્ખો. ફાકા-ફક્કમફક્કા, ઉપવાસ. ભદ્રવર્ગ–સુખીવર્ગ, શ્રીમન્તવર્ગ. ફાંગી—લુચ્ચી, ઉસ્તાદ. પાળી—વારી. ઊમટયા—આનંદમાં આવી ગયા. મજલ–ખેપ. સાબધા—બલવાન. છોતાં—ખાલ.

## રમણીક અરાલવાળા : સ્વપ્નખંડેર

પોતાના મિત્રના અકાળ મરણથી ઊપજેલા વિયોગનું આ એક કરુણ શોકગીત છે. ગોરંભતા—ઘનઘોર થતા. વિતાન—ચંદરવો, છત. સુહાવવા–શોભાવવા. ટૂંક—શિખર

## ભજનો : અલખલેહ, ૨ એક દિન જાવું છે, ૩ તનમય તંબુરો, ૪ વિદાયગીરી

અલખલેહ–અલક્ષ્યની, પ્રભુની લગની. ઘટ–શરીર. સોહાગી–ભાગ્યવંત. પાવક—અગ્નિ. મટ–મતિ, બુદ્ધિ.

૨ શુક્ર–બૂંદ. પોખ્યો–પોષ્યો. પંડ–દેહ. લેશ–જરાપણ. અવિચળ—સ્થિર કૃપણ–કંજુસ.

૩ નિર્મી—બનાવી. ચરમે–ચામડે.

વજૈયો–બજવૈયો. ત્રિગુણાતીત–સત્ત્વ, રજસ ને તમસ એ ત્રણ ગુણથી પર, એ ત્રણ ગુણથી યે આગળ વધેલો.

## લોકગીતો : સવાર, ૨ સાંભર્યા !

વાણલાં—વહાણાં, પ્રભાત. મંજરિયાળે—મ્હોરવાળા.

ઉદાસી—ખિન્ન. બેસણુ—બેસવું તે. નાવણુ—સ્નાન.

## રાસડા : વેણીભાઇનો રાસડો, ૨ ફતેહસિંહ ગાયકવાડનો રાસડો

ફોરા ને કકડતા—ચોખ્ખાચટ્ટ. અકડાઈ—ફાંકો, ટેડાઈ.

૨ વણખૂટે—આયુષ્ય ખૂટયા પહેલાં. સાહ્ય—મદદ.

## ગ....દ્ય....વિ....ભા....ગ

## નર્મદાશંકર દવે : ભારતનું ગૌરવ, ૨ હિન્દુઓને ઉદ્બોધન

ઉત્કર્ષ—ચડતી. ન્યાયપ્રતિબંધ—ઇન્સાફની રાહમાં આવતાં વિઘ્નો. ભવ્ય—સુંદરમાં સુંદર. શબ્દશાસ્ત્ર—વ્યુત્પત્તિ.

૨ વર્ષાણુ—વાર્ષિક આવક. બલવત્તર—વધુ બળવાન. રસમ—રીતરિવાજ. નિબંધીઓ—સંચાલકો. સાબેલા—વરઘોડામાં બેઠેલા બણ્યાઠણ્યા બાળકો.

ચોતરા—વિશ્રામ માટે ઓટલા. મક્તબો—શાળા. કિતાબખાનાં—પુસ્તકાલયો. મતીઆ—મતીલા, દુરાગ્રહીઓ. તાવી—ઊકાળી. બહેતર—વધુ સારું.

## ગોવર્ધનરામ ત્રિપાઠી : ગોષ્ઠીવિનોદ

ગોષ્ઠી—વાત. વૈચિત્ર્ય—વિચિત્રતા, બહુવિધતા. प्रबला अबला—બળવાન સ્ત્રી: અસહિષ્ણુતા—સહન ન થાય તે. અબોલા—રીસ, રૂસણાં, ઈટ્ટા. કૃતજ્ઞતા—ઉપકારવશતા. ઊલટો શબ્દ 'કૃતઘ્નતા.' તાલ—મોખો. કાયર—હેરાન.

## બાલાશંકર કંથારિયા : આર્ય ચારુદત્ત

હલાલખોરો—ભંગીઓ. પાંશુ—રેતી. તકાસે—નીહાળે. વિરસ—શુષ્કતાથી. રટીરટીને—કાગારોળ કરી મૂકીને. પિષ્ટ—પીસેલા, દળેલા. સકરુણ—દયાજનક રીતે. વાતાયન—બારી. અવસાન—મૃત્યુ. પીટણી—પડો, દાંડી. મયૂખ—કિરણ. સુરુચિર—બહુ જ સુન્દર. વિદ્રુમ—રત્ન. સન્નિભ—સરખાં. અધરોષ્ઠી—નીચલા ઓઠવાળી. પીયૂષ—અમૃત. તરણ—તરવું તે. પ્રસૂતા—જન્મેલી. લેખે—ગણે. કરવીરમાલા—કરેણુંના ફૂલની માળા. સ્કંધે—ખભે. શામિત્ર—યજ્ઞ, હોમ. અજ—બકરો. સાર—સર્વસ્વ, સત્ત્વ. દૂષણ—ખોતાનું, આરોપ. આકુળવ્યાકુળ—

આંફળાફાંફળો. બેલ—જોડી. કરાર—શાંતિ. જગનનું જાનવર—હોમનું પશુ, વધ્ય પશુ. શરણાગત—શરણે આવેલું. અદા—વેરભાવ. નિષ્કારણ—અકારણ, નિસ્પૃહી જનાપવાદાગ્નિ—લોકના આરોપરૂપ દેવતા. વધામણું—ખુશખબર. વિધિ—ભાગ્ય કલંકી—કલંકિત, આરોપી. આપ્ત—ઈષ્ટ, પોતાના. વશાત—વિસાત, તાકાત. આરજા—સાધ્વી, આર્યા. કુમુદિનીવત—રાત્રિકમળની માફક. વિધ્વાશણી—વિધ્વંશિની, રાક્ષસોનો નાશ કરનારી દેવી. કૃષણ—કરસણ, તરણું. અપરા—બીજી. અંતર—હૃદય. પ્રેમધન્યા—પ્રેમવડે સુખી. વર—શ્રેષ્ઠ. વંઠ—વહી ગયેલ, નીચ. મખ—યજ્ઞ. ષડાનન—કાર્તિકસ્વામી, કુમાર. હિમધ્વજ—હિમ છે ધજા જેની તેવો, હિમાલય ધોરી—મુખ્ય. ધુરંધર—અગ્રણી. ધુર્જટિ—શિવ. નિદેશ—આદેશ, હુકમ. શીલ—સ્વભાવ. ચારુ—સુન્દર. શશાંક—ચંદ્રનો અંક, મૃગ. ઉદ્વેગ—દીલગીરી, શોક, ચારુચરિતે—હે સુન્દર ચારિત્ર્યવાળી! તિલોદક—મરણવખતે તલપાણી મુખમાં મૂકાય છે તે. વિદ્યમાન—જીવતા. વ્યવસાય.—વ્યવસ્થા. અંભોજિની—કમળ.ક્ષણભંગુર—નાશવન્ત. સુહૃદ—મિત્ર. ખલક—દુનિયા. વસુમતી.—પૃથ્વી. મોદ—આનંદ.

## મણિલાલ દ્વિવેદી : મનોબલ

અપેક્ષા—જરૂર. ઉપેક્ષા—બેદરકારી. પ્રલોભન—લોભ. મનવળાપણાં—મનને મનાવવાની રીત. અગાધ—ઊંડી. અમિત—અમાપ. ઉક્તિ—વાણી.

## રમણભાઈ નીલકંઠ : થોભીઆ

અનુસરણ—પાછળપાછળ જવું તે. જવાંમર્દી—પુરુષાર્થ. પિયળ—કપાળ ભરાઈ જાય એવું તિલક, આડ. મગ્ન—રોકાયલું, ડૂબેલું.

## મહાત્મા ગાંધીજી : અનુપમ હિમાલય

અનુપમ—કોઈ સાથે સરખાવાય નહીં એવો. મહત્ત્વનો—ઉપયોગનો. દીર્ઘદર્શી—અગમબુદ્ધિના. ધર્મનિષ્ઠ—ધાર્મિક વૃત્તિવાળા. ભાવિક—આસ્થાળુ. પ્રલય—મહાવિનાશ.

## શારદા મહેતા : સંભારણાંનો ઉપસંહાર

પરહેજ—કેદી. મચક—નમતું. સર્જનજૂનું—અતિપ્રાચીન. સ્વાસ્થ્ય—સ્વસ્થતા. સામનો—પ્રતિક્રિયા. ઓતપ્રોત—સેળભેળ. અજંપો—અશાંતિ. સાથ—સહકાર. વિષાદ—ઉદાસીનતા, ખેદ. ઓથ—મદદ. કટિબદ્ધ—કેડ બાંધીને, તૈયાર. સુસજ્જિત.

## વિનાયક મહેતા : રસિક સુરતીઓ!

આંડબર-વેશ. જીવતક્રિયા—મુઆ પહેલાં ઉત્તરક્રિયાની ન્યાત. મુળચી-કોગળિયું, કોલેરા. વરજેલી—મૂકેલી, ત્યાગેલી. ટૉર્ટ—નુકસાની. ભંડારો—ગંભાર, ન્યાત. અતીત—પસાર. જમાનત—જામીનગીરી. જીમ્મેદારી-જવાબદારી. નવતર—વધુ નવીન. ધાપ-હાથ. મુકદ્દમો-કેસ, ખટલો. તકાદો-ચોંપ, દબાણ. ચુઓ—ઊંદર. હજ—યાત્રા.

આગતાસ્વાગતા–મહેમાની. ક્ષણગામી—નાશવંત. ભયો--છાપ. ગુરુ ઘંટાલ–ઉસ્તાદ ગુરુ, જેસેકું તેસા. હેસીયતદાર—માલદાર.

જહાંગીરી--ધનિકતા. આઝાદો–સ્વતંત્ર. સુખાસન—પાલખી. બોલબાલા–ચડતી. જાહેરદારી--જાહેરખબર. ગુલ--બુઝાયલો. ગર્દ—કાદવ. વાગ્બાણુ—શબ્દો–રૂપી બાણો. ભીડયા--ઊપડયા. વરધી--ખબર. હાવભાવ–પ્રેમભાવ. તસ્વીર–છબી.

કવનશ્રેણિ—કવિતાશૈલી. લખલખાટ--તરવરાટ. અવલમંજલે--શ્મશાને પનાહ--આશરો. મ્યાનો--પાલખી. હળાહળ સોમલ--ઝેર. કામણ--જાદુ તોડમોડ - સમાધાન, નિર્ણય. બાષ્પવૃષ્ટિ--આંસુના વરસાદ. અશ્રુશ્રાવ–આંસુનું ઝરવું તે. શેરડા – રેલા. ઘટ--શરીર. ઉપાર્જનશક્તિ–કમાવાની તાકાત. સરસપાટી–મથાળું. સિતારો–ભાગ્યનો તારો. કટાણું—ઉતરી ગયેલું, ચડેલું. પરતો—પરછો. વિરાજિત--શોભાયમાન. હાસ્યાસ્પદ—હાસ્યપાત્ર. સન્મુખ--આગળ.

## દત્તાત્રેય કાલેલકર : શિક્ષકની ઈર્ષ્યા

ઉપયુક્ત—ઉપયોગી. સંશયાતીત—સંશયને મૂકી આગળ વધેલ, મુક્ત. દીલોજાન—હૃદયનો. સત્રાંત – છમાસિક. અનિશ્ચિતતા—અચોક્કસતા. નિવૃત્તિ—નિવારણ, શાંતિ.

## કનૈયાલાલ મુનશી : પ્રસ્થાન, ૨ યુરોપ જતાં

પ્રસ્થાન—પયાણ. તટસ્થતા—નિષ્પક્ષપાત. નાનમ—હીણપત. મેદની—સમૂહ. શ્રોત્રીય—વિદ્વાન બ્રાહ્મણ.

૨ ફક્કડ—શોખીન, લહેરી. ગંડેરિયા—ગોરા અને સુન્દર. મૌલિક—મૂળગત, અસલ. સાંસ્કારિક—સંસ્કારને લગતું. સુકુમાર—નાજુક. નિર્જનતા—વેરાનપણું. સશક્ત-- બલવાન. ઍકવેરિયમ —પાણીનાં પ્રાણીઓનું સંગ્રહસ્થાન. નિઃસીમ--બેહદ. બૃહત--મોટું, મહાન્.

## રામનારાયણ પાઠક : વાર્તાલેખન

મુગ્ધ—મોહિત. વર્ણાન્તર લગ્ન—એક બીજી ન્યાતના સાથે થતું લગ્ન. આડફેટે—આડે રસ્તે. વૈમનસ્ય--નારાજી, દીલનું ઊંચું થવું તે. ભાયાત--ભાઈઓ. સ્પેશિયાલિસ્ટો--તજ્જ્ઞ. ઘોળ--સમવાય.

## શંકરપ્રસાદ રાવલ : મંજરીનું પાત્ર

વિલક્ષણ--ઓર તરેહની. આરજા--આર્યા, જૈન સાધ્વી. આત્મજા--પુત્રી. પાણિગ્રહણ--લગ્ન. બ્રહ્મનિષ્ઠ--પ્રભુપર. સર્જન--ઉત્પત્તિ. મગદુર—તાકાત. ત્રિપુરારિ--ત્રિપુરરાક્ષસના શત્રુ, શિવ. નિર્માલ્ય--નિઃસત્વ, માલ વગરના. કલાવે છે--ખીલવે છે, ચડાવે છે. ભરછક--ભરપૂર, વિસ્તૃત. રસાતાલ--છેલ્લું પાતાળ.

મર્દન--ઉતારવું તે. કારસ્તાન--તરકટ, પેંતરા. નિર્વિકારી—સંયમિત. અદ્વૈત—ઐક્ય. અજેય—અજિત. સંનેપાત--ગાંડપણ.

### ધનસુખલાલ મહેતા : હુવાફેર

પ્રથા—રીતરિવાજ. રૂઢિ—જૂનો ચાલ. ફૅશન--શોખ. ધરાંપરાં—બોલબોલ કરવું તે. મંદુડિયાં—માંદલાં. માયકાંગલું--નિર્બળ. તતડાવતાં—ઊધડાં લેતાં. વંચડ--વનચર, જંગલી. દાંભિક--ઢોંગી,

### ગૌરીશંકર જોષી (ધૂમકેતુ) : અવિરામ યુદ્ધ

અવિરામ--ચાલુ, સતત, આહ્વાન--ઈજન, ચૅલૅંજ. તુમુલ—ઉગ્ર. આશાતંતુ—આશારૂપી તાંતણો. ધૂસર—ધૂળ, ધૂળવાળું.

### રમણલાલ દેસાઈ : પંકજ

બેકારી—બેરોજગારી. મનોમય—માનસિક. દ્રષ્ટા—સાક્ષી. ભયપ્રદ—ભયંકર. કાળમીંઢ—કાળા રંગનો ભયંકર પથ્થર. વિકળતા—ગાંડપણ, વિહ્વલતા. નંદનવન—ઈન્દ્રનો બાગ. વરદ—વરદાન આપનારી. અતિતંગ—તુટું તુટું કરતી. ઢોરમાર—ઢોરજેવો બેશુમાર માર.

### લીલાવતી મુનશી : લંડનથી પત્રો

સંગતિ—સોબત. કોલાહલ—ઘોંઘાટ. આત્મનિમગ્ન—આત્મરત, આત્મામાં પરોવાયલો. સ્થાપત્ય—ઘર બાંધવાની કળા. રાજ્યદ્વારીઓ—રાજપુરુષો, રાજનીતિજ્ઞો. જનપદ—ગામડું.

### ચંદ્રવદન મહેતા : અખો

પ્રપંચ--કારસ્તાન. આપીકી—પોતાની. ધાડ--ઊતાવળ. લેણાદેણી--ઋણાનુબંધ, આપવુંલેવું તે. ખરીતો—કાગળ. ગલત--હલકી. નિખાલસ--ચોખ્ખા દીલનો. સફાળી--ફાળ સાથે, એકદમ. ઓવારણાં--મીઠડાં, અલાબલા. માળખું--માળો, હાડપિંજર. આવરણ--ઢાંકણ. લીલાંપીળાં--રંગઢંગ. આદિકાળ--આરંભનો વખત. ઇન્દ્રજાળ—વિદ્યા, જાદુ. ધંધોલિયું—બાળકને રમતમાં નાંખી કામ લેવું તે, ખેલ. કરસણી--ખેડૂત. કરસણ--પાક. વળખાં--ફાંફાં, ખાલી બાચકા, વેવલાં. અકળવકળ--આકુળવ્યાકુળ, હેરાન. વરણ--વર્ણ, જાતિ. ક્ષુદ્ર--હલકા. સંચ--યંત્ર. વિધ્ય--રીત. ઓટ--ઓસરવું તે.

### યજ્ઞેશ શુકલ (પીયૂષ) : વિમાતા

વિમાતા—ઓરમાન માતા, અપર માતા. યથાસ્થિત—જેવું જોઈએ તેવું, ઠીકઠાક. પરિવર્તન—ફેરફાર. ગ્લાનિ—ચિંતા, ખિન્નતા. ઉપચાર--ઉપાય, સારવાર. પરિતાપ--સંતાપ. અકારી--અળખામણી. માર્દવ--મૃદુતા, કોમળતા. મધુ—મધ. ગુંજારવ—ગણગણાટ.

---

